શ્રી

# શ્રાવિકા ભૂષણ

તૃતીય અલંકાર.

પ્રસિદ્ધ કર્તા,

શ્રી શાસન નિકેતન

ગઢડા.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫

કિંમત ૧-૮-૦

# ખુલાસો.

શ્રી પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકોને 'શ્રી લાલન નિકેતન ગ્રંથમાળા' તરીકે પ્રસિદ્ધ કરવામા આવ્યા છે, તે સબધી ખુલાસો 'મહડા આશ્રમના હેવાલમાં' નીચે પ્રમાણે આપવામા આવેલ છે.

**'શ્રી લાલન નિકેતન ગ્રંથમાળા.'**

"સવત ૧૯૮૦ (ઇ સ. ૧૯૨૪) મા શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વ્યવસ્થાપકોએ વર્ગની સસ્થા બધ કરી અને તેમને હસ્તક પુસ્તકોનો જે સગ્રહ હતો તે, પુસ્તક મદિર નામે ઓરડો અને પુસ્તકો રાખવાના કબાટો લાલન નિકેતનને અર્પણ કર્યાં. એ પુસ્તકોને સુધારી લાલન નિકેતન ગ્રન્થમાળા તરીકે પ્રગટ કરવાનો નિર્ણય કરવામા આવ્યો

વસ્તુત શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સસ્થા સવત ૧૯૫૯ (ઇ સ ૧૯૦૩) મા પાલીતાણામા મે મારા કચ્છી જૈન મિત્રોની સહાયતાથી સ્થાપી હતી એ સસ્થાની મે દશ વર્ષ સુધી આનદ મત્રી તરીકે વ્યવસ્થા કરી હતી તે દરમ્યાન કચ્છી જૈન શ્રીમતોની સહાયતાથી પાલીતાણામા જૈન બોર્ડિંગ, જૈન વિધવાશ્રમ, "આનદ" માસીક અને જૈન પુસ્તક પ્રકાશન સસ્થાઓ, ભાવનગરમાં આનદ પ્રીન્ટીંગ પ્રેસ, કચ્છમાં કચ્છી જૈન બાલાશ્રમ, જૈન કન્યાશાળાઓ અને પાઠશાળાઓ તેમજ મુંબઇમા કચ્છી જૈન મહિલા સમાજ અને શ્રાવિકાશાળા વિગેરે સસ્થાઓની મે સ્થાપના કરી હતી

સવત ૧૯૬૯ (ઇ સ ૧૯૧૩) માં પાલીતાણામા પુરતી ભયકર હોનારત થતા શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગને ભારે ખોટ ખમવી પડી હતી તા ૨૪-૬-૧૩ ના રોજ મે એ વર્ગ અને તેને હસ્તક ચાલતી સઘળી સસ્થાઓમાથી મારી માદગીના કારણે રાજીનામુ આપ્યુ હતું, તે વખતે મારી સાથે બીજા પણ કેટલાક વ્યવસ્થાપકોએ રાજીનામા આપ્યા હતા તેથી જૈન બોર્ડિંગ તેના ફંડ સાથે તેના ટ્રસ્ટીઓને સુપ્રત કરવામાં આવી. કચ્છી જૈન બાલાશ્રમ

માટે નવી વ્યવસ્થાપક સમિતી નિયત કરી જેને એ સંસ્થા સુપ્રત કરવામાં આવી વર્ગના બાકી રહેલા વ્યવસ્થાપકો રહ્યા હતા તેમણે આનંદ પ્રીન્ટીંગ પ્રેસ ભાઈ દેવચંદ દામજી કુંડલાકરને વેચાતુ આપી તેની જે રકમ આવી તેમાંથી લેણદારોનું લેણું ચુકવી આપી બાકી વધેલી રકમમાથી રૂ ૧૫૦૦, અંકે રૂપીઆ દોઢ હજાર ખર્ચી એક પુસ્તક મંદિર બંધાવ્યું અને તેમા રેલની હોનારત વખતે ભીંજાયેલા પુસ્તકો રાખવામાં આવ્યા એ પુસ્તકોની કંઈ પણ વ્યવસ્થા તેઓ કરી શક્યા નહિ તેથી તેઓએ શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સંસ્થા બંધ કરી અને પુસ્તકો લાલન નિકેતનને અર્પણ કર્યાં "

કહેવાની જરૂર નથી કે શ્રી પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગનો હું માનદ મંત્રી હતો ત્યારે 'પુસ્તક પ્રકાશન'ની જવાબદારી મારે શિરે હતી અને એજ જવાબદારી આજે ફરી મારા શિરપર આવી છે

વર્ગ તરફથી નાના-મ્હોટા લગભગ પાંચ દજન પુસ્તકો દસ વર્ષમાં પ્રગટ કરવામાં આવ્યાં હતા તેમાં શ્રાવિકા-ભૂષણના ચાર ભાગ, સતી મંડળના બે ભાગ શ્રાવિકા સુબોધ દર્પણ વિગેરેની યોજના મહીલાઓ માટે દિક્ષાકુમારીના બે ભાગ મુનિઓ માટે, જૈન પ્રવેશપોથીના ચાર ભાગ અને જૈન પહેલી-બીજી વિદ્યાર્થીઓ માટે આનંદમંદિર પાડવપ્રબોધ, દાનવીર રત્નપાળ ઉત્તમકુમાર ધર્મવીર જમાનંદ અને પુણ્યપ્રભાવ સામાન્ય જનસમાજ માટે અને તત્ત્વ ભૂમિમાં પ્રવેશ જૈન શશિકાંત, તત્ત્વચિંતામણી ધર્મરત્ન પ્રકરણના ત્રણ ભાગ, ઉપદેશ પદ, ઉપદેશ રત્નાકર અને અધ્યાત્મસાર તાત્ત્વિક બોધના અભિલાષીઓ માટે યોજવામાં આવ્યા હતા

સંવત્ ૧૯૬૯ માં પાલીતાણામાં પાણીની રેલ જો આવી ન હત, તો આજે એ સંસ્થા તરફથી સંખ્યાબંધ સુબોધક પુસ્તકો પ્રગટ થઇ શકત, પણ જે ભાવીને ગમ્યુ તે ખરૂં ઉપરોક્ત તમામ પુસ્તકોની યોજના મે કેવળ હિતબુદ્ધિથીજ કરી હતી એ કહેવાની આવશ્યકતા રહેતી નથી.

સંવત ૧૯૮૩ }
સને ૧૯૨૭ }

શાહ શિવજી દેવસિંહ,
માનદ મંત્રી, લાલન નિકેતન-મઢડા.

સ્રગ્ધરા

આપો શ્રી વીરવાણી [1]હૃદયકમળમા [2]ધૈર્યતા ધર્મ બુદ્ધિ-
ના સારે [3]સાર પામો સકળ જગતમા શ્રાવિકા [4]નિત્ય શુદ્ધિ
શોભાનો [5]લભ્યભાવે નિજમતિ મનને શ્રાવિકા ભૂષણોથી,
પામી સત્પ્રેમ સંગે સફળ સહુ કરો શ્રાવિકા સત્ય જેથી ૧

આ પ્રમાણે મંગળાચરણ કર્યા પછી ધર્મદાન શેઠે પોતાની ઉપદેશ વાર્ત્તા શરૂ કરી—હે સદ્ગુણી શ્રાવિકાઓ! નિત્યના નિયમ પ્રમાણે આનંદદાયક ઉપદેશ વાર્ત્તા કરવાને તૈયાર થઈ એટલે લલિતા ચંચલ, પ્રેમ, પુતળી, જયા, અને પ્રેમદા વિગેરે બધી શ્રાવિકાઓ હાજર થઈ ગઈ પ્રેમદાને એકલી આવેલી જોઈ ચંચળ બોલી—પ્રેમદા ભાભૂ, આજે એકલા કેમ છો? પોતી બ્હેન કયા છે?

**પ્રેમદા**—ચંચલ બ્હેન, આજે તો પોતીના ભાગ્યનોઉદય થઈ ગયો છે, તેથી સહુ અને પોતી કામમા રોકાઇ ગયા છે, તોપણ તે આવ્યા વિના રહેશે નહિ

**ચંચળ**—ભાભૂ, એટલુ બધુ શુ છે? તે કહો તો ખરા

**પ્રેમદા**—ચંચળ બ્હેન, પોતી ઉન્મત્ત અને કુભાગી હતી તેથીજ તેનાથી કંટાળીને તેના સાસુસસરાએ પોતીના વરનુ બીજે ઠેકાણે વેવિશાળ કર્યું હતુ, તે કન્યા આપણા જ્ઞાતિપુત્રની હતી અને ઉમરમા મોટી હતી આ વર્ષમા તે કન્યાનો વિવાહ પણ થવાનો હતો, તેવામા એક મોટુ તોફાન જાગ્યુ છે, જો કે તે તોફાન છે, તે છતા તેથી આપણી પોતીના ભાગ્યનો તો ઉદય થઈ ગયો છે

**ચંચળ**—ભાભૂ, એવા તોફાનમા પોતીના ભાગ્યનો ઉદય શી રીતે થાય? જ્યા તોફાન હોય, ત્યા સારૂ ફળ શી રીતે થાય?

---

૧ હૃદયરૂપી કમળ ૨ ધીરજ ૩ સાર ૪ હમેશા શુદ્ધિ ૫ સારા રૂપો
૬ પોતાની બુદ્ધિ તથા મનને

**પ્રેમદા**—ચંચળ બ્હેન, એવું અન્યું જ, પોતાના વચનનો ફરી વાનો સંબંધ જે કન્યાની સાથે કર્યો છે, તે કન્યા સવળી (એક ઠેકાણે વરાવેલી) છે, તેથી નાણાવાળાઓએ લાવીને કન્યા સુખાવાની જ્ઞાતિને ફરીયાદ કરી છે

**ચચળ**—પ્રેમદાબાઇ, સવેલી કન્યા કોને કહેવાતી હશે? અને સવેલી કન્યા લાવવાથી શો ગેરલાભ થાય? અને તેમા જ્ઞાતિને વચ્ચે પડવાની શી જરૂર છે?

**પ્રમદા**—ચંચળ બ્હેન, જે કન્યાનું વેવીશાળ એક પુરૂષની સાથે કર્યુ હોય તે કન્યાને બીજા પુરૂષની સાથે પરણાવે, તે **સવેલી** કન્યા કહેવાય છે સવેલી કન્યા લાવનાર અને આપનાર બંને જ્ઞાતિના ગુન્હેગાર છે, કારણકે, તે કામ ધર્મવિરૂદ્ધ અને નીતિ વિરૂદ્ધ ગણાય છે કન્યાનુ વેવિશાળ કરવુ તે કન્યાનુ વાગ્દાન કહેવાય છે વચનથી કન્યાનુ દાન આપ્યા પછી, તે કન્યા બીજાને અપાતી નથી વાગ્દાનમા આપેલી કન્યા વિવાહિત જેવી ગણાય છે તેમ છતા તેવી કન્યા બીજે સ્થળે આપે તો જ્ઞાતિની અને સાંસારિક ધર્મની મર્યાદા તુટી જાય છે તેમજ આ પ્રમાણે કરવાથી કન્યાવિક્રયના મહા પાપને ઉત્તેજન મળે છે, તેથી સવેલી કન્યા લાવનાર દૂષિત ગણાય છે

**ચચળ**—પ્રેમદાબાઇ, એવો અધર્મ આપણા જૈનલોકો શા માટે કરતા હશે?

**પ્રેમદા**—ચંચળ બ્હેન, જે ખાનદાન અને ઉત્તમકુળના જૈન ગૃહસ્થો છે તેઓ કદિપણ તેવુ કામ કરતા નથી કારણકે, તેઓ ધર્મી હોવાથી સમજે છે કે, વેવિશાળ કરવુ એ વાગ્દાન છે અને એક વખત દાન કરેલી કન્યા બીજા પુરૂષને અપાતિ નથી વાગ્દાનથી અપાયેલી કન્યા વિવાહિત જેવી ગણાય છે, તેને બીજા પુરૂષને આપવી એ દોષ કહેવાય જે પુરૂષની સાથે કન્યાનો સંબંધ જોડાયો

ને કન્યાનો અમુક અંશે પતિ થઈ ચુકયો છે, તે પતિને છોડી બીજો પતિ કરવો એ ઠીક ન કહેવાય કેટલાએક અધર્મિ શ્રાવકો એવી વરેલી કન્યા બીજે આપે છે અને પોતાના કુળધર્મની પ્રતિષ્ટાને ગુમાવે છે એવા નઠારા શુદ્ર શ્રાવકો નથી પણ તેઓ નીચ જાતિના શુદ્ર જેવા છે એક કેમાંથી દીકરીનો નમધ કરી જનસમૂહની વચ્ચે વાગ્દાન આપી પછી અમુક મુરતે તે મોટી થયેલી કન્યાને બીજે પરણાવવી—એ કેટલો અન્યાય અને અધર્મ કહેવાય છે? એવા નીચ માબાપો પોતાની પુત્રીના ખરેખર નાતરા કરે છે એમ કહેવું કાંઈજ ખોટું નથી એ દુરાચાર પુનર્લગ્નના જેવોજ છે બહેન ચંચળ, તે વિષે તને કેટલું કહું, હવે એ દુરાચાર કેટલાએક શ્રાવકોમાં પ્રવર્ત્તવા લાગ્યો છે કેટલાએક પુરૂષો તો માત્ર પૈસા લેવાની લાલચથી એવું નઠારૂં કામ કરે છે, બાળપણથી કરેલો નમધ કન્યા વિક્રય કરવાની લાલચથી તોડી નાખે છે અને મનમાનતા પૈસા લઈને તે વરેથી કન્યા બીજા પુરૂષને આપે છે વળી કોઈ વાર તો કોઈ પુરૂષે પૈસા આપી એક કન્યાની સાથે વાગ્દાન કર્યું હોય, અને જ્યારે કન્યા લાયક ઉમરની થાય ત્યારે જો કોઈ વધારે પૈસા આપનાર મળે તો તે કન્યા તેને આપવામાં આવે છે આવા વિપરીત કાર્ય કરનારા કેટલાએક શ્રાવકો જગતમાં ઘણાજ નિંદાપાત્ર બને છે

**ચંચળ**—પ્રેમદાબાઈ, એવા નઠારા કામ કરનારા પુરૂષને જૈન કે શ્રાવક કહેવા નહીં પણ શ્રાવકના નામને ધારણ કરનારા રાક્ષસો કહેવા જોઈએ બાઈ, હું તો આ વાત સાંભળીને આશ્ચર્ય પામી ગઈ છું આપણી શ્રાવકની કોમ જગતમાં ઉંચી કોમ ગણાય છે તેમાં આવા નઠારા કામ બને, એ કેવી શરમની વાત કહેવાય?

**પ્રેમદા**— એક વખત તેવી એક વાત મેં નજરે જોઈ છે તે સાંભળવા જેવી છે

**પ્રેમદા**—ચચળ બ્હેન, એવું બન્યું કે, પોતાના વરનો ફરી વારનો સબધ જે કન્યાની સાથે કર્યો છે, તે કન્યા સવેલી (એક ઠેકાણું વગોવેલી) છે, તેથી સામાવાળાઓએ આવીને ન્યાત મુકાવાની જ્ઞાતિને ફરીયાદ કરી છે

**ચચળ**—પ્રેમદાભાભૂ, સવેલી કન્યા તે શી રીતે કહેવાતી હશે? અને સવેલી કન્યા લાવવાથી શો ગેરલાભ થાય? અને તેમા જ્ઞાતિને વચ્ચે પડવાની શી જરૂર છે?

**પ્રેમદા**—ચચળ બ્હેન, જે કન્યાનું વેવીશાળ એક પુરૂષની સાથે કરેલું હોય તે કન્યાને બીજા પુરૂષની સાથે પરણાવે, તે **સવેલી** કન્યા કહેવાય છે સવેલી કન્યા લાવનાર અને આપનાર બને જ્ઞાતિના ગુન્હેગાર છે, કારણકે, તે કામ ધર્મવિરૂદ્ધ અને નીતિ વિરૂદ્ધ ગણાય છે કન્યાનું વેવિશાળ કરવું તે કન્યાનું વાગ્દાન કહેવાય છે વચનથી કન્યાનું દાન આપ્યા પછી, તે કન્યા બીજાને અપાતી નથી વાગ્દાનમા આપેલી કન્યા વિવાહિત જેવી ગણાય છે તેમ છતા તેવી કન્યા બીજે સ્થળે આપે તો જ્ઞાતિની અને સામાજિક ધર્મની મર્યાદા તુટી જાય છે તેમજ આપ્રમાણે કરવાથી કન્યાવિક્રયના મહા પાપને ઉત્તેજન મળે છે, તેવી સવેલી કન્યા લાવનાર દૂષિત ગણાય છે

**ચચળ**—પ્રેમદાભાભ, એવો અધર્મ આપણા જૈનલોકો શા માટે કરતા હશે?

**પ્રેમદા**—ચચળ બ્હેન, જે ખાનદાન અને ઉત્તમકુળના જૈન ગૃહસ્થો છે તેઓ કદિપણ તેવું કામ કરતા નથી કારણકે, તેઓ ધર્મી હોવાથી સમજે છે કે, વેવિશાળ કરવું એ વાગ્દાન છે અને એક વચનથી દાન કરેલી કન્યા બીજા પુરૂષને અપાતિ નથી વાગ્દાનથી અપાયેલી કન્યા વિવાહિત જેવી ગણાય છે, તેને બીજા પુરૂષને આપવી એ હીનપણ કહેવાય જે પુરૂષની સાથે કન્યાનો સબધ જોડાયો

તે કન્યાનો અમુક અંશે પતિ થઈ ચુક્યો છે, તે પતિને છોડી બીજો પતિ કર્યો એ કાંઈ ન કહેવાય કેટલાએક અધર્મિ શ્રાવકો એવી વરેલી કન્યા બીજે આપે છે અને પોતાના કુળધર્મની પ્રતિષ્ઠાને ગુમાવે છે એવા શ્રાવકો શુદ્ધ શ્રાવકો નથી પણ તેઓ નીચ જાતિના શુદ્ર જેવા છે એક ઠેકાણે દીકરીનો સંબંધ કરી જનસમૂહની વચ્ચે વાગ્દાન આપી પછી અમુક મુદ્દતે તે મોટી થયેલી કન્યાને બીજે પરણાવવી—એ કેટલો અન્યાય અને અધર્મ કહેવાય છે? એવા નીચ માબાપો પોતાની પુત્રીના ખરેખરા નાતરા કરે છે એમ કહેવું કાંઈજ ખોટુ નથી એ દુરાચાર પુનર્લગ્નના જેવોજ છે બ્હેન ચંચળ, તે વિષે તને કેટલુ કહુ, હવે એ દુરાચાર કેટલાએક શ્રાવકોમાં પ્રવર્તવા લાગ્યો છે કેટલાએક પુરૂષો તો માત્ર પૈસા લેવાની લાલચથી એવુ નઠારૂ કામ કરે છે, બાળપણથી કરેલા સંબંધ કન્યાવિક્રય કરવાની લાલચથી તોડી નાખે છે અને મનમાનતા પૈસા લઈને તે વરેલી કન્યા બીજા પુરૂષને આપે છે વળી કોઈ વાર તો કોઈ પુરૂષે પૈસા આપી એક કન્યાની સાથે વાગ્દાન કર્યું હોય, અને જ્યારે કન્યા લાયક ઉમરની થાય ત્યારે જો કોઈ વધારે પૈસા આપનાર મળે તો તે કન્યા તેને આપવામા આવે છે આવા વિપરીત કાર્ય કરવાથી કેટલાએક શ્રાવકો જગતમા ઘણુજ નિંદાપાત્ર બને છે

**ચંચળ**—પ્રેમદાભાભૂ એવા નઠારા કામ કરનારા પુરૂષને જૈન કે શ્રાવક કહેવા નહીં પણ શ્રાવકના નામને ધારણ કરનારા રાક્ષસો કહેવા જોઈએ ભાભૂ, હું તો આ વાત સાભળીને આશ્ચર્ય પામી ગઈ છુ આપણી શ્રાવકની કોમ જગતમા ઉંચી કોમ ગણાય છે તેમા આવા નઠારા કામ બને, એ કેવી શરમની વાત કહેવાય?

**પ્રેમદા**— એક વખત તેવી એક વાત મે નજરે જોઈ છે તે સાભળવા જેવી છે

ચંચળ— રતનાભાભુ, એ વાત કહો મારે સાંભળવી છે

પ્રેમદા—ચંચળ બ્હેન આપણા ગામથી વીસ ગાઉ ઉપર કેશરપુર નામે એક નગર છે તેમાં મારૂં મોસાળ છે એક વખતે હું કેશરપુરમાં મારા મામાને ઘેર ગઈ હતી ત્યાં મારા મામાના પાડોશમાં દેવચંદ કરીને એક શ્રાવક રહેતો હતો તે દેવચંદને જશોદા નામે એક દીકરી હતી યશોદા નાનપણમાંથી બુદ્ધિવાળી અને ચતુર હતી તેણીએ કન્યાશાળામાં સારી કેળવણી લીધી હતી દેવચંદ શ્રાવક હતો પણ તે નામનોજ શ્રાવક હતો શ્રાવકના ધર્મને તે બીલકુલ જાણતો નહોતો માત્ર જેવો તેવો નવકાર મંત્ર જાણી શ્રાવક નામને ધરાવતો હતો દેવચંદનું કુટુંબ પહેલાં સારૂં સુખી હતું પણ પાછળથી તેને વેપારમાં મોટી નુકશાની થવાથી તે નબળી સ્થિતિમાં આવી ગયું હતું, દેવચંદના હૃદયમાં ધર્મના સંસ્કાર ન હોવાથી તે પોતાના ઘરને સારૂં ચલાવવાને અવળા અવળા વિચાર કરવા લાગ્યો પોતાના કુટુંબની આજીવિકા ચલાવી શકાય, તેનો સારો ઉદ્યોગ તે કરી શકે તેમ હતું, તે છતાં રૈમાદાર થવાની લાલચમાં તે લાગ્યો હતો

તે દેવચંદને રૂખી નામે સ્ત્રી હતી, રૂખીનું પીયર સારા કુળનું કહેવાતું હતું રૂખીનો પિતા ખરેખરા શ્રાવક હતા તે જૈન ધર્મ ઉપર પૂર્ણ આસ્થાવાળો હતો તે સાથે તેણે ધર્મ સંબંધી સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું પિતાના ધાર્મિક કુટુંબના સંસ્કારો રૂખીમાં સારી રીતે પ્રાપ્ત થયા હતા રૂખી હમેશાં દેહેરે ઉપાશ્રયે જતી અને સામાયિક લઈ સારી રીતે સજ્ઝાય ધ્યાન કરતી હતી માતાના સહવાસથી તેની પુત્રી યશોદા પણ ધર્મની રાગી થઈ હતી યશોદાના હૃદયમાં ધાર્મિક અને સાંસારિક કેળવણી દૃઢ થઈ હતી તેનું વય માત્ર તેર વર્ષનું હતું, તોપણ તેણીનામાં સારી ભાવના આવેલી હતી. મુગ્ધભાવ છતાં

તેણીનામા પ્રૌઢતાની છાયા દેખાતી હતી અને તેના સુંદર મુખ ઉપર ગંભીરતાનો ઉત્તમ દેખાવ બનાઈ રહ્યો હતો

આ યશોદાનુ વેવિશાળ તેજ નગરના એક શાતિલાલ નામના યુવાન શ્રાવક પુત્રની સાથે કરવામા આવ્યુ હતુ શાતિલાલે બાળવયથીજ સારી કેળવણી લીધી હતી શાતિલાલનુ કુટુબ સાધારણ સ્થિતિનુ હતુ, પણ લાજ આબરૂમા તે સારી વિખ્યાતિને પામેલુ હતુ શાતિલાલ સ્વભાવે શાત, વિદ્વાન્ અને પરોપકારી હતો તે હમેશા સાર્વજનિક કામમા સારો ભાગ લેતો અને જન સમૂહનુ સર્વ પ્રકારનુ હિત કરવાને આગળ પડતો હતો યશોદા જ્યારે ઉમર લાયક થઈ ત્યારે દેવચદને તેની સ્ત્રી રૂખીએ કહ્યુ, સ્વામી, હવે યશોદાના લગ્ન કરો ઉમર લાયક થયેલી છોકરી આ સધ્ધા ઘરમા રહે તે ઠીક ન કહેવાય, હવે ગામમા આપણી વાતો થાય છે વળી આપણા જમાઈ શાતિલાલ પણ લાયક ઉમરના અને સમજુ છે તેમજ શાતિલાલના માબાપ લગ્ન કરવાની ઉતાવળ કરે છે

રૂખીના આવા વચન સાભળી મલીનહૃદયનો દેવચદ બોલ્યો—હે સ્ત્રી, તે કહ્યુ, તે વાત બરાબર છે, પણ શાતિલાલની સાથે યશોદાના લગ્ન કરવા તે મને યોગ્ય લાગતું નથી કારણકે, શાતિલાલના ઘરની સ્થિતિ સારી નથી તેનો બાપ એક સાધારણ સ્થિતિનો માણસ કહેવાય છે, લોકોમા તેના ઘરની આબરૂ સારી ગણાય છે, પણ તેની સ્થિતી ઉપરથીજ સારી લાગે છે અદરખાને બધી પોલ છે એવા ગરીબ સસારમા યશોદાને આપવી એ મને યોગ્ય લાગતુ નથી આપણી યશોદા મોઘી અને લાડકી છે, તેને ગરીબ કુટુબમા આપી દુ ખી કરવી, એ મને ઉચિત લાગતું નથી

પતિના આવા વચન સાભળી રૂખી નાખુશી બતાવીને બો-

માતાપિતા વચ્ચેની વાતચીત સાભળીતે બાળા ચિતામા પડી ગઈ હતી યશોદાએ કેળવણી લીધેલી હોવાથી તેણીએ કેટલુ એક સારૂ શિક્ષાન સપાદન કરેલુ હતુ ને મુગ્ધા હતી તોપણ વિશેષવય તથા જ્ઞાનને લઈને તેણીનામા સારા નરસાનુ જ્ઞાન સ્વભાવથી થયેલુ હતુ શાતિલાલ ઘણે પ્રસગે પોતાના સાસરા દેવચદને ઘેર આવતો તેથી યશોદા તેને ભાવથી નિરખતી અને તેની ઉપર તેણીએ પોતાના પવિત્ર પ્રેમને સ્થાપિત કર્યો હતો શાતિલાલના રૂપ, ગુણ અને સ્વભાવની છાયા યશોદાની ઉપર પડેલી તેથી યશોદા શાતિલાલ ઉપર સારો પ્રેમ ધરાવતી અને ભવિષ્યમા તેની સાથે સસારસુખ લેવાના નવાનવા મનોરથો કરતી હતી જ્યારે તેણીએ પોતાના પિતાના વિપરીત વિચાર સાભળ્યા ત્યારે તેના હૃદયમા ઘણીજ ચિંતા થવા લાગી તેણીએ તે વખતે પોતાના મનમા નિશ્ચય કર્યો કે, શાતિલાલ શિવાય બીજા પતિને કદિપણ મારે વરવુ નહીં છેવટે લાજ છોડીને પણ પોતાની ઈચ્છા પિતાને દર્શાવવી તેમ કરતા જો પિતા બળાત્કાર કરી બીજાની સાથે પરણાવે તો આ શરીરને પાડી નાખવુ, આવો નિશ્ચય કરી યશોદા તે વિષેનાજ વિચાર કરવા લાગી

હવે દ્રવ્યના લોભી દેવચદે તે ગામમા ફકીરચદ નામના એક ધનાઢય શ્રાવકની સાથે યશોદાનો ફરી સબધ કરવાની વાત ચલાવી હતી ફકીરચદની ઉમર પચાશ વર્ષની હતી, ને કાપડનો એક ધનાઢય વેપારી હતો ફકીરચદની પેહેલી સ્રી એક વર્ષ પેહેલા ગુજરી ગઈ હતી અને તેને પેહેલી સ્રીના બે પુત્રો અને બે પુત્રીઓ —એમ ચાર સતાનો હતા આવી ઉજળી પ્રજા છતા માત્ર ગૃહસ્થપણાની શોભાની ખાતર તેમજ વિષયની વાછનાને લઈને ફકીરચદ ફરીવાર પરણવાને તૈયાર થયો હતો જે ગૃહસ્થો પોતાને ઉજવળ પ્રજા હોય, તે છતા મોટી વયે ફરી પરણવાની ઈચ્છા કરે છે, તેઓનો પાછલો સસાર ઘણે ભાગે દુખરૂપ થઈ પડે છે

પહેલી સ્ત્રીની પ્રજાના મન નવી માની સાથે મળતા નથી, તેમજ ન રમા નવી વઈને આવેલી સ્ત્રીનુ મન પણ તે શોકયના સંતાન સાથે મળતુ નથી, આથી તેમનામા ભેદ ભાવ થઈ ક્લેશના બીજ રોપાય છે અને આખરે તેમની વચ્ચે મોટા કજીયા કંકાસ થયા કરે છે, એટલે નવી સ્ત્રીના પતિને બારે દુખ થઈ પડે છે કેટલીકવાર તો નવુ ઘર કરનારો ધણી પોતાના સંસારદુઃખથી એટલો બધો કંટાળી જાય છે કે તે આ સર્વ મરવાને પણ તૈયાર થાય છે જો કોઈ ગૃહસ્થને પુણ્યયોગે બીજવારની સ્ત્રી સારા ગુણવાળી અને કુળવાળી મળી જાય તો કદિ સંસારમા થોડુ સુખ લાગે, તોપણ જેવુ જોઈએ તેવુ સુખ તો તેને મળતુજ નથી કરીમચંદના વિષયી મનમા એ વિચાર આવ્યોજ નહીં તેણે કરીને પ્રભુતાની કોશીશ કરવા માંડી અને તે વાત છુપી રીતે દેવચંદના જાણવામા આવી ધનલુબ્ધ દેવચંદ હુશીઆરીથી કરીમચંદને મળ્યો અને પાંચ હજાર રૂપીયા લઈ યશોદાનો સંબંધ કરવા તેમની વચ્ચે વાત ચીત પણ થઈ હતી યશોદાનો સંબંધ કાંતિલાલ જેવા સદગુણી અને પ્રતિષ્ઠિત ગૃહસ્થની સાથે થયેલો હતો, એ વાત જાણતા છતા વિષયાંધ કરીમચંદે યશોદાની સાથેજ પરણવા નિશ્ચય કર્યો હતો 'એવી કન્યા લાવવાથી જ્ઞાતિમા અને સમાજમા ઘણી હોહા થશે અને કુળની પ્રતિષ્ઠાને હાનિ પોહોચશે"— આ વાત કરીમચંદના આસક્ત હૃદયમા આવીજ નહીં અને તેણે દેવચંદને જણાવ્યુ કે, 'તમને પાંચ હજાર રૂપીઆ આપી તમારી કન્યા યશોદાને હુ નિશ્ચે પરણીશ પણ તમારે તમારી કન્યાને મને ખાનગી રીતે નજરે બતાવવી પડશે ' આ વાત દેવચંદે કબુલ કરી અને તેને જણાવ્યુ કે, હુ તમને મારી કન્યા બતાવીશ પણ આ રૂપીઆ લીધાની વાત કોઈને કહેશો નહીં, કારણ કે, તે વાત જાહેર થવાથી મારા કુટુંબની આબરૂને મોટી હાનિ થશે કરીમચંદે તે વાત

માતાપિતા વચ્ચેની વાતચીત સાભળીતે બાળા ચિંતામા પડી ગઈ હ
તી યશોદાએ કેળવણી લીધેલી હોવાથી તેણીએ કેટલુ એક સામા-
ન્યિજ્ઞાન સપાદન કરેલુ હતુ ત મુગ્ધા હતી તોપણ વિશેષવય ત
થા જ્ઞાનને લઈને તેણીનામા સારા નરસાનુ જ્ઞાન સ્વભાવથી થયે
લુ હતુ શાતિલાલ ઘણે પ્રેમ ગે પોતાના સાસરા દેવચદને ઘેર આ-
વતો તેથી યશોદા તેને ભાવથી નિરખતી અને તેની ઉપર તેણીએ
પોતાના પવિત્ર પ્રમને સ્થાપિત કર્યો હતો શાતિલાલના રૂપ, ગુણ
અને સ્વભાવની છાયા યશોદાની ઉપર પડેલી તેથી યશોદા શાતિ
લાલ ઉપર સારો પ્રેમ ધરાવતી અને ભવિષ્યમા તેની સાથે સસા
રસુખ લેવાના નવાનવા મનોરથો કરતી હતી જ્યારે તેણીએ પો
તાના પિતાના વિપરીત વિચાર સાભળ્યા ત્યારે તેના હૃદયમા ઘણી
જ ચિંતા થવા લાગી તેણીએ તે વખતે પોતાના મનમા નિશ્ચય ક
ર્યો કે, શાતિલાલ સિવાય બીજા પતિને કદિ પણ મારે વરવુ નહીં છે
વખતે લાજ છોડીને પણ પોતાની ઈચ્છા પિતાને દર્શાવવી તેમ કરતા
જો પિતા બળાત્કાર કરી બીજાની સાથે પરણાવે તો આ શરીરને
પાડી નાખવુ, આવો નિશ્ચય કરી યશોદા તે વિષેનાજ વિચાર
કરવા લાગી

હવે દ્રવ્યના લોભી દેવચદે તે ગામમા ફકીરચદ નામના
એક ધનાઢ્ય શ્રાવકની સાથે યશોદાનો ફરી સબધ કરવાની વાત
ચલાવી હતી. ફકીરચદની ઉમર પચાશ વર્ષની હતી. તે કાપડનો
એક ધનાઢ્ય વેપારી હતો ફકીરચદની પેહેલી સ્ત્રી એક વર્ષ પેહે-
લા ગુજરી ગઈ હતી અને તેને પેહેલી સ્ત્રીના બે પુત્રો અને બે
પુત્રીઓ —એમ ચાર સતાનો હતા આવી ઉજળી પ્રજા છતા
માત્ર ગૃહસ્થપણાની શોભાની ખાતર તેમજ વિષયની વાછનાને
લઈને ફકીરચદ ફરીવાર પરણવાને તૈયાર થયો હતો જે ગૃહસ્થો
પોતાને ઉજ્વળ પ્રજાહોય, તે છતા મોટી વયે ફરી પરણવાની ઈચ્છા
કરે છે, તેઓનો પાછલો સસાર ઘણે ભાગે દુખરૂપ થઈ પડે છે

પહેલી સ્ત્રીની પ્રજાના મન નવી માની સાથે મળતા નથી, તેમજ ઘરમા નવી થઇને આવેલી સ્ત્રીનુ મન પણ તે શોક્યના સંતાન સાથે મળતુ નથી, આથી તેમનામા ભેદ ભાવ થઇ ક્લેશના બીજ રોપાય છે અને આખરે તેમની વચ્ચે મોટા કજીઆ કંકાસ થયા કરે છે, એટલે નવી સ્ત્રીના પતિને ભારે દુ ખ થઇ પડે છે કેટલીકવાર તો નવુ ઘર કરનારો ધણી પોતાના ઘરના દુ ખથી એટલો બધો કંટાળી જાય છે કે તે આખર મરવાને પણ તૈયાર થાય છે જો કોઈ ભાગ્યને પુણ્યયોગે બીજવારની સ્ત્રી સારા ગુણવાળી અને કુળવાળી મળી જાય તો કદિ સંસારમા થોડુ સુખ લાગે, તોપણ જેટલુ જોઇએ તેટલુ સુખ તો તેને મળતુજ નથી ફકીરચંદના વિષયી મનમા એ વિચાર આવ્યોજ નહીં તેણે ફરી પરણવાની કોશીશ કરવા માંડી અને તે વાત છુપી રીતે દેવચંદના જાણવામા આવી ધનલુબ્ધ દેવચંદ છુપી રીતે ફકીરચંદને મળ્યો અને પાચ હજાર રૂપીયા લઇ યશોદાનો સંબંધ કરવા તેમની વચ્ચે વાત ચીત પણ થઇ હતી યશોદાનો સંબંધ રતિલાલ જેવા સદ્ગુણી અને પ્રતિષ્ઠિત ગૃહસ્થની સાથે થયેલો છે એ વાત જાણતા છતા વિષયાંધ ફકીરચંદે યશોદાની સાથેજ પરણવા નિશ્ચય કર્યો હતો 'એની કન્યા લાવવાથી જ્ઞાતિમા અને સંઘમા ઘણી હોટા નગો મને કુળની પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે"—આ વાત ફકીરચંદના કામાંધ હૃદયમા આવીજ નહીં અને તેણે દેવચંદને જણાવ્યુ કે, 'તમને પાચ હજાર રૂપીઆ આપી તમારી કન્યા યશોદાને હુ નિ- થઇને પરણીશ પણ તમારે તમારી કન્યાને મને ખાનગી રીતે નજરે બતાવવી પડશે ' આ વાત દેવચંદે કબુલ કરી અને તેણે જણાવ્યુ કે, હુ તમને મારી કન્યા બતાવીશ પણ આ રૂપીઆ લીધાની વાત કોઇને કહેશો નહીં, કારણ, તે વાત જાહેર થવાથી મારા કુટુંબની આબરૂમા મોટી હાનિ થશે ફકીરચંદે તે વાત

કબૂલ કરી અને અમુક દિવસે કન્યા જોવને ફકીરચંદ દેવચંદને ઘેર આવવુ, એવો નિશ્ચય કરવામા આવ્યો

ફકીરચંદ અને દેવચંદની વચ્ચે યશોદાના સંબંધની વાત છુપી રાખવામા આવી હતી, પણ ફકીરચંદ કન્યાના ગુણદોષ જાણવાને માટે દેવચંદના સગાંધીઓને અને આડોશી પાડોશીને યુક્તિથી પુછતો, તે રીતે વાતની ચર્ચા ચાલતી થવા લાગી હતી દેવચંદે પોતાની સ્ત્રી રૂખીને પણ ફકીરચંદની વાત જણાવી ન હતી, તોપણ લોકોની ચર્ચામાથી તે વાત રૂખીના જાણવામા આવી હતી અને રૂખી ફકીરચંદને ઓળખતી, તેથી ફકીરચંદના વય, ગુણ, તન વગેરે જાણીને તેના મનમા તેની તરફ તિરસ્કાર છુટતો હતો

ફકીરચંદને ચંદન કરીને એક છોકરી હતી, તે યશોદાની સાથ કન્યાશાળામા એક વર્ગમા ભણતી હોવાથી યશોદાએ કોઈ કોઈ વાર ચંદનને કન્યાશાળામા ચંદનની બેન પુછવા આવવાને મનમાં ધાર્યો હતો એક વખતે મુગ્ધ ભણેલા ફકીરચંદના વિશે વાત કરતાં, દેવચંદની પુત્રી યશોદા શિક્ષણ લેવા જાય છે અને તે પોતાની પુત્રી ચંદનની સાથે એક વર્ગમા ભણે છે તેથી તેના મનમા આવ્યુ કે, યશોદાને ચંદનની મારફત પોતાને ઘેર બોલાવી અને તેના ગુણની પરીક્ષા લેવી આવુ ચિંતવી ફકીરચંદે ચંદનને કહ્યુ હતુ કે તારી સાથે જે યશોદા નામની છોકરી ભણે છે, તેને કોઈ યુક્તિથી આપણે ઘેર તેડી લાવજે, મા તેને કંઈ પુછવાનુ છે ચંદન પોતાના પિતાના ઇરાદો જાણતી ન હતી, વળી તેણીનો મુગ્ધભાવ વિશેષ હોવાથી તેનો કાંઈ પણ વિચાર તેના મનમા આવ્યો ન હતો સરળ હૃદયની બાળા ચંદન પિતાની આજ્ઞાથી એક વખત યશોદાને સમજાવી પોતાને ઘેર તેડી લાવી

**યશોદા**—કાકા, મારા જેવી છોકરીની આગળ તેવી વિપરીત વાત કહેવાની શી જરૂર છે? અમારે છોકરાને તેવી વાતમાં શામાટે પડવુ જોઇએ?

**ફકીરચંદ**—યશોદા, તમે મને કાકા કહો છો, તે મને બીલકુલ ગમતુ નથી, કારણકે, તમારો અને મારો જુદી રીતનો સંબંધ થવાનો છે

**યશોદા**—કાકા જુદી રીતનો સંબંધ શો થવાનો છે? તે જરા જણાવો તો ખરા?

**ફકીરચંદ**—યશોદા, તમે કુંવારા છો કે પરણેલા?

ફકીરચંદના આવા વચન સાભળી યશોદા શરમાઈ ગઈ અને તે નીચુ મુખ કરીને ઉભી રહી તે વખતે તેણીના ચતુરમનમા વિચાર આવ્યો કે, "આ ફકીરચંદ મને આવા સવાલો શામાટે પુછતા હશે? વળી મારા પ્રિયપતિ શાંતિલાલના સંબંધની વાત તે જાણુતા હશે કે નહીં? વખતે આમની આગળ વાત કરવાથી વિશેષ ખુલાસો થશે, માટે તેમના બધા સવાલે નાઉત્તર આપવા જરૂરના છે,' આવુ ચિંતવી યશોદા નીચે પ્રમાણે બોલી—

**યશોદા**—કાકા, હુ કુવારી છુ

**ફકીરચંદ**—યશોદા, વળી મને કાકા શા માટે કહે છે?

ફકીરચંદને કાકા કહેવાથી ચીડાતો જોઇ તે ચતુરબાળાએ પાછો વિચાર કર્યો કે, "આ વાતમા કાંઇક શંકા પડતુ છે, વળી મારી બ્હેનપણી ચંદનને મા નથી, તેથી વખતે આ ફકીરચંદની મને પરણવાની ઈચ્છા તો નહીં થઈ હોય?" આવુ વિચારી તે બાળા બધી વાત જાણવાને હીંમત કરીને બોલી—

**યશોદા**—તમને હું કાકા કહું છું, તે પસંદ નથી તેનું શું કારણ છે? તે કહો

ફકીરચદ—યશોદા, જો તમે બધી વાત મનમા રાખો તો હુ કહુ

યશોદા—હુ બધી વાત મનમા રાખીશ તમે ખુશીથી કહો

ફકીરચદ—પહેલા તો હુ જે પુછુ, તેનો ઉત્તર આપો

યશોદા—પુછો, હું ખુશીથી ઉત્તર આપીશ

ફકીરચદ—કહો, યશોદા, તમે કુવારા છો કે પરણ્યા છો?

યશોદા—હુ કુવારી છુ

ફકીરચદ—તમારૂ કોઈ ઠેકાણે આમરૂ કર્યુ છે કે નહીં?

યશોદા—હા, મારૂ નાસરૂ કરેલુ છે

ફકીરચદ—જે ઠેકાણે તમારૂ આમરૂ કરેલુ છે, તે ઠેકાણુ તમને પસદ છે?

યશોદા—હા, મને પસદ છે

ફકીરચદ—યશોદા, મે ગામમાથી નાભળ્યુ છે કે, જે ઠેકાણે તમારૂ આમરૂ કરેલુ છે, તે ઠેકાણુ તમને અને તમારા માબાપને પસદ નથી, તેથી તમારૂ આમરૂ બીજે ઠેકાણે કરવાની ગોઠવણ થાય છે, એ વાત સાચી છે?

યશોદા—કાકા, એ વાત કેમ બને? કુલીનશ્રાવકની કન્યાનો કરેલો સબધ કદિપણ તોડી શકાતો નથી, મારા માબાપ કુળવાન્ હોવાથી તેઓ એવુ વિપરીત કામ કેમ કરી શકે?

ફકીરચદ—યશોદા, તમને ના પાડ્યા છતા વારવાર મને કાકા કહો છો, તે ઠીક ન કહેવાય તેવુ કહેવાથી તમને દોષ લાગે છે

યશોદા—મારી બ્હેનપણી ચદનના તમે બાપા થાઓ, તેથી હુ તમને કાકા કહુ, તેમા દોષ શાનો?

**ફકીરચંદ**—તે વાત તમારી આગળ ખુલ્લી કરીશ એટલે તમને માલમ પડશે

**યશોદા**—ત્યારે તમે ખુલ્લી કરો

**ફકીરચંદ**—પછી કરીશ, અત્યારે તો મારા સવાલનો ઉત્તર આપો.

**યશોદા**—કહો, શેનો ઉત્તર આપુ ?

**ફકીરચંદ**—યશોદા, મને ખબર છે કે, તમારૂ વેવિશાળ શાંતિલાલ નામના એક શ્રાવકની સાથે થયેલુ છે, પણ તે શાંતિલાલના ઘરની સ્થિતિ સારી નથી તેવા ગરીબ કુટુબમા તમારો સબંધ થાય, એ કોઇ રીતે યોગ્ય ન કહેવાય કારણકે, તમારા જેવી ચતુર અને ગુણી બાળાનો બધો ભવ બગાડવો એ વાત તમારા સુજ્ઞ માબાપો કેમ કરે ?

**યશોદા**—કાકા, તે વિષે તમારી આગળ વધારે કહેતા મને શરમ થાય છે, પણ એટલુ તો મારે કહેવુ પડે છે કે, કુળવાન શ્રાવકની દીકરીનો એક ઠેકાણે સબંધ થયો હોય, તે તોડી બીજે ઠેકાણે કરવો એ ઘણી ધર્મવિરૂદ્ધ વાત છે, જે પુરૂષની સાથે સર્વ લોકોની સમક્ષ સબંધ કરવામા આવ્યો હોય, તે કન્યાનો વિવાહ કર્યા જેવુ કહેવાય છે વિવાહિત કરેલી કન્યાને બીજા પુરૂષની સાથે પરણાવવાથી જેટલો દોષ લાગે છે, તેટલો દોષ તેમા પણ લાગે છે જો કુળવાન શ્રાવકની છોકરીઓના સબંધ તોડી તેમને મારે ધારેના પતિને બદલે બીજા પતિને આપવામા આવે તો પછી શ્રાવકના કુળની કે જ્ઞાતિની મર્યાદા શી રીતે રહેશે ? કાકા, આવી વિપરીત વાત મારા જેવી ઉછરતી વયની છોકરીની આગળ કરશો નહીં તેમજ તમારા જેવા વૃદ્ધ અને કુળવાન પુરૂષોએ તેવી અધર્મની વાતમા ધ્યાન પણ આપવુ ન જોઇએ

**ફકીરચંદ**—યશોદા, તમે હજુ નાની ઉમરના છો, ત્યાંસુધી તમને તે વિષેની ખબર પડની નથી, પણ જ્યારે પ્રાઢવયના થશો, ત્યારે તમને તે વાતની વધારે સમજૂતી પડશે ડાહ્યા અને લાંબો વિચાર કરનાર તમારા માબાપોએ તમારે માટે સારો વિચાર કર્યો છે, અને શાંતિલાલ જેવા ગરીબ અને આબરૂ વગરના શ્રાવકના હાથમાંથી તમને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો છે

**યશોદા**—વૃદ્ધ કાકા, જો કદી માન કુલીન માબાપ એવી ધર્મ વિરૂદ્ધ વાત કરે નહીં, તે જ્ઞાતા કદિ કોઇના ભંભેરવાથી મારા ભો-ળાજ્ઞિના પિતાએ જો તેવો વિપરીત વિચાર કર્યો હશે, તો તે કદિ પણ બનવાનો નથી વળી ગરીબ અને તવંગર વિષે કાંઇ જોવાનુ નથી કારણકે, ગરીબ અને તવંગર થવુ, એ તો નશીબની વાત છે જેવા કર્મ કર્યા હોય તેવા ફળ મળે છે જો આપણા પુણ્ય ઓછા હોય તો પરમારને ઘેર પણ ગરીબાઈ આવી જાય છે અને જો પુણ્ય સારા હોય તો ગરીબને ઘેર પૈસો થઈ જાય છે વૃદ્ધ કાકા, તમે સારાથી પુખ્તવયના શ્રાવક છો, મારા જેવી અલ્પમતિવાળી છો કરીને તમારી આગળ વધારે કહેવુ, તે યોગ્ય નથી

**ફકીરચંદ**—યશોદા, તુ મને વારંવાર કાકા કહે છે, તેથી મારે ખુલ્લુ કહેવુ પડે છે કે, હવેથી તુ મને કાકા કહીશ નહીં તમારા પિતા દેવચંદ મારી સાથે તમારો સંબંધ કરવા રાજી છે તમે હવે મારા સમૃદ્ધિવાન્ ઘરની મુખ્ય શેઠાણી થનારા છો આ વાત હજુ સુધી છુપી રાખવામા આવી છે કોઇને જણાવશો નહી અને મારી સાથે વાતચીત કરતા હવે મને કાકા કહેશો નહીં

ફકીરચંદના આવા વચન સાંભળી યશોદા ચમકી ગઇ તે સમજુ બાળાના મનમા ક્રોધ અને શોક બન્ને ઉત્પન્ન થઈ આવ્યા

શાંતિલાલ જેવા સદ્ગુણી અને યુવાન્ પતિનો સંબંધ તોડી આવા અજ્ઞાની, લુબ્ધ અને વૃદ્ધની સાથે પોતાનો સંબંધ થવાનો

છે, આ વાત જાણી તેણીના મનમા ઘણો અફશોષ અને ગુસ્સો થઈ આવ્યો તરતજ તે બાળા ગુસ્સો લાવીને બોલી—વૃદ્ધ કાકા, આ શુ બોલો છો ? હુ તમારી દીકરી સમાન ગણાઉ ત્યા તમે અને ક્યા હુ , આ વાત ઘણીજ વિપરીત છે જ્યાસુધી માબાપ ની ગમા પ્રાણ છે, ત્યાસુધી એ વાત બનવાની નથી મા ને પિતાની ધારણા જો ખાટી હોય તો તેમની બુદ્ધિ ભ્રષ્ટ થઇ એમ મારે કહેવુ જોઇએ છોકરાઓએ પોતાના માતાપિતાની આના માનવી જોઇએ, એ વાત ધર્મ તથા નીતિમા કહેલી છે, તોપણ જો માતા કે પિતા ધર્મ કે નીતિ વિરૂદ્ધ કામ કરતા હોય, તો ન તાતેની, તેવી આના માનવી ન જોઇએ કાકા, હુ એક કુળવાન શ્રાવકની દીકરી છુ જ્યા મારૂ વાગ્દાન થઇ ગયુ છે, તે ખરેખરૂ છે, હવેથી બીજી વાત બનવાની નથી શ્રાવકની સુતા આમ અનુચિત કરશે નહીં વેવિશાળ એ પણ વિવાહના જેવોજ છે, મન વચન અને કાયાથી ધારેલા પતિને છોડી બીજા પતિની સાથે જોડાવુ , એ ધર્મ, નીતિ અને નાતિની વિરૂદ્ધ છે જ્યા મારો સબધ થઇ ચુક્યો છે, તેજ મારૂ પતિરૂપ છે, કદિ તે નિર્ધન હોય, દુખી હોય કે અજ્ઞાની હોય, તોપણ મારે તે યાવજ્જીવિત માન્ય છે, આર્યકુળની બાળિકા એકજ પતિને વરે છે, તે કદિપણ બીજો પતિ કરતી નથી આય શ્રાવક બાળિકાનુ જીવન એકજ પતિની સાથે પ્રસાર થાય છે છતા સ્ત્રીઓ માત્ર મનથી ધારેલા પતિને અગીકાર કરે છે, તો સર્વ જનની સમક્ષ વાગ્દાનથી નિશ્ચિત થયેલા પતિને છોડી બીજા પુરૂષની સાથે સબધ કરવો એ ખરેખર વ્યભિચાર છે કાકા, તમે આવી વાત કાઇને કહેશો નહીં તેમ તેવી અધર્મની વાતમા તમે સામિલ પણ થશો નહીં તમ ને જેવા વૃદ્ધને આવો અધર્મ શામાટે કરવો જોઇએ? બનતા સુધી તો તમારે ફરીવાર પરણવુ ન જોઇએ, તેમ છતા કદિ ફરી પરણવાની જરૂર હોય તો કોઇ કુવારી કન્યાને પરણો વાગ્દાનથી વિવાહિત થયેલી કન્યાની સાથે પરણી નરકના

અધિકારી થશો નહીં એવી તમને મારી વિનતિપૂર્વક પ્રાર્થના છે.

યશોદાના આવા વચન સાભળી ફકીરચદ વિચારમા પડી ગયો વળી તે સાથે એક નાની વયની છોકરી ધર્મ તથા નીતિથી ભરપૂર વચન કહી શકે છે તે જાણી તેને ઘણુ જ આશ્ચર્ય ઉત્પન્ન થઈ આવ્યુ અને તેના મનમા વિચાર થયો કે, "આ છોકરીને જે ખરી વાત હોય તે કહેવી જોઈએ ખરૂ કહેવાથી વખતે તેણીના મનમા સારી અસર થઈ શકશે તેમ વળી તેને પરણનાર તરીકે જો હુ મારૂ નામ જાહેર કરૂ તો તેની મારી ઉપર પ્રત્યક્ષ પ્રીતિ ઉત્પન્ન થશે" આવો અવળો વિચાર કરી ફકીરચદ બોલ્યો—બાળા, તમે ખોટો દુરાગ્રહ રાખો છો, વેવિશાળ કરેલી કન્યા ગમે તે બીજા પતિને આપી શકાય છે, તેમા કોઈ જાતનો દોષ નથી બાળપણમા કરેલુ વેવિશાળ ફોગટ થઈ શકે છે, કારણકે, જ્યાસુધી પતિની વય નાની હોય, ત્યાસુધી તેના ગુણદોષ કે, તેના ઘરની સ્થિતિ વિષે સારૂ અજવાળુ પડી શકતુ નથી જ્યારે તેની મોટી ઉમર અને પરિચય થવાથી તેના ઘરની સ્થિતિ જાણવામા આવે ત્યારેજ તે સર્વ રીતે નાલાયક લાગે તો પછી બીચારી પરાધીન અબળાને તેના કુવામા ફેંકી દેવી, તે સુજ્ઞ માબાપો કેમ કરી શકે? યશોદા, તમે લાંબો વિચાર કરી જુવો વેવિશાળએ કાંઈ ખરેખરો વિવાહ નથી પણ તે સબધ છે અને જો તે ફેરવવો હોય તો ફેરવી શકાય હવે આ પ્રસગે મારે તમને ખુલ્લેખુલ્લુ જે કહેવાનુ છે, તે તમે ધ્યાન દઈને સાભળજો તમારા પિતા દેવચદે ગાતિલાલને નાલાયક ગણ્યો છે અને તેના ઘરની સ્થિતિ નઠારી હોવાથી ભવિષ્યમા તમે સુખી ન થાઓ, એવુ ધારી તે સબધ તોડવાનો પણ નિશ્ચય કર્યો છે અને મારી સાથે તમારો પવિત્ર સબધ જોડવાનો વિચાર પણ કર્યો છે બાળા, હવે હુ તમારો પતિ થવાનો છુ, આ મારા લાખો રૂપીઆનો વૈભવ તમારે આધીન થવાનો છે મારા સતાનો અને મારા સગાવ્હાલાઓ તમને મોટા માનથી

બોલાવશે અને આપણા શ્રાવકવર્ગમા તમે એક શેઠાણીની મહાન પદવી ધારણ કરશો હે સુંદરબાળા, તમારૂ રૂપ, ગુણ અને ચાતુર્ય પ્રત્યક્ષ જોવાને માટે મે તમને મારી દીકરી ચંદનની મારફત અહીં બોલાવ્યા છે તમારૂ રૂપ, ગુણ અને ચાતુર્ય જોઈ હું ઘણોજ ખુશી થઇ ગયો છુ તમારા જેવી સુંદરબાળા જેના ઘરમા હોય, તે પુરૂષ ભાગ્યવાન્ અને પુણ્યવાન ગણાય છે તેવુ ભાગ્ય મને પુણ્ય મારા ગૃહમા પ્રગટ થયુ છે પ્રિયા એથીજ કરીને મે તમને કાકા કહેવાની ના પાડી હતી, કારણ કે, જે પુરૂષ ભવિષ્યમા તમારો પતિ થવાનો છે, તેને તમે કાકા કહો તે દૂષિત વાક્ય ગણાય છે

ફકીરચંદના આવા ખુલ્લા વચન સાંભળી યશોદા કંપાયમાન થઇ ગઇ અને તેણીના મનમા ઘણોજ તિરસ્કાર અને ક્રોધ ઉત્પન્ન થઇ આવ્યો યશોદા ધ્રુજતી ધ્રુજતી બોલી—

કાકા, તમે વિચારીને બોલો હુ તમારી ચંદનને ઠેકાણે છુ પુત્રીની આગળ પિતાએ અયોગ્ય વચન ન બોલવા જોઇએ જે ધારણા તમે કરી છે, તે કદિપણ પાર પડવાની નથી હુ એક કુળવાન્ શ્રાવકની પુત્રી છુ, કુલીનશ્રાવકબાળા એક પતિને છોડી બીજા પતિને કેમ વરશે? શ્રાવકની સુતા શીલવતી સતી હોય છે અને સતી સ્ત્રી પોતાના પ્રાણનો નાશ થાય તોપણ પોતાના શીલનો ભંગ કરતી નથી કાકા, તમારા નઠારા કર્મ ઉદય આવ્યા લાગે છે, કે, જેથી તમે આવા વિપરીત વિચાર કરો છો તમે ધર્મપૂર્વક વિચાર કરો મન, વચન અને કાયાથી બીજાને વરેલી બાળાને પરણવાની ધારણા કરવી એ ખરેખર વ્યભિચાર છે તમે શ્રાવક થઇને એવો વ્યભિચાર કરો નહીં એથી તમારા કુળને, તમારા ધર્મને, તમારી જ્ઞાતિને અને તમારા કુટુંબને મોટુ કલંક લાગશે કાકા, આપણા જૈનધર્મના તત્વજ્ઞાનનો વિચાર કરો આ ભવ ચિંતામણિ સમાન છે, તે જન્મમા જેટલા સત્કર્મ કરીએ, તે

રૂપા વગર નડે તેમ છે અને તેનાથી કાર્યસિદ્ધિ પણ સત્વર થઈ શકે છે, એ અમૂલ્ય મનુષ્ય જન્મને કૃતાર્થ કરવાને ધર્મના અને પરોપકારના કામ કરો આવા અધર્મના વિચાર કરો નહીં તમારે ઘેર પુત્ર પુત્રીનો પરિવાર છે, તમારા વશ ચાલે છે, અને તમારા વૈભવના સાધન વિદ્યમાન છે, તે છતા આટલી મોટી વયે શામાટે નસારના નવા દુઃખની ખાણમા પડો છો? તમારે પરણવાની કાંઈ પણ જરૂર નથી તે છતા જો તમે મોહ તથા કામને વશ થઈને પરણવાનો વિચાર કરતા હો તો ખુશીથી પરણો, પણ મારા જેવી પર કન્યા ઉપર એવી નઠારી વૃત્તિ કરો નહીં આવા પાપના માર્ગને અનુસરો નહીં તમારા જેવા ગૃહસ્થ શ્રાવકો જો આવા અધર્મના માર્ગને અનુસરશે તો પછી ધર્મની, જ્ઞાતિની અને કુળની મર્યાદા શી રીતે રહેશે? કાકા, હું તમને વિનતિપૂર્વક જણાવુ છુ કે, તમે આવો અધર્મ કરશો નહીં તેમજ આવા ધર્મવિરૂદ્ધ કામ કરવાને મારા પિતાના જેવા ભોળા દિલના માણસોને પ્રેરશો નહીં

યશોદાના આવા વચન સાભળી રૂકીચદ મનમા ક્ષોભ પામી ગયો તોપણ તે મોહને વશ થઈ પાછી હૃદયમા આશા રાખી બોલ્યો—

બાળા, તમે આટલી જ્યાઓ છો તમારા દરેક વચન વિચાર વગરના છે મારા ઘરમા પુત્ર પુત્રીનો પરિવાર છે, પણ સ્ત્રી વિના મારી જીદગી પરાધીન છે તેમજ મારા ધનાઢ્ય ઘરમા અનેક જાતની ચીજો રહેલી હોય છે, તે ગૃહસ્વામિની વિના કોઈ થી સભાળી શકાતી નથી, તે શિવાય મારા ઘરની લક્ષ્મીની શોભા સ્ત્રી વિના સારી લાગતી નથી અને મારા સતાનોની સભાળ પણ સ્ત્રી વિના લઈ શકાતી નથી, તેથી મારે સ્ત્રી પરણવાની પૂરેપૂરી આવશ્યકતા છે બાળા, તમે મારી સ્થિતિ જાણતા નથી, તેથી આવુ બોલો છો, જો તમે મારી સ્થિતિ જાણતા હોત તો કદિ

પણ આવો વિચાર જણાવત નહીં હું તમારા જેવી સુલક્ષણા સ્ત્રીને પરણવાની ઇચ્છા રાખુ છુ, તમારા જેવી સુંદર અને સુલક્ષણા સ્ત્રી હોય તો મારી છેલ્લી અવસ્થા સુધરી શકે તેમ છે જો તમારી ઈચ્છા હોય તો મારે તમનેજ પરણવુ છે, તમારા શિવાય બીજી બાળબાલિકાની સાથે વિવાહ કરવાનો મારો વિચાર નથી. બાળા, તમે કૃપા કરી મારો સબધ કબુલ કરજો તમારા પિતાની મારી તરફ પૂર્ણ લાગણી છે, વળી મારી સાથે સબધ જોડવાથી તમારા પિતાને બીજો પણ મોટો લાભ મળે છે જો તમે હઠ કરી મારી સાથે પરણવા તૈયાર નહીં થાઓ તોપણ તમારા પિતા તમને પરણાવ્યા વગર રહેશે નહીં જ્યારે તમારા પિતાની ઇચ્છા થઇ તો પછી તમારા જેવા બાળકનુ શુ ચાલવાનુ છે? તેમ વળી તમે સ્વતત્ર કહેવાઓ નહીં જો કે તમને તો તમારા પિતા મારા સુખીગૃહમા આપવા તૈયાર થયા છે, પણ જો કદિ તેઓ કોઇ ગરીબ નિર્ધન કુટુંબમા તમને આપવા ધારે તોપણ તમારે જવુ પડે આપણામા કહેવત છે કે, "ગાય અને દીકરી દોરે ત્યા જાય' તેથી હે બાળિકા, તમે લાંબો વિચાર કરી મારો સબધ કબુલ કરજો કોઈ જાતનો દુરાગ્રહ રાખશો નહીં તમારા પિતા દેવચદની આજ્ઞાને તાબે થજો, તેમજ પિતાના પવિત્ર વચનને માન આપજો

ફકીરચદના આવા કોમળ પણ કઠોર વચનો સાભળી યશોદા વધારે તપી ગઇ અને તેણીએ પોતાના પવિત્રહૃદયનો આવેશ બાહેર કાઢયો અને તે ઊંચે સ્વરે બોલી---કાકા, આ શુ બોલો છો? ગમે તે થાય તોપણ એ વિપરીત વાત બનવાની નથી મારા પિતા મારે માન્ય અને પૂજ્ય છે, અને તેમની આજ્ઞા મારે મસ્તકપર ચડાવવા યોગ્ય છે, પણ જો તેઓ આવો વિપરીત વિચાર કરતા હોય તો હું તેમનાથી જુદી પડીશ અને પિતાના વિપરીત વિચારને ફેરવવાનો યથાશક્તિ પ્રયત્ન કરીશ તેમ છતા જો તેઓ

નહીં માને તો પછી આ બાળિકા પોતાનુ હૃદયબળ પ્રગટ કરી તેના આત્માને અધર્મના મહાપાપમાથી બચાવશે જો કોઈ રીતે તેનુ બળ ચાલશે નહીં તો છેવટે આત્મઘાતના મહાપાપને પણ તે વ્હોરી લેશે કાકા, તમે એવી નઠારી ધારણા ગખશો નહીં હું તમારી પુત્રી છુ અને તે કાયમ પુત્રીવત્ રહેવાની છુ મારી ઉપર બીજી દૃષ્ટિ નાખશો નહીં તે વિષે હુ તમને વધારે કહેવા ઇચ્છતી નથી ટુકામા સમજી લેજો

કાકા, આ શ્રાવક બાળિકાનો જે પુરૂષની સાથે સબધ થયો છે, તેજ તેનો મન, વચન અને કાયાની શુદ્ધિથી શુદ્ધપણે વરેલો પતિ છે, તેજ આ બાળિકાના જીવનનો માલીક અને નિયતા છે, તેની પ્રેમમય મૂર્ત્તિની પ્રતિષ્ઠા આ બાળિકાના મનોમદિરમા થઇ ચુકી છે હવે તે મૂર્ત્તિ તે મનોમદિરમાથી કદિ પણ ખસવાની નથી તેમ બીજી કોઈ મૂર્ત્તિને તે મદિરમા જગ્યા મળવાની નથી કાકા, કદિ તમારા જેવા કોઈ સ્વાર્થી માણસે મારા પિતાને સમજાવી અવળે માર્ગે ચડાવ્યા હોય તો વખતે તેવે માર્ગે તેઓ ચડ્યા હશે, પણ મારી પવિત્ર માતા કદી તે વાતને કદિપણ ટેકો આપશે નહીં મારી માતા કુલીનશ્રાવકની પુત્રી છે અને આર્હત ધર્મના અને નીતિના સ્વરૂપને જાણનારી છે તે સુશિક્ષિત માતા આવા અધર્મના કામમા કદાપિ સામિલ થશે નહીં, એ મને પૂરેપૂરી ખાત્રી છે

યશોદાના આવા વચનો અને વારવાર તેણીએ કહેલ કાકા એવા શબ્દો સાભળી ફકીરચદ પાછો વિચારમા પડયો અને તેની આશા જરા મદ થવા લાગી તથાપિ મોહનીજાળમા સપડાએલો ફકીરચદ પાછો જરા મદસ્વરે બોલ્યો—બાળા યશોદા, તુ ખરેખર વિદ્વાન લાગે છે તારા વચનો કેટલાએક ધર્મને લગતા છે, તે ઉપરથી તુ એમ કહેવા માગે છે કે હુ ખરેખરી ધર્મીશ્રાવક-

બાળા છુ, જો તુ ધના હોય તો તારે તારા પિતાની આજ્ઞા માનવી જોઈએ માતાપિતાના કહેવા પ્રમાણે વર્તવુ, એ ઉત્તમ બાળકોનુ કર્તવ્ય છે તો એ તુ તારા પિતાની અવગણી કરીને સ્વછંદ થશે પછી તમે ધર્મિષ્ઠાનંદબાળા કોણ કહેશે ? વળી પોતાના પિતા દુખી હોય તે વખતે સારા છોકરીએ તેને સહાય આપવી જોઈએ, તારે જોતુ તારા પિતાને સહાય નહીં આપ તો તુ જગત્‌મા દુષ્ટ કહેવાઈશ અને લોકમા નિંદાપાત્ર બનીશ ફકીરચંદના આવા વચન સાંભળી યશોદા ગભરાઈ ગઈ અને ડાહી, તમારુ કહેવુ યથાર્થ છે માતાપિતાની આજ્ઞા માનવી એ સંતાનોની ફરજ છે, પણ તે આજ્ઞા કેવી પાળવી જોઈએ? જે આજ્ઞા ધર્મની વિરુદ્ધ ન હોય અને જેથી બીજાને હાનિ થાય તેવી ન હોય, તેવી આજ્ઞા પાળવાના સંતાનનુ કર્તવ્ય છે, પણ જે આજ્ઞા ધર્મ વિરુદ્ધ અને બીજાને હાનિ કારક હોય તેવી આજ્ઞા પાળવાને સંતાનો કોઈ બંધાએલા નથી કારણ વળી આવી આજ્ઞા ન પાળવાથી માતાપિતાની હાનિ થવાની છે ? અને તેથી તેમને સહાય નથી કરી એમ ન કહેવાય ?

ફકીરચંદ બોલ્યો, હે બાળા, તને મારે બધુ કહેવુ પડશે તારા પિતા દેવચંદ અત્યારે દુખી અવસ્થામા છે તેને પૈસાની પૂરેપૂરી જરૂર છે જો તે મારી સાથે તારો સંબંધ કરે તો હુ તેને તારા બદલામા સારી મોટી રકમ આપવાનો છુ જેથી તારા પિતા સારી સ્થિતિમા આવી સુખી થશે જો તુ તેમની આજ્ઞા નહીં માન તો તારા પિતાને તે રકમ મળશે નહીં અને તેથી તે દુખી રહેશે બાળા, આ વાતનો પૂરેપૂરો વિચાર કરજે અને તારા ઉપકારી પિતાને સહાય આપવાને તત્પર તૈયાર થઈ જજે પિતાને સહાય આપવી એ છોકરાની પવિત્ર ફરજ છે ફકીરચંદના આવા વચન સાંભળતા યશો । હૃદયમા ચમકી ગઈ તરતજ તે બાળાના નેત્રમાથી આંસુની ધારા ચાલવા લાગી અને તે ક્રોધ તથા

શોકના આવેશથી બોલી—અરે શેઠજી, હવે હુ તમને કાકા પણ નહીં કહુ, તમારા જેવા અધર્મી માણસને કાકા કહેવા તે પણ યોગ્ય નથી શુ તમે મારા પિતાની પાસે કન્યાવિક્રય કરાવો છો? એ ઘણુજ અફસોસની વાત છે! શેઠજી, વિચાર કરો આવી વિપરીત બુદ્ધિ કેમ કરો છો? તમે પોતે નારકીના અધિકારી થઇ મારા પિતાને પણ શામાટે નારકીના અધિકારી કરો છો? અમારા શુદ્ધ શ્રાવકકુળને કલંકિત કરો નહીં આવા ઉજ્વલકુળમા અધર્મનુ વૃક્ષ રોપાવો નહીં જે કુળમા કે ગોત્રમા કોઇ પણ પુરૂષે કન્યાવિક્રય કર્યો નથી, કોઇ પણ પુરૂષ બીજાની રોવિશાળ કરેલી કન્યાને પરણ્યો નથી, અને કોઇ પુરૂષે જ્ઞાનદ્રવ્ય, દેવદ્રવ્ય અને સાર્વજનિક દ્રવ્ય ખાધુ નથી, તેવા પવિત્ર કુળને મલિન કરવાને તમે શામાટે તૈયાર થયા છો અરે વૃદ્ધપુરૂષ તમારી, આવી વિપરીત બુદ્ધિ કયાથી થઈ છે? મને લાગે છે કે, તમારા ઘરમા અન્યાયનુ, દેવનુ જ્ઞાનનુ કે કોઇ શુભ ખાતાનુ દ્રવ્ય આવ્યુ હશે. એ દ્રવ્યના બલથી તમારી આવી મલિન બુદ્ધિ થઈ લાગે છે અરે મને પણ ભય લાગે છે કે, મારી બુદ્ધિ રખેને વિપરીત થઇ જાય, કારણ કે, તમારી દીકરી ચંદનના સહવાસથી મે ઘણીવાર તમારા ઘરનુ પાણી પીધેલુ છે હે જૈનશાસનદેવતા! મારી રક્ષા કરજો મારા હૃદયમા કે મારી બુદ્ધિમા મલિન વિચાર લાવવા દેશો નહીં આ તમારા આર્હતધર્મની કુળ બાળિકાને અધર્મના કામમાથી બચાવજો શેઠજી, તમે મારી સખી ચંદનના પિતા થયા છો તેમ વળી મારાથી વયોવૃદ્ધ છો, તેથી હુ તમને વધાર કહી શકતી નથી, તથાપિ હૃદયની બળતરાથી એટલુ તો કહેવુ પડે છે કે, તમારા જેવા નઠારા વિચારવાળા પુરૂષો આ જગતમા જન્મતા ન હોય તો જૈન શાસનનો ઉદ્યોત વધારે થાત તમારા જેવા ધનાઢ્ય શ્રાવકો આવા વિપરીત વિચાર કરનારા હોવાથી જૈનસંઘની ધર્મમર્યાદા રહેતી

નથી જાણતું કે, ધનાઢ્યપણાને લઈને તમો સંઘના આગેવાન થઈ શકો છો, જ્યારે તમારા જેવા આગેવાનો સંઘના દોરનાર થાય તે પાછી તીર્થરૂપ ચતુર્વિધ સંઘની મર્યાદા શી રીતે રહે? વળી અધર્મ અનીતિ, અને અકાર્યને ઉત્તેજન મળે છે શેઠીઆ, તમને વધારે શું કહેવું? પણ પ્રભુ મારા પિતાને સારી બુદ્ધિ આપી અધર્મના માર્ગમાં જતા અટકાવે તો વધારે સારું તેમ કરવાથી તેઓએ કરેલા પાપની આલોચણા થશે અને મારા પિતા કન્યાવિક્રયના મહાપાપમાંથી બચી જશે કન્યાવિક્રયનો કુરીવાજ આર્યધર્મની ઉન્નતિને તોડનારો, અને નીતિના ઉજ્વળ માર્ગને મલિન કરનારો છે વૃદ્ધવરની પાસેથી જોઈના નાણા લઈ પશુની જેમ લીલીને વેચનારા આર્યમાબાપો કસાઈના જેવાજ છે તેઓ દયાધર્મના ઘાતક તથા નિર્દયકામને કરનારા, અને કુકર્મથી સ્વાર્થને સાધનારા છે જે શ્રાવકબાળા આંકેળવણી લઈ ચાતુર્યવાળી અને સંસારના પૂર્ણ સુખની અધિકારિણી થઈ હોય, તેવી મુગ્ધ બાળિકાને ભર બજારે જેઓ વૃદ્ધવરને વેચી દે છે અને તેણીના સઘળા સંસાર સુખને અને સંસારધર્મને બાળી તેણીના સ્ત્રી જીવનને નકામું કરી દે છે, તેવા માબાપો તે પુત્રીના પાળક નથી પણ તેની પ્રાણવિયોગ કરવા વગરની હિંસા કરનારા કસાઈઓ છે વળી જે ધનાઢ્ય વૃદ્ધપુરૂષો, પોતાના ધનના બળથી તે માબાપો તે ધનથી લલચાવી તેમની મુગ્ધ બાળિકાઓને ખરીદવા આગળ પડે છે અને તે બીચારી બાળાઓનો ભવ બગાડે છે, તે પુરૂષો પણ ઘણાજ નિર્દય અને પાપી છે

શેઠજી, તમે તેવા પાપી શામાટે થાઓ છો, ભોળા દિલના મારા પિતાને શામાટે ભમાવો છો? હવે કૃપા કરી મારા વિપરીત વાત છોડી દ્યો અને આર્હત ધર્મની ઉન્નતિના શિખરને તોડવાના પ્રયત્ન ન કરો નહીં

આ પ્રમાણે કહી યશોદા તરત ફતેચંદની મેડી ઉપરથી

તત્ત્વાલાલજી, તેણીનો દૃઢ નિશ્ચય જોઈ ફકીરચન્દ એવો ઝાંખો પડી ગયો કે, પછી તે જરા બોલી શક્યો પણ નહીં ફકીરચંદના ઓરડા ઉપરથી નીચે ઉતરી એટલે તેણીની રાહ જોઈ ઉભેલી ચંદન તેની સામે આવી બોલી—બ્હેન યશોદા, ઉભી રહે આટલી વાર તો તું મારા બાપાની સાથે બેઠાની હતી, તેમાં મને શો લાભ? હવે થોડીવાર મારી પાસે બેસ અને વાતચિત કર્ય

ચંદન એક નહ્‌નુડી અને ડાહી છોકરી હતી, પોતાનો બાપ ફકીરચંદ કેવીવાર પરણ્યા છે, એ વાતની તેને જરા પણ ખબર ન હતી તેમાં વળી આ યશોદાની સાથે તેના લગ્નની વાત ચાલે છે, એ વાતની તો તેણીને બીલકુલ ખબર ક્યાંથી હોય? પોતાના પિતા ફકીરચંદે યશોદાની સાથે આટલી બધી શી મસલત કરી હશે, એ વિચાર ચંદનના નમ્ર તું હૃદયમાં આવેલો, પણ તે નિર્દોષ બાલાના મનમાં તેના પિતાના વિપરીત ભાવની છાયા પણ પડી ન હતી તેણીએ એમજ જાણેલું કે, મારા બાપા યશોદાને તેના વરની કાંઈક ખાનગી વાત જાણવાને પુછતા હશે વળી તે નાની છોકરી એટલું પણ સમજતી હતી, કે કોઈએ કોઈ કોઈને કહેલી વાત, જાણવાને કોઈને પૂછવું ન જોઈએ તેમજ બીજાની છાની વાત જાણવાની ઈચ્છા પણ ન રાખવી જોઈએ આવી નાની સમજણને લઈને ચંદને યશોદાને તે સંબધી કાંઈ પૂછ્યું ન હતું

ચંદનના વચન સાંભળી યશોદા ખેદસહિત બોલી—બ્હેન ચંદન, મને અહીં આવ્યા ઘણી વાર થઈ છે, તેથી મારાથી હવે રોકાઈ શકાશે નહીં માટે મને જલદી જવા દે

ચંદન—બ્હેન, ના એમ ન કર, ઘડી વાર બેસ, અને પાણી તો પી

યશોદા—બ્હેન ચંદન, મારે પાણી પીવું નથી મારે જવાની ઉતાવળ છે મારા મનમાં મોટા ઉચાટ પેઠી ગયા છે, તેથી મને ચેન પડતું નથી

ચંદન—બ્હેન, એના શા ઉચાટ તારા મનમા પેઠા છે? આ પણ છોકરીઓને વળી ઉચાટ શા? કારણકે જ્યાસુધી આપણી ઉપર આપણા વડીલો છે,ત્યાસુધી આપણે શેના ઉચાટ રાખવાનાછે

યશોદા—બ્હેન એ ખરી વાત છે, મારે કાઇ ઘરના ઉચાટ નથી પણ મારી પોતાની જાતના ઉચાટ છે

ચંદન—બ્હેન, તારી જાતના તારે શા ઉચાટ હોય? તારે તો તારી મા છે જ્યાસુધી માથા ઉપર મા જીવતી હોય, ત્યાસુધી દીકરીને ઉચાટ શેના હોય? કદિ જો ઉચાટ હોય તો મારે હોય, કારણકે, મારે મા નથી હુ મા વગરની દીકરી છુ મા વગર દીકરીને કેવુ દુખ પડે છે, તેનો મને પુરેપૂરો અનુભવ છે માના બાપા મને ગમે તેટલુ રાખે તોપણ મારી માની ખોટ કોઇ રીતે પૂરાતી નથી બ્હેન યશોદા, સારે નશીબે મારા પિતા ફરી વાર પરણતા નથી, એટલુ સારૂ છે, પણ જો તેઓ ફરી વાર પરણે તો પછી મારા શા હાલ થાય? અપરમાતાનુ દુખ ઘણુ ભોગવવુ પડે છે બ્હેન, જો કોઇ સારા કુળની દીકરી કેળવણી પામેલી હોય, તેની સાથે પિતા પરણે તો કદિ તે દુખ ન આપે, પણ જો કોઇ નઠારા કુળની અને કેળવણી વિનાની દીકરી બાપને પરણી ઘરમા આવે તો ઓરમાન દીકરીના પૂરા ભોગ મળે છે કોઈ મા વગરની દીકરી થશો નહી પોતાની જનેતાના જેવુ કોઇ બીજાને હેત આવતુ નથી દીકરીને ખરેખરો આધાર માતાનો છે માતાની શીતળ છાયામા રહેવી દીકરી પૂર્ણ સુખ પામે છે અને અનેક જાતના લાડ ભોગવે છે, બ્હેન, તે વિષે તને હુ વધારે શુ કહુ જ્યારે તેવા અવળા વિચારમા મારૂ મન ચડી જાય છે, ત્યારે મને ઘણોજ અફસોસ થાય છે મારા કરતા તુ સો દરજ્જે સુખી છે તે છતા તુ કહે છે કે, મને મારી જાતના ઉચાટ થાય છે, તેનુ શુ કારણ? તે સમજાતુ નથી

ચંદનના આવા વચન સાંભળી યશોદા લાંબો નિશ્વાસ મુકીને બોલી —

**યશોદા**—મ્હેન ચંદન, તારી વાત સાંભળી મને ઘણોજ અફસોસ થાય છે તારા જેવી નસીબદાર બાળાઓવિના દુખ ન પામે એવી હું ઇચ્છા રાખું છું

આટલું કહી યશોદાએ મનમાં વિચાર કર્યો કે આ બીચારી તેના પિતાના નઠારા વિચારથી અજાણ છે જો હું તેહીન તેના પિતાના કુવિચાર જણાવું તો તેને ઘણો અફસોસ થાય વળી તેના પિતાની વાત જાહેર કરવાથી લોકોમાં મારાં માતપિતા ઈશ્વરની અને અમારા કુટુંબની નિંદા થાય, માટે આ વિચાર તેની આગળ પ્રગટ કરવો યોગ્ય નથી

આવું વિચારી યશોદા બીજું કાંઈ બોલી નહીં અને તરત ત્યાંથી ચાલવા લાગી—યશોદાને ચાલતી જોઈ ચંદન બોલી—મ્હેન, વડીલો તો ગેર હાજર અત્યારે મને મારી માયાળુ માતા સાંભરી આવી છે, તેની માટે જીવ બળે છે આટલું કહેતાંજ ચંદનની આંખોમાંથી આંસુની ધારા ચાલી—

ચંદનને રોતી જોઈ યશોદાને દયા આવી અને તે બોલી—બ્હેન ચંદન, દુખ લગાડ નહીં આ સંસાર બધો દુખરૂપ છે આ જગતમાં તારા જેવી અનેક સ્ત્રીઓ મા વગરની અને અનેક પુત્રો પિતા વગરના રહે છે કોઈને સર્વ જાતનું સુખ હોતું નથી નિર્ધન ધનને માટે, ધનવાન્ શરીરના સુખને માટે, બળવાન્ સંતતિને માટે, નિર્બળ આશ્રયને માટે અને અજ્ઞાની જ્ઞાનને માટે અનેક પ્રકારના શોક કર્યા કરે છે મ્હેન, તેનો અફસોસ કરીશ નહીં કોઈ પણ પુત્ર કે પુત્રીના માતાપિતા કાયમ રહેતા નથી પુત્ર પિતાના ગૃહનો સ્વામી થઈ પિતાને ભુલી જાય છે અને પુત્રી પતિગૃહની શેઠાણી થઈ પોતાના પિયરને ભુલી જાય છે બ્હેન, આ-

**ચ ચળ**—પ્રેમના ભાળ, તે પછી શુ બન્યુ ? તે વાર્ત્તા આગળ ચલાવો

**પ્રેમદા**—તે પછી ચ દનને શાત કરી યશોદા જવાને તૈયાર થઈ, એટલે ચ દન બેલી—બ્હેન જરા ઘેરી રહી પાણી પી અને ફાંક-ડ મુખવાસ પણ લે એમ કહી ચ દને કેટલોક આગ્રહ કરવા માડયો, એટલે યશોદા બોલી —

**યશોદા**—પ્રિય બ્હેન ચ દન, મને તૃષા લાગી નથી, તેમ મારે મુખવાસ પણ લેવો નથી

**ચ દન**—બ્હેન, શામાટે આમ કહે છે? શુ ત મારા ઘરની ચીજોનો ત્યાગ કર્યો છે?

**યશોદા**—બ્હેન, એવી કાઇ ગ કા ગખીશ નહીં મારે અ ત્યારે કાઇ ચીજની જરૂર નથી

**ચ દન**—જો એમ હોય તો મારા વચનની ખાતર થોડુ પાણી પી અને જરા સોપારી લે

**યશોદા**—ના બ્હેન, એવો આગ્રહ કરીશ નહીં મારાથી અ ત્યારે કાઇ લઈ શકાય તેમ નથી

**ચ દન**—ના એમ નહીં થાય, કાઇ પણ લેવુ પડશે

**યશોદા**, તુ ગમે તેમ કહીશ તો પણ મારાથી તારા ઘરની ચીજ અત્યારે લેવાય તેમ નથી

**ચ દન**—તેનુ શુ કારણ ? શુ મારા બાપાએ તને કાઈ કહ્યુ છે ? કે જેથી તુ રીસાણી છુ

**યશોદા**—બ્હેન, તે વિષે મને પુછીશ નહીં અને તેનો ખુ લાસો પણ કરાવીશ નહીં

**ચ દન**—બ્હેન યશોદા આ બાબતમા મને ઘણો વહેમ પડે

હુ તારે ઘેર ફરી વાર આવવાની નથી અને તેનુ કારણ પણ કહેવાની નથી બ્હેન, આપણે હમેશા કન્યાશાળામા મળીશુ અને કો ઈ વાર તુ મારે ઘેર આવીશ તો આપણ સાથે બેસી જ્ઞાનવાર્ત્તા કરી આનંદ પામીશુ

યશોદાના આ વચન સાભળી ચંદનને વધારે વેહેમ પડયો તેણીના મનમા નિશ્ચય થયો કે, આજે બાપાએ યશોદાના મનને વધારે દુભવ્યુ લાગે છે ગમે તે હો પણ તે વાત કાઈ વિપરીત બની છે હવે યશોદાને કોઇ જાતનો આગ્રહ કરવો યોગ્ય નથી ધીરે ધીરે આ વાર્ત્તા તેની મેળેજ જણાઇ આવશે આવુ ચિંતવી ચંદન કાઇ બોલી શકી નહીં અને યશોદા ત્યાથી ચાલતી થઇ યશોદાની ઉપર ચંદનના ઘણો પ્રેમ હતો યશોદા હવે ફરી પોતાને ઘેર આવવાની નથી, એવુ જાણી તેણીના નેત્રમાથી આસુની ધારા ચાલવા લાગી અને જ્યાસુધી યશોદા જતી દેખવામા આવી ત્યાસુધી તે આસુ ભરેલી આખે તેને જોઇ રહી

**પ્રેમદા કહે છે**—બ્હેના, તે પછી યશોદા પોતાને ઘેર આવી અને તેણીએ કકીચંદની સાથે બનેલી બધી વાત પોતાની મા રૂખીને જણાવી રૂખી તે વાત સાભળી ઘણીજ દિલગીર થઈ અને પછી પોતાના પતિ દેવચંદની પાસે એકાતે આવી તે નીચે પ્રમાણે કહેવા લાગી —

સ્વામી, તમે શુ કરવા ધારો છો? તમારી આવી વિપરીત બુદ્ધિ કયાથી થઇ? શુ તમે કન્યાવિક્રયનુ મહાપાપ કરવા ધારો છો? અરે સ્વામી, તમે કોણ છો? તેનો વિચાર કરો તમે ધર્મવીર મહાવીરના ધર્મપુત્ર છો તમારૂ કુળ આર્યકુળમા સર્વોત્તમ ગણાય છે શ્રાવકકુળના સંતાનોએ જે ધર્મકીર્ત્તિ મેળવી છે, તવી ધર્મકીર્ત્તિ ભારતવર્ષની ભૂમિ ઉપર કોઈ પણ આર્યસંતાનોએ મેળવી નથી અરે નાથ, કન્યાવિક્રયના મહાપાપથી હજાર ગાઉ દૂર

રહેજો એ મહાપાપ નાત નારકીની પીડાઓના કારણરૂપ અને ઘોર ક્રૂરકર્મનું પ્રગટ છે જે કુટુંબ કન્યાવિક્રયરૂપ પ્રચંડ નક્ષત્રના પંજામાં માન્યું છે, તે કુટુંબ અનંત ગણી પાયમાલીને પ્રાપ્ત છે જો તમારે તમારા જીવનનો માર્ગ મલિન કર્યો હોય, જો તમારે તમારા આત્માને અધોગતિએ પોહોંચાડવો હોય તો, અને જો તમારે આ અનંત સંસારના મહાકષ્ટોને સહન કરવા હોય તે તમે કન્યાવિક્રયના મહાપાપને અંગીકાર કરજો

સ્વામી, તમે જો એકવાર એ મહાપાપનું ગીત સાંભળ્યું હોય તો તમને માલમ પડશે કે, કન્યાવિક્રયનું મહાપાપ કેવું છે? તે વિષે હું તમારી આગળ વધારે કહેતી નથી સ્વામી, આ પ્રસંગે મારે તમને સ્પષ્ટ રીતે જણાવવું પડે છે કે, તમે પૈસાના લોભથી કન્યાવિક્રયનું મહાપાપ કરવા તૈયાર થયા છો, પણ જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે, ત્યાંસુધી હું એ મહાપાપને કદિપણ થવા નહીં દઉં હું તમારા જેવા કુલીન શ્રાવકની સ્ત્રી છું, કુલીન શ્રાવકની સુતા છું અને ધર્મવીર વીરભગવાનના ચતુર્વિધ સંઘની શ્રાવિકા છું મારી નજરે એ ઘોર પાપ કદિપણ બનશે નહીં મારી યશોદા શ્રાવક કુળની બાલિકા છે, તો શાન્તિલાલ જેવા શુદ્ધ શ્રાવકને વરી ચુકી છે તેમાં કાંઈ પણ ફારફેર થવાનો નથી પ્રિયનાથ, હું તમને વિનતિપૂર્વક જણાવું છું કે, એ અધર્મમાં પ્રવૃત્તિ કરશો નહીં ઘેર ઘેર ભીખ માગીને ઘર વ્યવહાર ચલાવજો પણ કન્યાવિક્રયના મહાપાપથી [illegible] થશો નહીં એમ કહેતી તે સ્ત્રી રોઈ પડી

રૂપીના આવા આવેશ ભરેલા વચન સાંભળી દેવચંદ શરમાઈ ગયો અને તેના હૃદય ઉપર તેની સારી અસર થઈ આવી ત્યારથી દેવચંદના વિચાર બદલાતા ગયા અને આખરે પોતાના વિચારને માટે પશ્ચાત્તાપ કરવાનો તેને વખત આવ્યો

પ્રેમદા—બ્હેનો, તે પછી ફકીરચંદના વિચાર પણ ફરી ગયા
ા યશોદાના વચન સાભળી તેના મનમા મારી અસર થઈ હતી
ને તેથી તેણે ફરીવાર પરણવાનો વિચાર માંડી વાળ્યો આખરે
ગુણી યશોદા શાન્તિલાલની સાથે પરણી હતી શાન્તિલાલનો
બધ સુનાય છે અને તે સનેવી કન્યા ફકીરચંદ પરણે છે, આ
ત બધ ગામમા ફેલાઈ ગઇ અને તેથી દેવચંદને અને ફકીરચંદને
ા સારા ગૃહસ્થોએ ઠપકો આપ્યો બ્હેનો, તે વખતે હું માન
શાળમા હતી અને આ વાત મે મારી મામીના મુખથી સાભળી
તી મારી મામી રૂખીને સગી થતી તેથી તે વાત તેણીએ બન
ર જાણીને મને કહી સભળાવી હતી

ચંચળ—પ્રેમદા ભાભી, તમે કહ્યું છે કે, રૂખીએ પોતાના
ામી દેવચંદને કહ્યું હતું કે, "તમે જો એકવાર એ મહાપાપનુ
ત સાભળ્યું હોય તો તમને માલમ પડશે કે, કન્યાવિક્રયનુ મહા
ાપ કેવું છે? તો ભાભી, એ કન્યાવિક્રયનુ ગીત કયુ? તે તમે
ણો છો?

પ્રેમદા—ના બ્હેન, મને એ ગીતની ખબર નથી

લલિતા—કેમ ચંચળ બ્હેન ભુલી ગયા? એ ગીત જે આ-
ાને આવડે છે, તે હશે

પ્રેમદા—બ્હેનો, જો તમે એ ગીત જાણતા હો તો અમને
ાઈ સભળાવો

પછી લલિતા અને ચંચળ નીચે પ્રમાણે કન્યાવિક્રયનુ ગીત
ાય છે —

## કન્યાવિક્રયનુ ગીત

નંભી વનમાવસવલે એ રાહ.

આશો જુલમ જૈનમા હુઓ, જાગી જુવાને લગાર,
[1]વિક્રય કન્યાનો કરી, પાપી થાઓ અપાર આશો (ટેક)

ઉત્તમ કુળમાહે અવતરી, કરો હલકા કામ,
[2]દામ ઘટો [3]દુહિતા તણા, [4]જોળો શ્રાવક નામ આશો ૧

આઠા વયની જે બાળકી, વેચો વૃદ્ધને હાથ,
બાળવયે વિધવા બને, પામે કષ્ટ અપાર આશો ૨

જીવ દયાના પાત્ર થઇ, કરો હિંસક કામ,
નાખી સુતાને [5]કૂપમા, કરો વૈભવ [6]ધામ આશો ૩

ભારતના બહુ ધર્મમા, જૈન શ્રેષ્ઠ ગણાય,
શ્રેષ્ઠ બનીને [7]નેષ્ટના, કામ તેમા શુ થાય આશો ૪

[8]નીર ભરીને નેત્રમા, બાળા દે નિત્ય શાપ,
પાપી પિતા નરકે જશે, કર્યું આ મહાપાપ આશો ૫

ધિક પિતા ધિક માતને, વેચે જે સંતાન
નિર્દય નિર્લજ તે બની ખોવે શ્રાવકમાન આશો ૬

આલોયણ કહ્યા પાપના, [9]જૈનમતમા અનેક,
આલોયણ નહીં જેનું તે, કન્યાવિક્રય એક આશો ૭

સહાય કરો [10]શાસનપતિ, પાડો ધર્મની છાપ, ૮

---

૧ વેચાણ ૨ પૈસા ૩ દીકરીના ૪ શ્રાવકનુ નામ રાખો છો
૫ કુવામા ૬ દીકરીના પૈસા નડે વૈભવ તથા ઘર ... ૭ હલકા
૮ પાણી—આંસુ ૯ જૈનમતમા અનેક પાપના આલોયણ કહેલ છે, એ લીધા અને પાપો આલોયણ લેવાથી જાય છે, પણ એક કન્યાવિક્રયનુ પાપ એવુ છે કે તેનુ આલોયણ નથી એટલે તે આલોયણથી જતુ નથી ૧૦ હે શાસન દેવતા.

પ્રગટ થયુ જૈનકોમમા, કન્યાવિક્રય પાપ આશો ૮
શરણુ કરે મુનિરાજ સૌ, આપો અતિ ઉપદેશ,
પ્રબળ વધે દુરાચારનુ, ર્‌હેશે ધર્મ ન લેશ આશો ૯
શ્રવણ કરો સાવધાન થઈ, સર્વે શ્રાવકનાર,
શ્રાવકના સસારમા, સહાય કરો આવાર આશો ૧૦

---

આ પ્રમાણે કન્યાવિક્રયનુ ગીત ગાયુ એટલે પ્રમદા ઘણીજ ખુશી થઇ ગઈ પછી ચચળે વિનયથી જણાવ્યુ, કે પ્રેમદા બ્હેન! પછી તે યશોદા અને ચદનનુ શુ થયુ ? તે કહો, યશોદા શાતિલાલને પરણ્યા પછી સુખી થઇ હતી અને તેણીએ આખા જૈનકોમમા એક સતીશ્રાવિકા તરીકે સારી કીર્ત્તિ મેળવીહતી અને ફકીરચદે પોતાની દીકરી ચદનને સ્વાર્થમા અધ થઇ એક હલકા કુળના અને દુરાચારી પતિ સાથે પરણાવી હવે તે આખી જીદગી સુધી ઘણીજ દુખી થઈ પડી છે, એવા ખબર મે હમણાજ સાભળ્યા છે

બ્હેનો, યશોદા અને બગી દૃઢતાવાળી હતી, નહીં તો તેનો દુષ્ટ પિતા તેને દુખની મોટી ખાણમા નાખી દેત દુષ્ટ બુદ્ધિવાળા લોભી દેવચદે એ બીચારી બાળાને દ્રવ્યના લોભથી ફકીરચદ જેવા સ્વાર્થી અને લપટ પુરૂષને આપી હોત તો એ બાળાની આખી જીદગી દુખમય થઇ જાત બ્હેન ચચળ, આ પ્રમાણે સર્વ રીતે કન્યાનો નઠારો રીવાજ આપણી શ્રાવકકોમમા કોઇ કોઇ જગાએ ચાલે છે, એ કુરીવાજથી જૈનપ્રજા આર્યપ્રજામા અતિશય વગોવાય છે તેવોજ બનાવ આ સાગ પોતાના પતિનો બન્યો. એ આનદા બ્હેનના સહવાસથી પોતી સુધરી ગઇ એટલે તેણીના સાસરીઆમા તેનુ માન થયુ અને તેના પતિને તેની સાથે બનાવ થયો, તેથી તેણે તે નવેલી કન્યાને છોડી દીધી છે, આથી મારી

પોતી શોકયના સાલમાથી મુક્ત થઈ કે મ્હેન ચચળ, એથી મે કહ્યુ હતુ કે, પોતીના ભાગ્યનો ઉદય થયો છે એ બધો આનદા બ્હેનનોજ પ્રતાપ છે

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પ્રેમદાએ કહેલી આ વાત સાભળી બધી સ્ત્રીઓ ખુશી થઇ અને તઓ પ્રેમદાની આગ ળ પોતાનો હર્ષ બત વા લાગી પછી આનદાએ પોતાની ઉપદેશ વાર્ત્તા શરૂ કરી

**આનદા** કહે છે—બ્હેનો, આજે હુ તમને પમા મ બ ધીઆપ આપીશ ગૃહસ્થ પુરૂષે વા સ્ત્રીએ ધનાની બાબતમા કેવી રીતે વ ર્ત્તવુ જોઇએ? તે વાત લક્ષમા રાખવાની છે આપણા જૈન શાસ્ત્રમા ધર્મબિંદુ નામે એક ગ્રથ છે, તે ધર્મ તથા વ્યવહારના બોધમા ઘણોજ ઉપયોગી છે તેની અદર ગૃહસ્થનો સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ બતાવેલો છે તેમા લખેલુ છે કે, ગૃહસ્થે ન્યાયમાર્ગે ધન મેળવવુ, પોતાની શક્તિ પ્રમાણે તેનો ઉપયોગ કરવો અને તેનુ રક્ષણ પણ કરવુ કેટલાએક પુરૂષો અને સ્ત્રીઓ ઘણી કૃપણતા રાખે છે, તે અયોગ્ય છે છેક કૃપણપણુ રાખી ધનનો સચય ન કરવો કારણકે, તેમ કરવાથી આ લોકમા અપકીર્ત્તિ થાય છે અને આપણને મળવા યોગ્ય સુખ મળતુ નથી બ્હેનો, કેટલાએક એવા લોભી હોય છે કે, તેઓ પોતે સારીરીતે ખાતાપીતા નથી તેઓ પોતે તથા પોતાની પ્રજાને પણ સારૂ ખવરાવતા નથી સારા વસ્ત્રો કે ઘરેણા પેહેરતા નથી, કેવળ ધનાને વધારવાના હેતુથી તેને એક કરી બીજાને ત્યા વ્યાજની લાલચે મૂકે છે અને બીજાને ધારે છે તે વ્યાજનો વધારો પણ પાછો મુદ્દલમા મેળવી વળી વ્યાજ ચ ઢતુ કરે છે, અને તેનાથી પોતાના ખરચ સારૂ દરિદ્રની પેઠે થે ડુ રાખે છે, તે પણ ઘણા કલેશથી વાપરે છે અને પોતાના ઘરના માણસો દુ ખ ભોગવે છે પોતે દુ ખ ભોગવતા જેઓ કોઇવાર તેણે

ધીરેલા નાણા કોઇ ખોટા કરે ત્યારે તે પોકે ને પોકે રડે છે તોપણ બાકીના નાણા પાછા તેજ ઋતે આપે છે હે દીકરી, આવા લોભી લોકો પોતાના ધનાથી પોતે સુખ ભોગવતા નથી અને આખી જીદગી સુધી દુઃખી થાય છે યક્ષની જેમ ધનનુ રક્ષણ કરનારા અને ધનના નાશથી શોક કરનારા એવા મહ જનોને આપણા શાસ્ત્રોએ અને નરજનોએ ધિક્કારના પાત્રજ ગણ્યા છે એવા લોકોનો મનુષ્યજન્મ નિરર્થક ચાલ્યો જાય છે અને લોકોમા તેઓ અત્યંત નિન્દાપાત્ર બને છે માણસ ઉદાર હોય કે કૃપણ હોય પણ જ્યારે, કેવે સ્થળે અને કેટલે અંશે વાપરવું તો શ્રેષ્ઠ ગણાય એ વાત ન જાણતા હોય તો તે તિરસ્કારનોપાત્ર છે, કેમકે ઉદારતા અને કૃપણતા જો મર્યાદાથી અધિક થાય તો તે દુઃખ આપનાર થઈ પડે છે ઘણી કૃપણ સ્વભાવની સ્ત્રીઓ હોય છે, તે તો રોજ રસોઇમા પણ કરકસર કરે છે કેટલીક લોભી સ્ત્રીઓ પોતાના ઘરમા એટલી બધી કૃપણતા કરે છે કે, પોતાના છોકરાની વહુ જો વધારે ખાનારી હોય તો તેના ઉપર દ્વેષ કરે છે અને તેને કસરથી ઓછુ જમાડે છે તેથી કદાપિ જો તે ગીચારી ગરીબ અને લાજાળ સ્વભાવની હોય છે તો રોજ થોડી ભુખી રહે છે, એમ હંમેશ ભુખ વેઠી વેઠીને તે તણીજ દુર્બળ થઇ જાય છે અને તે દુષ્ટ સાસૂ તેવી દુર્બળ વહુની પાસે વધારે કામ કરાવે છે, તેથી તે ભુખ તથા દુઃખથી ગી-ણાઇને રોગની ભોગ થઈ પડે છે અને કોઇવાર પીડાઇને મરી પણ જાય છે જો તે વહુ આકરા સ્વભાવની હોય તો પોતાની સાસૂની સાથે લડે છે અને તેથી સાસુ વહૂની વચ્ચે હમેશ મોટી વઢવાડ થયા કરે છે, જેથી પરસ્પર દ્વેષ વધવાથી આખરે તે ઘર ભાગે છે કેટલીક વાર તો એકજ ઘરમા તેવા કકાસથી સાસૂ અને વહુના જુદા ચુલા મડાય છે તે ઉપરાન્ત ઘરની ઘણી ફજેતી થાય છે જો તીખા સ્વભાવની વહુ હોય તો તે સાસૂની નિંદા કરે છે અને લોકો-ની આગળ કહે છે કે, મારી સાસૂ મને પૂરૂ ખાવા દેતી નથી,

હુ હમેશા ભુખે મરૂ છુ વહુએ કહેલા આવા વચનો જ્યારે તેની સાસૂના સાભળવામાં આવે છે, ત્યારે તે વહુની સાથે મોટી વઢવાડ કરે છે અને એ વાત લોકોના જાણવામા આવે છે જો તે વહુનો પતિ સ્વતત્ર સ્વભાવનો અને ન્યાયી હોય તો પોતાની માને અને પોતાની વહુને—બન્નેને સમાધાનમા રાખવા યત્ન કરે છે, પણ કેટલાએક કારણોથી તેનો યત્ન નિષ્ફળ થાય છે પ્રથમ તો તે છોકરાની મા પોતાના નઠારા સ્વભાવને લઇને પોતાની વહુના સાચા ખોટા દોષ તે છોકરાની આગળ કહ્યા કરે છે, તે એવી આશાથી કે, તે છોકરો વહુને વારવાર શિક્ષા કરે પણ જો તે છોકરો ન્યાયી હોય તો પોતાની માના વચનો સાભળી પોતાની વહુને પુછી તેની ખાત્રી કરે છે અને પછી જો પોતાની માનો દોષ લાગે તો તે નમ્રતાથી પોતાની માને ચાર વચનો કહેવા જાય છે, પણ તેની મા તે વખતે પોતાના દુષ્ટ સ્વભાવને લઇને ઉલટી તકરારને કરીને આપે છે—‘અરે મૂરખા, તારામા કાંઈ પણ માન નથી, તુ નમાલો છે, તુ સ્ત્રીનો વેચાણ થઈ ગયો છે, તુ તો બાયડીની આખેજ જુવે છે બાયડી કહે એ જ તુ કરે છે, એ છકેલીને તુ કાંઈપણ કહી શકતો નથી તે એને મને ગણતી છે, તેથી તે કોઇનુ કહેલુ કેમ માને? અરે અભાગીયા, તને એણે આધળો કરી મૂક્યો છે, પણ તુ મને ઓળખે છે, હુ એના જેવી દશ વહુ તને પરણાવાને ચાહુ એવી છુ, મારો વિચાર કર, નહિ તો જોઇએ તેવી મજે પણ મા ફરીને મળવાની નથી બૈરીનુ ઉપરાણુ લઇને તુ મને શી સામુ દેખ આવે છે, પણ તારી એ રાંડને કેમ ડામ દેતો નથી?” આવા આવા વચનો કહી દીકરાને શરમાવી દે છે વળી કોઇવાર એવુ પણ કહે છે કે, ‘ દીકરા, મે તને ઉછેરી મોટો કર્યો, તેનુ આવુ ફળ હોય નહીં બાળપણામા ભીનેથી કોરામા સુવાડ્યો, અને તારા વિષ્ટા મૂત્ર ધોયા—એનો બદલો તુ આવો આપે છે એક એ બદામની બૈરીને પક્ષ કરી આ તારી જનેતાનુ અપમાન કરે છે, એનો જરા વિચા

ર્વ દીકરા, જો તને હુ ગમતી ન હોઉ તો મારૂ અહીં કામ નથી અમે અમારૂ સુજતુ કરીએ દાઇ પારકી જણીના ટુણા ખમાશે નહીં" આવા માના વચનો સાભળી તે પુત્ર બીચારો શરમાઇ જાય કે અને કરવા ધ ર્યા સમાધાનીના પ્રયત્નમા નિ'ષ્ફળ થાય છે

જો એવી રીને તે પોતાની વહુને કહેવા જાય તો જો તે નઠારી સ્ત્રી હોય તો તે પણ પોતના પતિને એવા વચનો કહી પાછો પાડી દે છે અને ઘણા નમ્ર અને કઠોર વચનો સભળાવી તેના હૃદયમા ખેદ ઉપન્ન કરે છે આથી કરીને તેના ઘરમા કલેશ વધતો જાય છે અને તેથી તેના સસાર દુખરૂપ થાય છે જો તેની સ્ત્રી કેળવણી પામેલી કે ભલી હોય તો તે સરળ સહન કરે છે અને પતિની આજ્ઞા પ્રમાણે વર્ત્તી દુખ વેઠી દિવસો ગાળે છે પણ જોતે નઠાર સ્વભાવની હોય તો તે રીસાઇને પોતાને પિયર ચાલી જાય છે અને પિયરમા રહી દુર્ગુણી અને દુખી બને છે આ કૃપણના સ્વભાવથી એવા નઠારા પરિણામ આવે છે તેથી હે દીકરી, એવી કૃપણના કદિ પણ રાખવી નહીં જેની મા કૃપણ હોય તેના દીકરાને કોઈ દીકરી પણ પરણાવતુ નથી લોભી માણસની જગતમા પ્રતિષ્ઠા રહેતી નથી લોભીપણાની હલકી ટેવ પડવાથી ઘણાના કુળ ઉંચ હોય તો પણ નીચા ગણાય છે ગુણવાન માણસ પણ જો લોભ રાખે તો તેની લોકમા એવી અવગણના થાય છે કે, કોઇ પણ માણસ તેને માન આપતુ નથી કદિ તેનામા કુલીનપણુ, વિદ્યા, અને બીજા સદ્ગુણો હોય તો પણ લોકોમા તેની હલકાઇ વધે છે કેટલાએક લોભી માણસો સારી સ્થિતિના હોય તો પણ તેમના કોઇ કુ વાગજ મરે છે બ્હેનો, તમે એ લોભના દુર્ગુણને કદિ પણ ધારણ કરશો નહીં, તમારા હૃદયમા ઉદારતાના મહાનગુણને રાખી તમે લોકોમા સારી કીર્ત્તિ ફેલાવજો જે સમજણી નારી હોય તેણે

આવા દોષોને ત્યજવા જોઈએ અને આપણા ઘરમા આવેલા પરોણાની ચાકરી કરીને ખાવાપીવામા સુખ આપવુ જોઇએ તેમજ જે શાણી વહુ હોય, તેણે કદિ પણ પોતાની સાસુના દોષો હોય તો તે વિષે કશી સહન કરવા જોઈએ પણ બહારના લોકને જણાવી તેની ફજેતી ન કરવી જોઇએ

હે દીકરી કેટલાએક લોભી માણસો અન્નને માટે પણ હલકા વિચારના હોય છે, જ્યારે પોતાને ઘેર કોઈ મીજમાન આવે ત્યારે તે ઘણા દિલગીર થાય છે તેમને ખવડાવવામા ઘણોજ સંકોચ રાખવામા આવે છે તેથી કોઇ કોઈ વખતે તે મીજમાનો ભુખ્યા પણ રહે છે તેઓ મનમા સંતાપ પામી એવુ ધારે છે કે, આ મીજમાન હવે ઘરમાંથી જાય તો વધારે સારુ જો મીજમાન પોતાના કામ પ્રસંગે આવેલ હોય અને તેથી કદાચ તે જો એક દિવસ વધારે રોકાય છે તો તે કૃપણ માણસના મનમા ઘણોજ પરિતાપ થાય છે કેટલીક વાર તો તેઓ તેના મીજમાન તરફ ખુલ્લી રીતે અણગમો બતાવે છે વળી ઘરમા બધા માણસોને ગાળો આપી આડકતરી રીતે તે મીજમાનને અપમાને છે અને હલકા વચનો બોલે છે હે દીકરી, એવા નઠારા દુર્ગુણથી લોકો તેની ઘણીજ હાંસી કરે છે માટે એ કૃપણપણાનો અવગુણ હમેશા છોડી દેવો જોઇએ કૃપણપણાથી બીજા ઘણા અવગુણો આપણામા આવે છે લોકોમા કહેવત છે કે, 'લોભ પાપનુ મૂળ છે' એ ખરેખર છે એક લોભના દુર્ગુણથી બીજા ઘણા દુર્ગુણો ઉત્પન્ન થાય છે જેના હૃદયમા પાપના મૂળરૂપ લોભ ઉત્પન્ન થયો તેનામા અદેખાઈ પણ હોય છે અને અદેખાઇથી તેનાથી કોઇનુ સારુ દેખી ખમાતુ નથી તેથી તે સૌની નિંદા કરે છે, અને બીજાની નિંદા કરવી એ મોટામા મોટુ પાપ છે, તેથી નિંદા કરનાર માણસ મોટુ પાપી ગણાય છે વળી જે માણસ નિંદા કરે તેનાથી નરમ પડીને રહેવાનુ

નથી, તથી તે બધાની સાથે વિરોધ કરી એકલા રહેવા ઇચ્છે છે, તેથી તેને ઘણા માઠા પરિણામ સહન કરવા પડે છે

હે શાણી સુતા, એથી તમારે કદિ પણ લોભ નામના દુર્ગુણને ધારણ કરવો નહીં હૃદયમા ઉદારતાનો ગુણ ધારણ કરવો જેનામા ઉદારતા છે, તે માણસ સારી કીર્તિ મેળવી શકે છે ઉદાર હૃદયના માણસોની ઉપર સર્વની પ્રીતિ થાય છે, બધા લોકો ઉદાર માણસને ચાહે છે જેઓ ઉદાર હોય છે, તેઓના વિચાર પણ ઉદાર હોય છે, તેથી ઉદારતાનો મહાન્ ગુણ દરેક મનુષ્યોએ ધારણ કરવો જોઈએ અહીં એટલી વાત યાદ રાખવાની છે કે, ઉદારતા રાખવામા આપણી શક્તિ અને યોગ્યતાનો વિચાર કરવો જે શક્તિ ઉપરાંતની ઉદારતા છે, તે ઉદારતાને બદલે ઉડાઉપણુ કહેવાય છે ઉદારતા અને ઉડાઉપણામા ઘણો તફાવત છે ઉદારતા જેવો મોટો ગુણ છે, તેવોજ ઉડાઉપણું અવગુણ છે ઉડાઉ સ્ત્રી કે પુરૂષ સસારમા દુખી થાય છે તેમા ખાસ કરીને સ્ત્રીજાતિએ તા એ દુર્ગુણથી સર્વદા દૂર રહેવાનુ છે જેની સ્ત્રી ઉડાઉ થાય તે પુરૂષના ઘરની સ્થિતિ કફોડી થઈ જાય છે ઉડાઉ અબળાનો પતિ કદિ પણ સારી સ્થિતિમા આવી શકતો નથી ઘરના બધા કુટુબનો નિર્વાહ સ્ત્રીને હાથે થાય છે, પુરૂષ તો માત્ર ધનના પેદા કરી દૂર રહે છે પોતાના ઘરની સ્થિતિ વિચારીને સ્ત્રીએ ઘરમા વર્ત્તવાનુ છે કરકસર કરવી અને થોડામા પૂરૂ કરી સારૂ બનાવવુ, એ સ્ત્રીનુ કામ છે કદિ પોતાની સારી સ્થિતિ હોય તો પણ સ્ત્રીએ ગેરવાજબી રીતે ઉડાવી વધારે ખર્ચ ન કરવો જોઇએ કારણકે, પૈસાનો નઠારો ઉપયોગ કરવો, એ નીતિથી વિરૂદ્ધ છે સારી સ્થિતિવાળા શ્રાવકે સાત ક્ષેત્રોમા પૈસા ખર્ચી પુણ્ય બાધવાનુ છે, સાત ક્ષેત્રો શિવાય બીજે માર્ગે પૈસો ઉડાવવો એ અનીતિ છે અને તેવી અનીતિથી શ્રાવકસસારમા નઠારા પરિણામ આવે છે

હે દીકરી આ પ્રસંગે મારે તને બીજી એક ખાસ વાત કહેવાની છે, તે તુ સાવધાન થઈને સાભળજે કેટલીએક વહુઓ એવા સ્વભાવની હોય છે કે, જ્યારે પોતાનો ધણી કમાતો થયો એટલે તેણીના મનમા જુદાજ વિચાર આવે છે તે આપવાર્થી ઓ એવુ ધારે છે કે, મારો પતિ સારી કમાણી લાવે છે, અને તે કમાણીનો પૈસો ઘરના બધા માણસો ખાઈ જાય છે તેથી અપણે આપણા ધણીને તેના માબાપ તથા ભાઈભાડુથી જુદો કરાવવા કે જેથી પાછી તેની કમાણી આપણા તાબામા રહે અને આપણે ઘર મા સ્વતત્ર થઈએ આ પ્રમાણે ઘરેણા અને કીંમતી વસ્ત્રો ખરીદ કરાવી પેહેરીએ ઓઢીએ અને મોને પુછીને ખાઈએ પીએ આવા વિપરીત વિચાર કરી તે વહુ પોતાના ધણીને આ પ્રમાણે બોધ કરે છે—"જુઓ, તમને કશી વાતની સમજણ નથી, આ ઘરના બધા માણસો ખાઈને તમને ખુવાર કરવા બેઠા છે તમે એકલા કમાઈને લાવો છો, તે તમારી કમાણી ચટણીની પેઠે ઉડી જાય છે આવી રીતે વધારે દાહાડા કહાડશો તો તમે વધારે ખુવાર થઈ જશો તમારુ કદિ પણ ઉંચુ આવવાનુ નથી વળી તમે વિચાર કરજો કે, જ્યાસુધી તમે કમાઈને લાવશો, ત્યાસુધી તમે એમને વહાલા લાગશો જો ભોગજોગે તમે માદા નાજ થયા તો પછી કોઈ તમારી સભાળ લેવાનુ નથી, એ કોઈ બાપનો પૈસો તમાના વાસ્તે તોડે તેવુ નથી એ તો સૌ મતલબનુ સગુ એકઠુ થયુ છે જો ભોગજોગે મારા રાડના દુર્ભાગ્યે તમારુ માથુ દુખ્યુ તો મારા પૂરેપૂરા ભોગ મળવાના બધા સ્વાર્થી માણસો ઘરમા ભેગા થયેલા છે, તેથી જો તમે મારુ કહ્યુ માનો તો અત્યારથી કાઈ ચેતો આખો જન્મારો કાઈ કમાવા જવાનુ નથી તેથી જો આ વખતે પાચ પૈસાના સગ્રહ થયા હશે તો પરિણામે આપણને ફાયદો થશે અને આ તો સૌ ખાઈ ખહેડીને આઘા ખશી જશે માટે જો તમારા ધ્યાનમા મારી વાત ઉતરે તો આજથીજ મા માનુ જુદુ કરી દ્યો અને

ા ભાઈઓ મળીને માબાપને ખરચ આપો કે તેમની મેળે સુખે
ાડા કાઢે જો આમ કરશો તો સૌને કાળજી પેસશે અને પોત
ોતાનું ઘર વળગશે એટલે એની મેળે જાત તોડીને મેહેનત કરશે
ને જ્યારે તેમને માથે આવી પડશે અને ઘર ચલાવવુ પડશે
ારે તેઓ પણ જાણશે કે, 'આટલી વીશે સો થાય છે'

હે દુહિતા, આ પ્રમાણે તે સ્ત્રી પોતાના પતિને નરમાજ તેવા
વચનો સંભળાવે છે તેથી દિનપ્રતિદિન તેના પતિના મગજમા એવા
સંસ્કાર બધાઈ જાય છે, કે જેથી તેનુ મન પોતાના કુટુંબના ઘર
થી જુદુ પડે છે પરિણામે તે પુરૂષ સ્ત્રીના હમેશાના ભભેરવાથી પો
તાના માબાપ અને ભાઈઓથી જુદો થવા નિશ્ચય કરે છે અને
આખરે તે કુટુંબથી જુદો પડે છે જ્યારે તે કુટુંબના કમાતા
પુરૂષો પોતાની સ્વતંત્ર કમાણીનું સુખ લેવા જુદા થાય છે ત્યારે
કમાવાને અસમર્થ એવા કુટુંબના બીજા માણસોને નિરાશ્રિતપણે
દુ:ખ વેઠવુ પડે છે આ ઘણુંજ દુ:ખદાયક છે બ્હેનો, તમે વિચાર
કરો કે, જે માબાપે આખર અવસ્થાએ પોતાને આધાર આપે
તેવા વિચારથી પોતાના પુત્રને ઉછેરી મોટો કર્યો હોય અને તેને
સારી કેળવણી આપી હુશિઆર કીધા હોય, તે પુત્ર જ્યારે પોતાની
સ્વાર્થી સ્ત્રીના ભભેરવાથી તે માબાપથી જુદો પડે અને જેના પ્રતા
પથી પોતે કમાતા શીખ્યો છે, તે માબાપને તરછોડી પોતાની ક
માણી જુદી રાખવાને કુટુંબથી જુદુ ઘર માંડી રહે અને કમાવાને
અશક્ત થયેલા માબાપ દુ:ખી થાય, એ કેવુ ગેરવાજબી કહેવાય?
વ્યવહારમા કુશળ અને વિવેકી પુરૂષો આવી રીતને હૃદયથી ધિ
ક્કારે છે, માટે હે બ્હેનો, તમે કદિ પણ તમારા પતિને એવો ઉપ
દેશ આપશો નહીં પણ ઉલટો તેના ઉપકારી માતાપિતાની સેવા
કરવાનો ઉપદેશ આપજો કુટુંબથી જુદા રહેવાને કહેવુ, એ ઉ-
ત્તમ સ્ત્રીનો ધર્મ નથી માબાપનો આપણી ઉપર કેવો અને કેટલો

નિર્વાહ ચલાવતો હતો તે ઉપરથી વાણી કેળવણી પામેલી હોવાથી ઘર—સંસાર ચલાવવાની સારી તાલિમ તેણીને મળી હતી પોતાના પતિને જે પગાર મળતો હતો તેમાંથી કરકસરથી ઘરનો વ્યવહાર ચલાવી તે ચતુર સ્ત્રી વર્ષની આખરે થોડા ઘણા પૈસા બચાવતી હતી કલ્યાણ પોતાની સ્ત્રીની તે પદ્ધતિથી ઘણો ખુશી રહેતો અને આવી સુઘડ અને ચાલાક સ્ત્રી પોતાને મળી તેને માટે તે પોતાના આત્માને ભાગ્યશાળી અને કૃતાર્થ માનતો હતો પોતાની સ્ત્રીનું આવું ઉત્તમ વર્તન જાણી તે પોતાનો બધો પગાર સ્ત્રીને સોંપી દેતો અને પોતે ઘર—વ્યવહારના કામમાં ઘણોજ નિશ્ચિંત રહેતો હતો ઘરમાં જે કાંઈ ચીજ જોઈએ તે પોતે બજારમાંથી લાવી આપતો અને તે સિવાય પોતાની વિદ્વાન અને વિશ્વાસપાત્ર સ્ત્રીના જ્ઞાનનો હતો

વાણી એ ખરેખર વાણીરૂપજ હતી જેવી તે વિદ્વાન હતી, તેવી તે વિનયવાળી અને સુઘડ હતી તેણીએ પોતાની તીવ્ર બુદ્ધિના પ્રતાપથી ધર્મ, નીતિ અને ગૃહ વ્યવહારનું જ્ઞાન ઠીક મેળવ્યું હતું જે કોઈ નવું પુસ્તક છપાવવામાં આવે અથવા સાંભળવામાં આવે તો તે શ્રાવિકા ઉમંગથી વાંચતી અને તેમાંથી સારો બોધ લેતી હતી આ પ્રમાણે કલ્યાણ અને વાણી પોતાનો ગરીબ અવસ્થાનો સમય અનેક પ્રમાણે પસાર કરતી તેમ થી કરકસર કરી તેઓ થોડું ઘણું બચાવવા પ્રયત્ન કરતા પણ કોઈવાર થોડું બચતું અને કોઈવાર બીલકુલ ન બચતું—એમ તેમના ગૃહવ્યવહારની ગાડી ચાલતી હતી એમ કરતાં નાખી નગરમાં ઘણા વર્ષો વાટ જોવરાવી આખરે કલ્યાણ પિતાની પદવી મેળવવાને ભાગ્યશાળી થયો હતો

યોગ્ય સમય આવ્યો એટલે વાણીએ એક પુત્રને જન્મ આપ્યો પુત્રનો જન્મ સાંભળી સૂતિકાગૃહમાં સૂતેલી વાણી અને શુભ જન્મની ખબરો જાહેર થતાં કલ્યાણના આનંદનો પાર રહ્યો નહીં

સધન અને નિર્ધનનો સ સાર હર્ષ અને આનદ મેળવવામા સમાન છે પુત્રજન્મ, વિવાહોત્સવ અને બીજા શુભ સમયમા જે આનદ ધનાઢ્ય કુટુબમા પ્રસરે છે, તેવોજ આનદ ગરીબ કુટુબમા પણ પ્રસરે છે પોતાના સ તાનને અનેક જાતના વૈભવ સુખ આપવાની આશામા તલ્લીન થયેલો એક ધનાઢ્ય અને માડ માડ કુટુબનો નિર્વાહ કરનાર એક ગરીબ નરખો આનદ મેળવે છે બે માણસના નિર્વાહ જેટલુ કમાઇ શકનાર માણસ ત્રીજા જન્મેલા બાળકથી શામાટે ખુશી થતો હશે? એવી શકા હૃદયમા ઠરવાની નથી પ્રત્યેક મનુષ્ય પ્રકૃતિ પોતાને પૂર્ણ માની આનદનો અનુભવ કરી શકે છે પ્રેમ એ શબ્દ દરેક પ્રાણીમા સરખી રીતે રહ્યો છે 'આ ઉત્તમ અને આ નીચ આ ધનાઢ્ય અને આ ગરીબ, અને આ વિદ્વાન્ અને આ મૂર્ખ —આવો ભેદ પ્રેમના પવિત્ર પ્રભાવમા રહ્યો નથી પ્રેમનુ જીવન પ્રત્યેક પ્રાણીના જીવનની સાથે સમાન રીતે મિશ્ર થઇ રહેલુ છે

વાણીને પુત્ર થવાથી કલ્યાણ શ્રાવક ઘણોજ ખુશી થયો સસારના મોહથી તે પોતાના જીવનને કૃતાર્થ માનવા લાગ્યો તેમજ હવે પોતાનો મોટો ઉદય થવાનો છે એમ તે હૃદયમા માનવા લાગ્યો કલ્યાણ સુજ્ઞ હોવાથી એમ પણ સમજતો કે, મારી ગરીબ સ્થિતિ છે, અને મારો નિર્વાહ માડ માડ ચાલે છે મને મારા સસારમા સુઘડ સ્ત્રી મળી છે, તેથી આ જગતરૂપ સમુદ્રમા મારૂ સસારનાવ સારી રીતે ચાલે છે જો આયુષ્ય યોગ આ પુત્ર મોટો થશે, તો હુ તેને મારી શક્તિ પ્રમાણે વિદ્યા ભણાવી એક સારો વિદ્વાન્ કરીશ વિદ્વાન્ થયેલો એ પુત્ર મને વૃદ્ધ અવસ્થામા એક સહાયરૂપ થઈ પડશે

આવા વિચારથી કલ્યાણ અને વાણી બન્ને સ્ત્રી પુરુષ આનદમા મગ્ન થઇ એ પુત્રને ઉછેરવા લાગ્યા. પુત્રનુ નામ વિનોદચદ્ર

પાડ્યું. અનુક્રમે તે પુત્ર શુક્લપક્ષના ચંદ્રની જેમ વધવા લાગ્યો. વિનોદચંદ્ર બાલ્યવયથીજ ચાલાક અને ચતુર હતો, જ્યારે તે યોગ્ય વયનો થયો એટલે તેના હોંસીલા પિતાએ તેને કેળવણી લેવાને પાઠશાળામાં બેસાર્યો. ચતુર વિનોદચંદ્ર થોડા વર્ષમાં સારી કેળવણી લઈ તૈયાર થયો.

તે રાજનગરમાં લક્ષ્મીચંદ નામના એક શ્રાવકની જડાવ નામની એક કન્યાની સાથે વિનોદચંદ્રનો સંબંધ થયો. લક્ષ્મીચંદ પણ એક ગરીબ સ્થિતિનો શ્રાવક હતો, તેણે કલ્યાણના ઘરની સ્થિતિનો વિચાર કર્યો નહીં પણ મૂરતીઓ સારો જોઈનેજ પોતાની છોકરી તેના ઘરમાં આપી. જડાવ ચતુર હતી, પણ તેણે માત્ર ઉપર ઉપરની કેળવણી લીધી હતી. ધર્મની તથા નીતિની સંગીન કેળવણી વિનાની તેણીની કેળવણી કેવળ સુકી હતી. તે વાંચતા લખતા શીખી હતી પણ તેણીએ જોઈએ તેવા સારા બોધક પુસ્તકો વાંચ્યા નહતા, તેમજ તેની માતા તરફથી પણ જોઈએ તેવું બીજું સારૂં શિક્ષણ તેણીને મળ્યું નહતું. આવી જડાવના હૃદય ઉપર ઉત્તમ પ્રકારની કેળવણીની છાયા પડી નહતી. શુષ્ક કેળવણીને લઈને જોઈએ તેવા સારા સંસ્કારો જડાવ મેળવી શકી નહીં, તેથી તેણીના હૃદયમાં સ્વાર્થવૃત્તિ, ચપલતા અને અહંકારપણાના દુર્ગુણોએ આવી વાસ કર્યો.

વિનોદચંદ્રની સાથે જડાવનો વિવાહ થયો. જડાવ વયમાં આવી એટલે તેણીને સાસરે મોકલવામાં આવી. પતિગૃહના દ્વારમાં આવ્યા પછી જડાવના પ્રકૃતિમાં વિકાર થવા માંડ્યો. અપૂર્ણ કેળવણી તેણીના સ્વાર્થી વિચારોને દબાવી શકી નહીં.

વિનોદચંદ્રની વિદ્યા જોઈ રાજનગરના એક ધનાઢ્ય વેપારીએ તેને પોતાની વેપારની પેઢીમાં નોકર રાખ્યો. અને તેને સારો પગાર કરી આપ્યો. આ વખતે તેનો પિતા કલ્યાણ વૃદ્ધ વયનો થઈ

ગયો હતો વૃદ્ધ વયને લઈને તેની તબીયત લથડતી ગઈ હતી અને શરીરમાં ઘણીજ અશક્તિ રહેતી હતી ત્યારે પોતાનો પુત્ર કમાવા લાગ્યો એટલે તે વૃદ્ધ પિતા પોતાની નોકરી છોડી કૃતાર્થ માની ઘેર બેઠા અને તે પોતાના પુત્રની કમાણીમાંથી સર્વ જાતનું સુખ મેળવવા લાગ્યો તેની સ્ત્રી વાણી પણ પોતાના પુત્ર વિનોદ-ચંદ્રને સારી સ્થિતિ ઉપર કમાતો જોઈ પોતાના પતિની સેવા કરી ને બન્ને તે પ્રભુના કામ કરી સુખે રહેવા લાગી

વિનોદચંદ્ર માતાપિતાની ભક્તિ કરવામાં તત્પર રહે તેવો હતો પણ તેનામાં દ્રઢતાનો ગુણ બીલકુલ નહતો પોતે પોતાના વિચારમાં ચોક્કસ રહી શકતો નહીં બીજાના દોર ઉપર દોરાઈ જવાનો તેનામાં સ્વભાવ પડી ગયો હતો તે સાથે તેના હૃદયમાં ધર્મની સારી છાપ પણ પડી નહતી ધર્મના પવિત્ર સંસ્કારોએ તેના હૃદયને સુવાસિત કરેલું નહતું આથી તેના હૃદયમાં દ્રઢતાનો ગુણ ટકી શકતો નહતો

વિનોદચંદ્રની પાસે તેની વહુ જડાવના પ્રસંગ વધતો ગયો તે બન્ને યુવક પત્નીમાં પ્રેમના બીજ રોપાવા માંડ્યા પતિની સારી કમાણી જોઈ જડાવના હૃદયમાં સ્વાર્થના બીજ રોપાયા અને થોડા વખતમાં તો એ સ્વાર્થનું મોટું વૃક્ષ નવપલ્લવિત થઈ ગયું

**આનંદદા કહે છે—હે બ્હેનો, હવે આ વાર્તાને સાવધાન થઈને સાંભળજો બરાબર સારી કેળવણી લીધા વિના સ્ત્રીઓ કેવા અનીતિના કામ કરે છે? અને કેવી હલકી વૃત્તિ, તથા કેવું એકલપેટાપણું બતાવે છે? તે અહીં જાણવાનું છે**

સ્વાર્થને સાધવામાં તત્પર અને મનની હલકાઈ દર્શાવનારી જડાવના મલિન હૃદયમાં વિચાર થયો કે, મારો પતિ સારી કમાણી લાવે છે અને આ ડોસો ડોસી મફત પડ્યા પડ્યા ખાય છે, એ કેવી વાત કહેવાય? 'સાઠે બુદ્ધિ નાઠે' એ કહેવત પ્રમાણે મારા સાસ

પાડયુ. અનુક્રમે તે પુત્ર શુક્લપક્ષના ચંદ્રની જેમ વધવા લાગ્યો. વિનોદચંદ્ર બાલવયથીજ ચાલાક અને ચતુર હતો, જ્યારે તે યોગ્ય વયનો થયો એટલે તેના હોંસીલા પિતાએ તેને કેળવણી લેવાને પાઠશાળામાં બેસાર્યો. ચતુર વિનોદચંદ્ર થોડા વર્ષમાં સારી કેળવણી લઈ તૈયાર થયો.

તે રાજનગરમાં લક્ષ્મીચંદ નામના એક શ્રાવકની જડાવ નામની એક કન્યાની સાથે વિનોદચંદ્રનો સબંધ થયો. લક્ષ્મીચંદ પણ એક ગરીબ સ્થિતિનો શ્રાવક હતો, તેણે કન્યાના ઘરની સ્થિતિનો વિચાર કર્યા નહીં પણ મુગ્ધીઆ સારો જોઈનેજ પોતાની દીકરી તેના ઘરમાં આપી. જડાવ ચતુર હતી, પણ તેણે માત્ર ઉપર ઉપરની કેળવણી લીધી હતી. ધર્મની તથા નીતિની સંગીન કેળવણી વિનાની તેણીની કેળવણી કવળ સુકી હતી. તે વાંચતા લખતા શીખી હતી પણ તેણીએ જોઇએ તેવા સારા બોધક પુસ્તકો વાંચ્યા નહતા, તેમજ તેની માતા તરફથી પણ જોઈએ તેવું બીજું સારૂં શિક્ષણ તેણીને મળ્યું નહતું. આથી જડાવના હૃદય ઉપર ઉત્તમ પ્રકારની કેળવણીની છાયા પડી નહતી. શુષ્ક કેળવણીને લઈને જોઈએ તેવા સારા સંસ્કારો જડાવ મેળવી શકી નહીં. તેથી તેણીના હૃદયમાં સ્વાર્થવૃત્તિ અને અહંકારપણાના દુર્ગુણોએ આવી વાસ કર્યો.

વિનોદચંદ્રની સાથે જડાવનો વિવાહ થયો. જડાવ વયમાં આવી એટલે તેણીને સાસરે મોકલવામાં આવી. પતિગૃહના દ્વારમાં આવ્યા પછી જડાવની પ્રકૃતિમાં વિકાર થવા માંડયો. અપૂર્ણ કેળવણીથી તેણીના સ્વાર્થી વિકારોને દબાવી શકી નહીં.

વિનોદચંદ્રની વિદ્યા જોઈ રાજનગરના એક ધનાઢ્ય વેપારીએ તેને પોતાની વેપારની પેઢીમાં નોકર રાખ્યો. અને તેને સારો પગાર કરી આપ્યો. આ વખતે તેનો પિતા કલ્યાણ વૃદ્ધ વયનો થઇ

ગયો હતો વૃદ્ધ વયને લઈને તેની તબીયત લથડતી ગઈ હતી અને શરીરમાં ઘણીજ અશક્તિ રહેતી હતી જ્યારે પોતાનો પુત્ર કમાવા લાગ્યો એટલે તે વૃદ્ધ પિતા પોતાની નોકરી છોડી સંતોષ માની ઘેર બેઠો અને તે પોતાના પુત્રની કમાણીમાંથી નવું જાતનું સુખ મેળવવા લાગ્યો તેની સ્ત્રી વાણી પણ પોતાના પુત્ર વિનોદ-ચંદ્રને સારી સ્થિતિ ઉપર આવતો જોઇ પોતાના પતિની સેવા કરી ને બન્ને તે ધર્મના કામ કરી સુખે રહેવા લાગી

વિનોદચંદ્ર માતાપિતાની ભક્તિ કરવામાં તત્પર રહે તેવો હતો પણ તેનામાં દૃઢતાનો ગુણ બીલકુલ નહતો પોતે પોતાના વિચારમાં ચોક્કસ રહી શકતો નહીં બીજાના દોર ઉપર દોરાઇ જવાનો તેનામાં સ્વભાવ પડી ગયો હતો તે સાથે તેના હૃદયમાં ધર્મની સારી છાપ પણ પડી નહતી ધર્મના પવિત્ર સંસ્કારોએ તેના હૃદયને સુવાસિત કરેલું નહતું આથી તેના હૃદયમાં દૃઢતાનો ગુણ ટકી શકતો નહતો

વિનોદચંદ્રની પાસે તેની વહુ જડાવનો પ્રસંગ વધતો ગયો તે બન્ને યુવક પતીમાં પ્રેમના બીજ રોપાવા માંડ્યા પતિની સારી કમાણી જોઇ જડાવના હૃદયમાં સ્વાર્થના બીજ રોપાયા અને થોડા વખતમાં તો એ સ્વાર્થનું મોટું વૃક્ષ નવપલ્લવિત થઇ ગયું

આનંદા કહે છે—હે બ્હેનો, હવે આ વાર્તાને સાવધાન થઈને સાંભળજો બરાબર સારી કેળવણી લીધા વિના સ્ત્રીઓ કેવા અનીતિ-ના કામ કરે છે? અને કેવી હલકી વૃત્તિ, તથા કેવું [illegible]પણું બતાવે છે? તે અહીં જાણવાનું છે

સ્વાર્થને સાધવામાં તત્પર અને મનની [illegible] દર્શાવનારી જડાવના મલિન હૃદયમાં વિચાર થયો કે, મારો [illegible] સારી કમા ણી લાવે છે અને આ ડોસો ડોશી પડ્યા પ[illegible]ય છે, એ કેવી વાત કહેવાય? 'સાઠે બુદ્ધિ નાઠે' એ કહે[illegible]નો માગ સામ

ગને વધુ છે તે એમો પોતે થોડુ ઘણુ કમાતો હતો તે પણ બધ કરી પોતાના દીકરાની કમાણી ઉપર તાગડધીન્ના કરવાને ઘરમા પડ્યા પડ્યો ખાય છે, એ કેવી અનીતિ કહેવાય તેમ વળી મારી સાસૂ પણ કાંઈ બોલતી નથી તે પણ પોતાના ધણીને ખાવા પી-વામા આપવી પોતે મનને પુછીને ખાય છે જો આ પ્રમાણે ચાલ્યા કરશે તો મારા ધણીની કમાણી જણાઇ આવશે નહીં પછી નવા નવા ઘરેણા નવા સારા સારા વસ્ત્રો લઇ પેહેરવા ઓઢવાના મારા મનોરથો ક્યારે સિદ્ધ થશે? મારા પતિનામા તેવી સમજણ આ વતી નથી તે તો પોતાના માબાપને કાંઈ કહી શકતા નથી, માટે મારે તેમને કહેવુ જોઈએ

હે બ્હેનો, આ પ્રમાણે વિપરીત વિચાર કરી જડાવે પોતાના પતિ વિનોદચંદ્રને તે વિષે કહેવાનો નિશ્ચય કર્યો એક વખતે રાત્રે વિનોદચંદ્ર પોતાની સ્ત્રી જડાવની પાસે આવ્યો એટલે જડાવ પોતાનો ઇરાદો સફળ કરવા, ચિંતાતુર થઈ બેઠી જડાવને ચિંતાતુર જોઈ વિનોદચંદ્ર બોલ્યો—કેમ, આજે ચિંતાતુર દેખાય છે? ચિંતાતુર થવાનુ શું કારણ છે? તે જરા જણાવતો ખરી જડાવ આજીજી સાથે વિનયના વચનો બોલી—સ્વામી, શુ જણાવુ? કાઇ કહેવાની વાત નથી મને તો આપણી મોટી ફિકર થઈ ગઈ છે વિનોદ 'એવુ શુ છે? એમ આશ્ચેપથી બોલી ઉઠયો તને એવી મોટી ફીકર શી થઈ પડી છે? આત્યારે આપણા જેવા ભાગ્યવાન કોણ છે? જડાવે કહ્યુ, સ્વામી, તમે તમારા આત્માને ભાગ્યવાન ગણો છો, પણ મારા વિચાર પ્રમાણે તો તમે ભાગ્યવાન્ નથી, કારણકે, તમારી કમાણી આપણા ઘરખર્ચમા ચાલી જાય છે જ્યાસુધી તેમાથી બચાવ થાય નહીં, ત્યાસુધી એ બધી કમાણી નકામી છે દરેક ગૃહસ્થ માણસ પોતાનુ ખાધાખર્ચ પેદા કરે તેમા કાંઈ નવાઈ નથી કાગડા કુતરા પણ પેટ તો ભરે છે જ્યારે ઘરનુ ખર્ચ કાઢતા વધારો રહે અને

તે વધારામાથી મારા સારા ઘરેણા અને વસ્ત્રો મને પેહેરવા ઓઢવા મળે ત્યારે તમારી ખરી કમાણી કહેવાય હું તો હજુસુધી અંગ ઉપર અડવી છુ ફકત મારા પિયરનાએ ઘરેણા મળ્યા છે, તે પેહેરીને હુ મારા મનને સંતોષ આપુ છુ તમારા ઘર તરફથી મને હજુ મારા દાગીના મળ્યા નથી અને જે મળ્યા છે, તે કાઇભારે કીમતી નથી તેવા દાગીના અને લુગડા તો એક ભીખારીની બઈરી પણ પેહેરે છે પતિ, વિચાર કરો, જે સમજુ પુરૂષ હોય તે તો પ્રથમ પોતાની વહુને શણગારે છે જેની સ્ત્રી નવનવા સુન્દર ઘરેણા અને સુન્દર સાડીઓ પેહેરી ફરે છે, તેજ પુરૂષની લોકોમા સારી પ્રસંશા થાય છે પેલા આપણા પાડોશી નાનચંદની વહુ કવો મ ત્તનો પોશાક પેહેરે છે તેના જેવા કમખા, ચણીઆ અને સાડીઓ હજુ મારા અંગને અડી પણ નથી જે પુરૂષની સ્ત્રીને સુંદર પોશાક મળતો નથી, તે પુરૂષને અમારા બૈરા લોકો નમાલો ગણે છે અને તેની બધે નિંદા થાય છે તેથી સ્વામી, તમે જરા વિચાર કરો ત મારી કમાણી આપણા ઘરખર્ચમા તણાઈ જાય છે આપણ બનેનુ તો કાઇ પણ ખર્ચ નથી પણ તમારા ડોસો ડોશી પડ્યા પડ્યા નકામા બધુ ખાઇ જાય છે તમારો બાપ બે પૈસા કમાતા તે પણ હવે બંધ કરી બેઠા છે કાંઈ પણ મેહેનત વગર મનગમતુ ખાવાનુ મળતુ હોય તો પછી નકામી મેહેનત કોણ કરે? ડોકરો રળે અને બાપ પડયો પડયો ખાય એ રીત તો મે તમારા ઘરમાજ જોઇ છે તમારા જેવા હૈયાફૂટા કોણ હોય? સ્વામી, હવે આ બધો વિચાર કરી અત્યારથી ચેતી જાઓ તો વધારે સારૂ, મારા જેવી બૈરી ત મારા જેવા ડાહ્યા પુરૂષને કેટલુક કહે વળી તમે તમારા મનમા એવુ ધારતા હો કે, આપણે આવી કાયમ કમાણી છે તો શી હરકત છે? પણ તેવુ ધારશો નહીં વાદળાની છાયા કાયમ રહેતી નથી તેમ વળી નોકરીનો કોઇને ભરૂસો નથી કોઇ વાર શરીર માંદુ

માંદુ થાય તો જો પાસે હોય તો ખાટલે પડ્યા ગણુ ખવાશે તે વગર માબાપ કામમા આવશે નહીં સહુ સ્વાર્થના સગા છે

જડાવના આવા વચન સાભળી વિનોદચંદ હૃદયમા વિચાર કરી બોલ્યો—પ્રિયા, આ તારૂ કહેવુ મને યોગ્ય લાગતુ નથી મારા માતાપિતા હવે વૃદ્ધાવસ્થાને લઇને અશક્ત થયા છે હવે તેમની સેવા કરવાની જરૂર છે અત્યારે જે હુ આવી સારી સ્થિતિમા આવ્યો છુ, તે પ્રતાપ મારા માતાપિતાનો છે જો પિતાએ મને સારી રીતે ભણાવ્યો ન હોત તો મને આવો સારો પગાર ક્યાથી મળત? બાળપણાથી ઉછેરી મોટો કરનાર અને પછી કેળવણી આપી ધધે ચડાવનાર માતાપિતાનો ઉપકાર મારાથી કદી પણ ભુલાય તેમ નથી હુ તો માતાપિતાનો યાવજ્જીવિત સુધી ઋણી[1] છુ માતાપિતાના કરેલા ઉપકારનો બદલો મારાથી કદિ પણ વાળી શકાય તેમ નથી પ્રિયા એ માતાપિતાનો ત્યાગ આપણાથી શી રીતે થઈ શકે? તારા કહેવા ઉપરથી એવુ સમજાય છે કે, મારી કમાણીનો મોટો ભાગ માતાપિતાના ખર્ચમાજ ખપી જાય છે, પણ તે વાત આ રસ્તાથી બની શકે તેમ નથી વળી જો અત્યારે ઘડપણમા તેમને નાખી આપણે જુદા રહીએ તો લોકોમા આપણી ઘણીજ નિંદા થાય અને વળી મારા માતાપિતા ઘણાજ દુખી થાય, માટે તેવો હલકો વિચાર કરવો મને યોગ્ય લાગતો નથી આપણી કમાણીમાથી બચાવવાનુ હોય તે બચ કરવાથી ન બચે, પણ અત્યારે માબાપથી જુદા રહેવુ, એ મને ઉચિત લાગતુ નથી પતિના આવા વચન સાભળી જડાવે જરા ગુસ્સો કરી કહ્યુ, મે તો પહેલેથીજ જાણ્યુ હતુ કે, મારો ધણી નમાલો છે તેનાથી કાઇ પણ બનવાનુ નથી હુ શા માટે હેરાન થાઉ, તેમા મારે કાઇ લેવા દેવા નથી કદિ તમે તમારા માબાપથી જુદા ન થાઓ તો તમારી મરજી, પણ

---

૧ કરજદાર

મારાથી તો તેમની વઠ થઇ શકે તેમ નથી તેમને ફળીભરડી રા વી ખવરાવવુ, પાણી આપવુ, તેમના વચનમા હાજર રહેવુ અને ખર્ચની ખુવારીમા ઉતરવુ, એ મારે કદિ પણ પોસાય તેમ નથી

વિનોદચદ્ર—અરે ભલી સ્ત્રી, જરા વિચાર કર માગથી તે વાત શી રીતે બને? જો તારે દળવા ભરડવામા મેહેનત પડતી હોય તો તે કામ હુ કોઇની પાસે કરાવીશ ફક્ત તારે તો તેમને ર મોઈ કરી આપવી, બીજુ કાઇ કરવુ નહી

જડાવ—જો તમે ઘરના બધા કામ પમાવી કરાવશો તો પછી ખર્ચ વધી જશે અને તમારી કમાણી ધુળધાણી થઇ જશે તમે હૃદયથી વિચાર કરો તમારી બુદ્ધિ આવી વિપરીત કેમ થઇ ગઇ છે? કમાણીના તો બે દિવસ છે, પછી ઘણો પસ્તાવો કરવો પડશે તમે માબાપ માબાપ કરીને ખુવાર થઇ જશો પછી કોઇ તમારો વરો કરશે નહીં તેમ કરતા જો તમારે તમારા માબાપ ઉપર મારાથી વધારે હેત આવતુ હોય તો હવે મને બોલાવશો નહીં તમારા ઘરનુ કાઇ પણ કામ હુ કરવાની નથી હું નાહકની શામાટે દુ ખી થાઉં જો તમારી મારી ઉપર લાગણી ન હોય તો ભરી મા ન પ રાણે પરતુ શામાટે આવવુ જોઇએ હુ જે તમને કહુ છુ, તે કાઇ મારે માટે કેહેતી નથી, પણ તમારા હિતની ખાતર કહુ છુ તમે જો તમારી કમાણી આમ ઉડાવી દેશો તો પછી આખરે દુ ખી થવાનો વખત આવશે હે સ્વામી! પછીથી મન ન લાગ્યો

જડાવના આવા વચન સાભળી વિનોદચદ્ર વિચારમા પડી ગયો તોપણ પોતાના માબાપને તરછોડવા એ તેને યોગ્ય લાગ્યુ નહીં, તેમ પોતાની સ્ત્રીનો અનાદર કરવો તે પણ ઘટિત લાગ્યુ નહીં આ પ્રમાણે શુ કરવુ? એ વિચારમા તે ગુચાઇ ગયો ઘણી વાર સુધી વિચાર કર્યો, તોપણ તેનુ હૃદય નિર્ણય ઉપર આવ્યુ નહી છેવટે મુઝાઇને તેણે નિશ્ચય કર્યો કે, બનતા સુધી સ્ત્રીને સમજાવવી.

તેમ છતા જો તે ન સમજે તો પછી માણસને સમજાવી તેમનાથી જુદુ રહેવુ અને આખરે સ્ત્રીના વિચારને ન કુટકે અંગીકાર કરવો આવો નિશ્ચય કરી વિનોદચંદ્ર બોલ્યો —

**વિનોદચંદ્ર**—પ્રિયા! તારૂં કહેવુ અગત્યનું છે પણ માણસ માત્રને દુનિયાના વેહેવારમા રહેવુ જોઇએ લોકોમા નિંદા ન થાય તેવી રીતે ગૃહ—સમાજમા રહેવુ, તે સારૂ ગણાય છે જો આપણે આપણા ઉપકારી માબાપથી જુદા રહીશુ તો લોકો આપણી ભારે નિંદા કરશે અને આપણા સગાવહાલા આપણને ઠપકો આપવાને આવશે, તેથી એ કામ લાંબો વિચાર કરીને કરવાનુ છે

**જડાવ**—લોકોમા આપણી નિંદા થાય, તેથી શુ થવાનુ છે? તેવી નિંદાની બીક રાખીને ઘરમા નુકસાન કરવુ, એ યોગ્ય કહેવાય નહીં કદિ કોઇ તેવા નિંદાખોર લોકો નિંદા કરે તેથી શુ થઈ ગયુ? પણ જે લોકો વ્યવહારકુશળ છે, તેઓ સમજે છે કે, દરેક માણસ સુખી થવાને ઇચ્છે છે પોતે કેવી રીતે સુખી થાય? એ વાત દરેક માણસે વિચારવાની છે માણસને જ્યારે કમાણી હોય ત્યારે તેણે કરકસર કરી નાણાનો બચાવ કરવો જોઇએ જેટલી આવક હોય, તેનાથી ઓછુ ખર્ચ રાખવુ જોઈએ આવકથી વધારે અથવા આવકના જેટલુ ખર્ચ રાખનારા માણસો નીતિ વિરૂદ્ધ વર્ત્તનારા અને મૂર્ખ ગણાય છે જે માણસ પોતાની આવકમાથી થોડુ ઘણું બચાવે છે, તે માણસ આખરની અવસ્થામા સુખી થાય છે

**વિનોદચંદ્ર**—અરે સ્ત્રી, તે કહ્યુ તે બરાબર છે આપણે જે કમાઇએ છીએ, તેમાથી ખર્ચ કાઢતા બચાવીએ છીએ તેથી આપણે હવે વધારે કરકસર કરવાની જરૂર નથી

**જડાવ**—તમે કેટલુ બચાવો છો?

**વિનોદચંદ્ર**—આપણા ઘરનો ખર્ચ કાઢતા દર વર્ષે સો રૂપીઆ બચે છે એટલેથી આપણે સંતોષ માનવો જોઇએ

**જડાવ**—સ્વામી, જો આપ ફક્ત મુંબઇમાં ગઇએ તો સોને બદલે દર વર્ષે બસો રૂપીઆનો વધારો રહે અને તેટલો વધારો વધારી દશ વર્ષે આપણી પાસે બે હજાર રૂપીઆની પુંજી થાય

**વિનોદચંદ્ર**—માબાપથી જુદા રહી એટલી પુંજી મેળવવી તેના કરતા માબાપની સાથે રહી અર્ધી પુંજી મેળવવી, તે વધારે સારૂ છે કારણકે, માબાપ દુખી થાય અને છોકરા પ્રમાદારણને એ ધર્મ અને નીતિની વિરૂદ્ધ છે એટલુજ નહીં પણ તેમ કરવાથી લોકમા છોકરાની નિંદા થાય છે

**જડાવ**—સ્વામી, લોકોની એવી નિંદાથી કંઇ નુકશાન થવુ, એ શા કામનુ? લોકો તો એ મોઢે બોલે છે જો તમે માબાપની પાછળ ખુવાર થશો તો લોકો એમ પણ બોલશે કે, છોકરો કેવો નમકહરામ છે, જે પોતે માબાપ માબાપ કરીને ખુવાર થઇ ગયો તેણે બધુ રળ્યુ ખાધુ માબાપની પાછળ ઉડાવી દીધુ, તેથી લોકોના કહેવા ઉપર જરા ભરૂસો રાખવો નહીં લોકો તો લાકડાને મોઢે બોલે છે

**વિનોદચંદ્ર**—મને તારા આ વિચાર તદ્દન વિપરીત છે તેવી રીતે બોલનારા લોકોને મૂર્ખ સમજવા જેઓ પ્રમાણિક અને નીતિવાળા છે તે એમ કદી નહીં માબાપને દુખી કરી પોતે સુખી થનાર છોકરાઓ કદિ પણ સારા કહેવાતા નથી

**જડાવ**—બસ, મારે હવે તમને વધારે કહેવુ નથી તમારી બુદ્ધિજ ફરી ગઇ છે જે માણસ પોતાનુ હિત ઇચ્છતો નથી, તેમ સમજતો નથી, તે પ્રણીજ મૂર્ખ કહેવાય છે સ્વામી, વિચાર કરો પાછળથી જ્યારે પસ્તાશો ત્યારે સંભારશો કે, બિચારી મારી સ્ત્રી મારા ભલાને માટે કહેતી તે ખરી વાત હતી ખરી વખતે તમારા

માબાપ તમને નડતર થાનથી મને તમારા સુખ દુખમા મ
રાજ ભાગ છે હુ જે કહુ છુ, તે કાઇ મનમાનીને માટે કહેતી
નથી, પણ તમારા હિતની ખાતર કહુ છુ તમારા હિતમા મારૂ હિત
સમાયેલુ જ છે પતિ, ગાડી ડીઓની વાત હૃદયમા ઉતારો અને
તમારા ભવિષ્યના સુખને માટે સાવધાન રહેવાની ઇચ્છા કરો

આનંદા કહે છે—હે પુત્રીઓ, જડાવના આવા વચન સાભળી
વિનોદચંદ્રના વિચારમા ફેરફાર થઇ ગયો તે બપને માબાપથી
જુદા રહેવા ... તે લોકાપવાદથી જેટલો બીનો હતો, તેટલો તે અ
ધર્મ કે અન્યાયથી બીનો ન હતો તેણે વિચાર્યુ કે આ સ્ત્રી જે
કહે છે, તે મારા હિતની ખાતર કહે છે, એ વાત બરાબર છે આ
મને જે કમાણીમાથી બચાવ કર્યો હોય તો તે કોઇ વાર દુખન
પ્રસંગે ઉપયોગમા આવે ખરો જોકે માબાપને દુખી કરવા તે
સારૂ ન કહેવાય, પણ સુજ્ઞ માબાપે વિચારવુ જોઇએ કે, મારા દીક
રાને જે દિવસની કમાણી છે, તો તેને આપણે બનતી રીતે સહાય
કરવી જોઇએ તેના માથા ઉપર બોજારૂપ થઇ પડવુ ન જોઇએ
જ્યાસુધી હાથ પગ હાલે ત્યાસુધી પિતાએ પોતાના પુત્રના ઘરે
રહેવામા અને તેની મદદ આપવી જોઇએ મારા પિતાએ તેમ
કર્યું નથી, તે ગેરવાજબી કર્યું છે આ વિચારને પહેલા તો વિપરીત
લાગતુ ન હતુ પણ હાલ વિચાર કરતા જણાય છે કે, આ બા-
બત મને નુકસાનકારક થઇ પડે તેવી છે મારી સ્ત્રી જડાવ જે કહે
છે, તે વ્યાજબી છે તેની બધી વાત મારા હિતની જ છે તે બીચા
રીને મે પાછી પાડી હતી, પણ છેવટે, તે મારા હિતમા પૂરેપૂરી
છે, એમ મને ખાત્રી થાય છે, માટે હવે મારે મારા પિતાને કહેવુ
જોઇએ કે, ' જો તમે મને મદદગાર નહીં થાઓ અને પડ્યા પડ્યા ખા-
વાનીજ ઇચ્છા રાખશો તો હું તમારાથી જુદો રહીશ. '

આ પ્રમાણે વિપરીત વિચાર કરી વિનોદચંદ્ર પોતાની સ્ત્રીને

કહ્યુ, પ્રિયા! તુ જે કહે છે, તે મને બરાબર યોગ લાગે છે તારા હૃદયમા મારા તરફની લાગણી ઘણી છે, એવો મને હવે નિશ્ચય થયો છે હે ભલી સ્ત્રી, તારા બના વચનો કે જેને મે તોડી પાડવા યત્ન કર્યો હતો તે હવે મને ખરેખર સોનાના અક્ષર લાગ્યા છે પ્રિયા, તેને માટે તુ મને ક્ષમા આપજે મારા માબાપ કે જેઓને હમેશા મારા હિતમા રહેવુ જોઈએ, તેઓ પોતાની પવિત્ર ફરજવી ચુકી ગયા છે અને મને બોજારૂપ થઈ પડયા છે

વિનોદચદ્રના આવા વચન સાભળી જરાક જોરમા આવી ગઈ અને પોતાનો ઇરાદો પાર પડ્યો તેને માટે તેના હૃદયમા ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો પછી તેણીએ હર્ષભેર જણાવ્યુ સ્વામી આપે મારા વિચારોને માન આપ્યુ અને તમારા વિચારોને દૂર મુકી દીધા, તે જાણી મને ઘણોજ હર્ષ થાય છે

સ્વામીનાથ, જો તમારા મનમા બધી વાતની ખાત્રી થઈ હોય તો હવે તે પ્રમાણે કરો તેમા જેટલો વિલબ થાય છે, તેટલી આપણને નુકશાની છે

**વિનોદચદ્ર**—પ્રિયા! હમણાજ હુ તે વિષેની ગોઠવણ કરૂ છુ તમે હવે તે વિષે જરાપણ ચિંતા રાખશો નહીં

**આનદા**—કહે છે, હે બ્હેનો, પછી સ્ત્રીના વચનને તાબે થઈ ગયેલો વિનોદચદ્ર પોતાના ઘરમા જ્યા તેના પિતા બેઠા હતા, ત્યા આવ્યો કલ્યાણને ખરેખર ઘડપણ આવ્યુ હતુ તેની દૃષ્ટિ તદન ઝાખી થઈ ગઇ હતી શરીરના બધા અવયવો શિથિલ થઈ ગયા હતા પગમા કળતર થયા કરતુ હતુ ખેમતા અને ઉઠતા તેના શરીરમા ધ્રુજ ચાલતી હતી. તેની પાસે વિનોદચદ્રની માતા વાણી ઉભી રહી તેની ચાકરી કરતી હતી તે વૃદ્ધ કલ્યાણ જે કાઈ માગે તે તત્કાળ લાવી આપતી અને વારવાર તેની ઈચ્છા પુછયા કરતી હતી.

આ વખતે શ્રીએ ભભેરેલો વિનોદચંદ્ર ઉતાવળો ઉતાવળો
પોતાના પિતાની પાસે આવ્યો. વિનોદચંદ્ર અત્યારે કેવો થઇ
ગયો છે, તેની પ્રકૃતિમાં કેટલો ફારફેર થઈ ગયો છે, એ વાત ક-
લ્યાણ અને તેની સ્ત્રી વાણી બીલકુલ જાણતાં ન હતાં. વિનોદચંદ્ર
ને આવેલો જોઇ ડોસાએ કપાળ ઉપર હાથની છાયા કરી જોયું,
તોપણ તેની નજરે વિનોદચંદ્ર ઓળખાયો નહીં. પછી તે બોલ્યો
એ કોણ આ છે? વાણીએ જવાબ આપ્યો. એ તો આપણો
વિનોદ છે. વિનોદનું નામ સાંભળી પ્રસન્ન થયેલા ડોસાએ કહ્યું,
કેમ બેટા વિનોદ, ક્યાંથી આવે છે? વિનોદચંદ્ર ઘડીવાર બોલ્યો
નહીં. દયાળુ અને પ્રેમી પિતાએ ફરીવાર પૂછ્યું, તોપણ તેના અ
વિચારી પુત્રના મુખમાંથી કાંઇ પણ શબ્દ નીકળ્યો નહીં. જ્યારે
ત્રીજી વાર પૂછ્યું કે, બેટા કેમ બોલતો નથી? ત્યારે વિનોદચંદ્ર
અપ્રિય કરતો બોલ્યો—બાપા, શું કહો છો? મારે આજે ઘણુંય
બોલવાનું છે અને તમારે ઘણુંય સાંભળવાનું છે. બેટા બોલવાનું
હોય તે કહે, એમ નિષ્કપટી ડોસાએ આનંદથી જણાવ્યું. વિનો
દચંદ્ર બોલ્યો—બાપા તમે આખો દિવસ બેઠા રહો છો, તેથી
જો જરા કામ ધંધા કરો તો વધારે સારૂં. બેઠા બે । ખાવું એ આ
ળસુ અને અવિચારી માણસનું કામ છે. વિનોદચંદ્ર જેવા આના-
કિત પુત્રના મુખમાંથી આવા શબ્દો સાંભળી તેના પિતા કલ્યાણને
શોક અને આશ્ચર્ય લાગ્યું. તેના હૃદયમાં અનેક જાતના વિચારો શ્રે
ણિબંધ ઉત્પન્ન થવા લાગ્યા. વિવિધ જાતના સંકલ્પ વિકલ્પોથી
તેનું મન ગુંચવાઇ ગયું. ઘણીવાર પછી કલ્યાણ ખેદસહિત બો
લ્યો—બેટા વિનોદ, તું મારી સ્થિતિ નજરે જુવે છે. દહાડે દ
હાડે મારૂં શરીર ક્ષીણ અને અશક્ત થતું જાય છે. આવે શરી
માગથી શી રીતે કામ ધંધા થઇ શકે? આ તારી માતા મારી
સેવા કરે છે અને મારા શરીરની તજવીજ રાખ્યા કરે છે, તેથી
મારાથી જરા જરા ઉઠાય બેસાય છે. બેટા, મને આળસ નથી

જ્યાસુધી મારા હાથપગ ચાલતા, ત્યાસુધી હુ ઘરનો વ્યવહાર ચલાવતો પણ જ્યારે હવે અશક્ત થઈ ગયો, ત્યારે હવે મારાથી કાઈ વઈ શકે તેમ નથી બેટા વિનોદ, તારા મુખમાથી આવા શબ્દો નીકળે છે, તેથી મને ઘણુ જ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે તારા જેવા સુપુત્રના મુખમાથી આજ સુધીમા કદિ આવા શબ્દો નીકળ્યા નથી, વિનીત પુત્ર જ્યારે અકસ્માત્ અવિનીત થઇ જાય, ત્યારે તેના પિતાને ઘણુ જ દુ ખ લાગે છે બેટા, હવે મારાથી શી રીતે ધ ધો થઈ શકે ? હવે તો અમારે તારો આધાર છે માતાપિતાને વૃદ્ધાવસ્થામા પુત્રનો આધાર છે, એ વાત ધર્મ અને નીતિમા દર્શાવેલ છે પિતાના આવા વચન સાભળી વિનોદચ દ બોલી ઉઠ્યો—મા ા, એવા ઢોગ કર્યો ત હવે નહી ચાલે, હુ ઘણા દિવસ સુધી નુકશાની ભર્યો છુ આજ સુધી મે મારી કમાણી પાયમાલ કરી, તોપણ તમારી આખા ઉઘડી નહીં જે માબાપો પોતાના પુત્રોને ઓજારરૂપ થઈ તેની કમાણીને પાયમાલ કરે છે, તે માતાપિતા તે પુત્રોના પૂરેપૂરા શત્રુ છે બાપા, તમે મારા હિતનો વિચાર કર્યોજ નહી પુત્રના પૈસામાથી મનગમતુ ખાવાનુ ગમે છે અને આખો દિવસ ઓશીની પડે પડી રહેવુ ગમે લાગે છે, એ હવે બનવાનુ નથી તમારા જેવી ખરાબ ચાલતના પિતા કોઇક જ હશે બાપા, હુ હવે આજથી જુદો રહેવા માગુ છુ તમે જાણો અને તમારુ ઘર જાણે જુદા પડ્યા સિવાય તમે સમજ્યો નહીં જ્યારે તમે જુદા રહેશો એટલે પડી કામધધા એની મેળે સુઝશે માથે પડ્યા વિના કોઇની આખ ઉઘડતી નથી બાપા, હવે મારા તરફની કાઈ પણ લાલચ રાખશો નહીં મે ઘણા દિવસ સુધી તમારી સેવા કરી છે તમારી સેવાનુ ફળ મને મળી ચુક્યુ છે આજ સુધી કરેલી કમાણીમા મને જે નુકશાની થઈ છે, તે તમારી સેવાનુ ફળ છે, તમે મોટા અને વડિલ છો, તેથી તમને વધારે કહી શકતો નથી આન દા કહે છે, હે બ્હેનો, સ્ત્રીની બુદ્ધિએ ચાલના

લેવા તૈયાર થા જો તને અમારો ખર્ચ ભારે પડતો હોય તો અમે ઓછો ખર્ચ કરવીનુ અમને હલકી જાતનો ખોરાક આપજે જે કાંઈ જાર બાજરાનુ ઢેબરૂ મળશે તે ખાઇ અમે અમારા મનને સતોષ માનીનુ બેટા, હવે અમે ક્યા જઇએ? અને શુ કરીએ? સ સારસમુદ્રના કાંઠા ઉપર બેઠેલા અમોને હવે દુ ખ પડતે પ છીથી લોકોમા તારી નિદા થશે પુત્ર, તારી નિદા એ અમારીજ નિદા છે સ કીર્તિવાળા પુત્રોના જીવનથી માબાપનુ જીવન સાર્થક ગણાય છે

માણુના આવા વચન સાભળીને પણ વિનોદચદ્રના હૃદયમા તેની કાઇ પણ અસર થઇ નહીં

આનદ કહે છે, હે બહેનો, જે પુરૂષોના હૃદય દૃઢ હોતા નથી, તે પુરૂષો ઘણા કઠોર હૃદયના થઇ જાય છે દૃઢ હૃદયના પુરૂષો પોતાની સ્ત્રીના વચન ઉપર દોરાઇ જાય છે, સ્વાર્થી સ્ત્રીઓ પોતાનો સ્વાર્થ સાધવાને પતિના કાન ખોટી રીતે ભભેરે છે અને પછી પોતાના સ્વાર્થ સાધી લે છે અલ્પબુદ્ધિના પુરૂષો સ્ત્રીના મોહપાશમા સપડાઇ જાય છે અને પછી લોકોમા નિદાનાપાત્ર બને છે પ્રિય પુત્રી, વિનોદચદ્ર પણ તેજ રીતે પોતાની સ્ત્રી જયા વના મોહપાશમા સપડાઇ ગયો હતો તે મોહને લઇને તેના સારા વિચારો બદલાઈ ગયા હતા પોતાના ઉપકારી માતાપિતાના ઉપકારને ભુલી જઇ તેમને દુ ખ આપવાને તે ઉભો થયો હતો અહા! કેવી અધમતા? કેવી અનાર્યતા? વૃદ્ધ અવસ્થાએ અશક્ત થઇ પડેલા અને તેથી કરગરતા પોતાના ઉપકારી માબાપને તરછોડી દુ ખ આપવાને તૈયાર થયેલા વિનોદચદ્રને હજાર વાર ધિક્કાર હજો! તેના જેવા મલિન પુત્રોનો જન્મ થયો નહીં તેવા પુત્રોના કરતા વાઝીયા રહેવુ હજાર દરજ્જે સારૂ છે વળી જે સ્ત્રીઓ સ્વાર્થને માટે પોતાના પતિઓને એવા અવળા વિચાર આપી પોતા-

ના માત પિતા જેવા સાસૂસસરાને દુ ખ અપાવવા તૈયાર થાય છે, તેવી સ્વાર્થી નીચ નારીઓને પણ હજારવાર ધિક્કાર છે ! તેવી નીચ નારીઓનો જન્મ બીજાને દુ ખ આપવાને માટેજ થાય છે આ જગતમા એવા અધમમાર્ગને પ્રવર્ત્તાવનારી અને અનીતિ તથા અધર્મને ચલાવનારી સ્ત્રીઓનુ જીવન કલકિત છે હે બ્હેનો, તમે તેવા થશો નહીં અને તમારા શ્રાવિકાજીવનને કોઈરીતે કલકિત કરશો નહી તમે તમારા પતિને તેના માતાપિતાની સેવા કરવાનો બોધ આપજો માતાપિતાની સેવા કરવાથી સતાનો સારૂ પુણ્ય બાધે છે અને તેમનો અનાદર કરવાથી નઠારૂ કર્મ બાધે છે, આ વાત મનમા લાવી તમે તમારા પતિને તેવી રીતે સૂચના આપજો સાસૂ અને સસરો એ માતાપિતા સમાન છે તેમની ઉપર માતાપિતાની જેમ પૂજ્ય બુદ્ધિ રાખવી જોઈએ બ્હેનો, આ વાત લક્ષમા રાખી તમે તમારાસ્ત્રીજીવનને સુધારવા પ્રયત્ન કરજો જયાવતી જેવુ પાપી હૃદય ગણશો નહી પોતાના સ્વાર્થને માટે જયારે જે દુરાચાર કર્યો, તે તેના જીવનને કલકિત કરનારો છે વૃદ્ધ અને અશક્ત જગમ તીર્થરૂપ માતાપિતાનો અનાદર કરાવવાને માટે જયારે પોતાના પતિને જે ભભેરી ઉશ્કર્યા, તે તેણીએ મોટામા મોટો મલિન કર્મનો બધ કર્યો શ્રાવિકા થઈને એવા નઠારા કામમા સામિલ થવુ, એ ઘણુ જ વિપરીત ગણાય છે જીવદયાના ધર્મને પાળનાર શ્રાવિકા થઈને પોતાના વૃદ્ધ સાસૂસસરાને દુ ખ આપવા ઉભી થાય, એના જેવુ બીજુ નીચ કામ કયુ કહેવાય? એવુ ઘોર કૃત્ય કરનારી સ્ત્રીને શ્રાવિકા કહેવી, તે કોઈ રીતે યોગ્ય નથી, તે તો માનુષી રાક્ષસીજ છે તેવી અધમ અબળાની ચતુર્વિધ સઘમા ગણતરી કદિ પણ થઈ શકે નહીં

આનદદા કહે છે, હે બ્હેનો, વિનોદચદ્ર અને તેના પિતા જ્યા ધુની વચે આવી રીતે થયેલી વાતચીત વિનોદચદ્રની માતા વાલી

ઉભી ઉભી સાંભળતી હતી વિનોદના વિપરીત વચન સાંભળી એ ગઝગુણી શ્રાવિકા ચકિત થઈ ગઈ હતી અને તેના મનમાં અનેક જાતના સંકલ્પ વિકલ્પ કરતી હતી પોતાના પતિ કલ્યાણે કરગીને વિનોદચંદ્રને જે વચનો કહ્યા, તે સાંભળી વાણીના હૃદયમાં એટલી બધી અસર થઈ ગઈ કે, તેણીના નેત્રમાંથી અશ્રુની ધારા પ્રવાહની જેમ ચાલવા લાગી અને તે કોમળ વૃદ્ધાની કાયા કંપવા લાગી તે વિચારશીલ વયોવૃદ્ધાએ હૃદયમાં જાણી લીધું કે, મારો પુત્ર વિનોદચંદ્ર આવા વચન કદિ પણ બોલે તેવો નહોતો તે સુપુત્રના મુખમાંથી આવા અઘટિત ઉદ્ગાર નીકળે નહીં આ બાબતમાં તેની સ્વાર્થી સ્ત્રી જશકોરનો હાથ છે ઘણા દિવસથી જશકોરની વર્તણુક જુદી રીતની દેખાતી હતી કાંઈ પણ કામ બતાવીએ ત્યારે તે છણકા કરતી અને મોઢું ચડાવતી હતી આજે તેણીએ પોતાની હલકાઈ બતાવી દીધી મારા સુબુદ્ધિવાળા પુત્ર વિનોદના મનમાં અમારી ઉપર અભાવ કરાવી દીધો આવી નીચ બાઈને લઈનેજ જગતમાં સ્ત્રીજાતિની હલકાઈ કહેવાય છે "સ્ત્રીજાતિ નીચ અને વિશ્વાસપાત્ર નથી" એવું કલંક આવી અધમ સ્ત્રીઓએજ લગાડેલું છે આ વખતે મારા વૃદ્ધ પતિની દયાજનક સ્થિતિ છે ખબર આણીને વખતે તેમની ઉપર વિપત્તિ આવી છે વિનોદે કહેલા વચનો બોલનારો વિનોદ પાછો સુધરે અને માબાપનો ભક્ત થાય, એ વાત પણ અશક્ય છે, તે કરવા માટે એકવાર વિનોદને સમજાવવો જોઈએ

આ પ્રમાણે વિચાર કરી વાણીએ વિનોદને કહ્યું, દીકરા? આ તું શું બોલે છે? તારા સ્વભાવમાં અચાનક આવો શો ફેરફાર થઈ ગયો છે? પુત્ર હૃદયમાં વિચાર કર કે તું કોણ છે? અને તારી જાતિ કેવી છે? અરે દીકરા, શ્રાવકકુળનો બાળક આવા અવિચારી વચનો બોલે, એ કેવી દિલગીરીની વાત? આ તારા પિતાની સ્થિતિ જો, આવી હાલતમાં તું તેમને છોડવા માગે છે, એ તારી

કરી કરત છે? બાપુ, વિચાર કર આવા વૃદ્ધ પિતાને તરછોડી તુ જુદો થવા તૈયાર થયો છે, એ તારા અવળા વિચારને માટે મને ઘણો શોક થાય કે અમે માબાપો તારા આધારે જીવીએ છીએ તને ભણાવી મોટો કર્યા મન કેળવણી આપી સુધાર્યા, તે શાને માટે? ભવિષ્યમા અમારી વૃદ્ધાવસ્થાને માટે જેથી, અત્યારે અમે આ ન સમાગમને કાઢી બેઠા છીએ હવે થોડા વરસમા અમારા આયુષ્યના છેડો આવશે ત્યાસુધી તારે અમને નભાવવા જોઈએ ઘરડા માબાપો આખરઅવસ્થાને માટેજ પુત્રની ઈચ્છા રાખે છે ભાઈ વિનોદ, જરા મનમા વિચાર કર આ તારા વૃદ્ધ પિતાની હાલત જોઈ તેમની ઉપર કરૂણા કર

વાણીના આવા કરૂણા ભરેલા વચનો સાભળ્યા તોપણ વિનોદચન્દ્રના હૃદયમા જરા પણ અસર થઈ નહી તેની વજ્રના જેવી કઠોર છાતીમા જરા પણ કોમળતાના આવી નહી તે ઉલટો વધારે ગુસ્સે થઈ બોલ્યો—"બા, તમે ખોટો ઢોંગ કરી મને છેતરવાને છો, પણ હુ હવે અજ્ઞાન નથી હુ બધુ સમજુ છુ તમે ગમે તેટલો ઢોંગ કરશો, તોપણ મારા હૃદયમા તેની કાઇ પણ અસર થવાની નથી હું ઘણો વખત ભોળવાયો પણ મારી હિત ચિંતનારી સ્ત્રીએ મને બધુ સમજાવ્યુ છે તમારા કપટ ભરેલા વચનોથી હવે હુ જરા પણ ઠગાવાનો નથી બા, વધારે કશુ બોલશો નહી હુ જુદો રહીને એકલે મારા ગામાત ન જેમ થશે જ્યાસુધી મફતનુ ખાવા પીવાનુ મળતુ હતુ, ત્યાસુધી તેઓ વૃદ્ધ, રોગી અને અશક્ત થઈ પડ્યા હતા, હવે તેમનામા એની મેળેજ પાછી શક્તિ આવશે ચાલો, હવે વધારે વાર કરો નહી મારે પછી નોકરીએ જવાનુ છે તમે જલદી મારો હીસ્સો કાઢી દો, એટલે હુ મારે રસ્તે પડુ

વિનોદચન્દ્રના આવા વચન સાભળી ત્ર્યાબક અને વાણી બન્ને

નિરાશ થઈ ગયા, પછી વાણી છેવટે જુમ્મામા આવી જઇ અને તેણી પોતાના પુત્રની સ્ત્રીને શિખામણ રૂપે એક કવિતા સભળાવી અને છેવટના વચનો કહી તે ગેતી રોતી ઘરમા ચાલી ગઈ

**પ્રેમ**—આનદા મામી, એ કવિતા કેવી હતી? તે જો તમને યાદ હોય તો અમને કૃપા કરી સભળાવો

**આનદા**—બ્હેનો, એ કવિતામા દીકરાની વહુએ કેવી રીતે વર્ત્તવુ જોઇએ? તે બતાવી નાનૂનમગને દુખ આપનારી વહુને ધિક્કાર આપેલો છે

**પ્રેમ**—આનદા મામી, ત્યારે તો અમારે એ કવિતા જાણવી જોઇએ

**આનદા**—તે કવિતા લલિતા અને ચચળને આવડે છે

**પ્રેમ**—લલિતા બ્હેન, તથા ચચળ બ્હેન, એ કવિતા અમને કહી સભળાવો

**લલિતા**—બ્હેનો, અમે ખુશીથી કહી સભળાવીશુ તમે બધા એક ચિત્તે સાભળજો

**ચચળ**—તે સાભળવાની છે એટલુજ નહી પણ તે ભણવાની પણ છે

**પ્રેમ**—ચચળ બ્હેન, પછી અમે તે કવિતા લખી લઇશુ અને મોઢે કરીશુ

**લલિતા**—ચચળ બ્હેન, પહેલા તમે તે કવિતા ઉપાડો પછી હુ તમારી પાછળ સ્વર પુરાવીશ

**ચચળ**—ના, એમ નહી, પહેલા તમે ઉપાડો પછી હુ તમારી પાછળ સ્વર પૂરાવતી જાઇશ

પછી લલિતા નીચે પ્રમાણે ગાય છે અને ચચળ તેની પાછળ સ્વર પૂરાવે છે

---



## પુત્રવધૂએ કેવી રીતે વર્તવુ જોઇએ ?



### કવિતા

"નાથ કેમે ગજકો બ ન છોડાયો" એ—ઢાળ

સુણો વ્હાની પુત્રવધૂ હિત વાણી
નિત્ય સદ્ગુણ ધરજો શાણી  સુણો એ (૮૩)

સાસૂ અને નગરાની સેના,
નિર્મળ મનથી કરજો,
માતપિતા [1]સમ ધારી તને,
હેત હૃદયમા ધરજો  સુણો વ્હાલી૦ ૧

જેઠ જેઠાણી વડિલ ગણીને,
તે સાથ વિનયથી રહેજો
દિયર દેરાણીપર પ્રેમ રાખી
સુખ દુખ સાથે રહેજો  સુણો વ્હાલી૦ ૨

લાજ ધરીને ઘરમા રહેવુ,
પરઘર નહીં અટકાવુ,
આ ન મતિ નન વાતુ  સુણો વ્હાલી૦ ૩

સાસૂ નણદ કહે કડુ વચનો,
તોપણ સામુ ન કહેવુ,

---

૧ માતાપિતા તુ ન  સહન ગ્જો પાતાની બુદ્ધિએ ચાન ાર
૪ ના વા।

માન ધરી મનમાંહિ વડિલનુ,
મહન કરીને રહેવુ સુણો વ્હાલી૦ ૪
હોય પતિ રન્ત ન નહિ તો
આધીન થાના ન કહેવુ
નહીં વિરોધ કરવા તેને,
વિપરીત શિક્ષણ દેવુ સુણો વ્હાલી૦ ૫
ઉંચે સ્વરે ન બોલવી વાણી,
વિનયથી વચન ઉચરવા,
[૧]દુર્ગુણ નારી નગર ન કરવો,
વ્યસન બધા દૂર કરવા સુણો વ્હાલી૦ ૬
સ્નેરી સંબધી સર્વ સગામા,
નમ્ર ધરીને રહેવુ,
સાધર્મી ઉપકારો કરવા,
તત્પર થઇ દુખ સ્હેવુ સુણો વ્હાલી૦ ૭
જે છે અધમ અગાળા અવિચારી,
નાસરીઆને ન તાપે
તે નવ પામે આ ભવમા સુખ,
થાય દુખી નિજ પાપે સુણો વ્હાલી૦ ૮

---

ધર્મદાન કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે જ્યારે લલિતાએ અને ચચળે તે કવિતા ગાઈ બનાવી તે સાંભળીને બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઇ ગઈ

આ વખતે મલિએ વિનયથી જણાવ્યુ, ધર્મ પિતાજી, આ કવિતા ઘણીજ બોધક અને જાણવા લાયક છે, માટે મને બનાં

---

૧ પરણી. ૨ નતાંડ ઋતુવાળી.

માન ધરી મનમાહિ વડિલનુ,
સહન કરીને રહેવું   સુણો વ્હાલી૦ ૪
હોય પતિ [1]પરવશ કદિ તો,
સ્વાધીન થાના ન કહેવુ,
નહીં વિરોધ કરવા તેને,
વિપરીત શિખણ દેવુ   સુણો વ્હાલી૦ ૫
ઉચ્ચ સ્વરે ન બોલવી વાણી,
વિનયથી વચન ઉચરવા,
[2]દુર્ગુણ નારી સંગ ન કરવો,
વ્યસન બધા દૂર કરવા   સુણો વ્હાલી૦ ૬
સ્નેહી સંબંધી સર્વ જનોમા,
સંપ ધરીને રહેવુ,
સાધર્મી ઉપકારી જનમાં,
તત્પર થઇ દુ:ખ સહેવુ   સુણો વ્હાલી૦ ૭
જે છે અધમ અભાગા અવિચારી,
[3]સાસરીઆને સંતાપે,
તે નવ પામે આ ભવમાં સુખ,
થાય દુ:ખી નિજ પાપે   સુણો વ્હાલી૦ ૮

---

ધર્મદાસ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે જ્યારે લલિતાએ અને ચંચળે તે કવિતા ગાઈ બતાવી તે સાંભળીને બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઇ ગઇ

આ વખતે મણિએ વિનયથી જણાવ્યું, ધર્મ પિતાજી, આ કવિતા ઘણીજ બોધક અને જાણવા લાયક છે, માટે મને વારં

---

૧ પરાધીન ૨ નઠારી ૩ સાસુસસરાની.

શ્રાવિકાઓને મોઢે કરવા લખી આપશો તો ઘણોજ ફાયદો થશે ધર્મદાસ શેઠ કહે છે—બ્હેનો, એ કવિતા અમારી શ્રાવિકા (ગંગા) તમને લખી આપશે પછી ગંગા બોલી—બ્હેનો, આવતી કાલ એ કવિતા હુ લખીને લેતી આવીશ, પછી તમે બધા લખી લેજો પછી ધર્મદાસ શેઠે પોતાની વાર્તા આગળ ચલાવી બ્હેનો, પછી લલિતા અને ચંચળાના મુખથી તે કવિતા સાભળી બધા ઘણુજ ખુશી થઇ ગયા તે વખત પ્રેમદા નીચે પ્રમાણે બોલી —

**પ્રેમદા**—આનંદા બ્હેન, આ કવિતા જો લલિતા બ્હેન લખી આપશે તો હુ મારી પોતીને તે મોઢે કરાવીશ

**આનંદા**—પ્રેમદા બ્હેન, ખુશીથી લખી આપશે

**લલિતા**—કેમ ! બાબૂ, પોતી બ્હેનને માટે તો હુ જરૂર લખી આપીશ, પણ બીજી જે કોઈ બ્હેનને શીખવી હશે તેને પણ હુ લખી આપીશ

**પ્રેમદા**—લલિતા, તુ ખરેખરી પરોપકારી છે જે બાળિકા પરોપકારી હોય તે આગળ જતા એક સદ્ગુણી શ્રાવિકા બને છે બ્હેન, લલિતા, તુ ભવિષ્યમા તારી માતા આનંદાની જેમ પરોપકારી અને સદ્ગુણી શ્રાવિકા બનીશ

**લલિતા**—એ બધુ મારી માને ઘટે છે, હું તો હજુ એક છોકરી છુ તમારા જેવા વડિલોની આશીષ મળી હોય તો બધુ સારૂ થાય.

**પ્રેમદા**—બ્હેન લલિતા, તારી ઉપર અમારા હૃદયની આશીષ છે તુ હમેશા સુખી થા અને બીજાને સુખી કર તે સાથે અમે જૈનશાસનના દેવતાને પણ પ્રાર્થના કરીએ છીએ કે, શ્રાવકોના ઘરમા તારા જેવી અનેક સદ્ગુણી બાળિકાઓ પેદા થાય અને તેથી શ્રાવકનો સંસાર સુશોભિત થઇ જાય

આ પ્રમાણે કહી પ્રેમદાએ આનંદાને કહ્યુ, આનંદા બ્હેન, હવે તમારી વાર્તા આગળ ચલાવો વિનોદચંદ્રના વિપરીત વચન સાંભળી શોકાતુર બનેલા તેના માતાપિતા કલ્યાણ અને વાણીનું શુ થયુ?

આનંદા કહે છે—હે બ્હેનો, પછી વાણી પોતાના હૃદયના ઉભરાને કવિતાથી બ્હાર કાઢી ચન્માચાલી ગઇ અને વિપરીત વિચારનો વિનોદચંદ્ર તરત ત્યાથી ઉઠીને જે ઠેકાણે પોતાની સ્ત્રી જડાવ હતી ત્યા ગયો અને પોતે કહેલી બનાવટી જડાવની આગળ કહી સંભળાવી સ્વાર્થી જડાવે પોતાના પતિને સાબાસી આપી, તેના વિપરીત વિચારને ઉત્તેજન આપ્યુ બ્હેનો, તે પછી તરત જ વિનોદચંદ્ર પોતાની સ્ત્રીની સાથે પોતાના વૃદ્ધ માબાપથી જુદો થયો જ્યારે વિનોદચંદ્ર જુદો થયો ત્યારે વૃદ્ધાવસ્થાથી અશક્ત થઇ ખાટલે પડેલા કલ્યાણને ઘણો શોક થવા માડયો હવે પાતે કેવી રીતે નિર્વાહ કરી શકશે? તેને માટે તેને ભારે ચિંતા થઇ પડી પોતાના વૃદ્ધ પતિને ચિંતાતુર જોઇ પવિત્ર વાણીને બોલનારી શ્રાવિકા વાણી આપ્રમાણે બોલી—સ્વામી, શામાટે ચિંતા કરો છો? વિનોદ પોતાની સ્ત્રીના કહેવાથી આપણને તરછોડી ચાલ્યો ગયો, તેથી શુ થયુ? હૃદયમા હિંમત રાખો કદિ તે પુત્ર આપણને છોડીને ચાલ્યો તેમ બીજાઓ પણ આપણને છોડીને ચાલ્યા જશે, પરંતુ આપણો ધર્મ આપણને છોડીને ચાલ્યો જવાનો નથી આપણે પુત્રને ચાહીએ છીએ તે છતા પુત્ર આપણાથી દૂર થઇ ગયો, પણ ધર્મ, જો આપણે તેને ચાહીશુ તો તે કદિ પણ દૂર થવાનો નહીં જેમ જેમ આપણે ચાહના રાખી ધર્મની આરાધના કરીશુ, તેમ તેમ એ ધર્મ આપણી તરફ વધારે વધતો જશે. પુત્ર કદિ આપણી તરફ આવશે, તો તેનાથી આપણુ પોષણ થશે-અને તેથી કદિ આ લોકમાં આપણા શરીરનો નિર્વાહ થશે, અને ધર્મ જો આપણી તરફ આવશે તો તે-

નાથી આપણું આ લોક અને પરલોક બન્ને સુધરશે અને આપ ણા આત્માને ઘણીજ શાંતિ પ્રાપ્ત થશે. સ્વામી! પુત્રે કરેલી નીચતાને માટે વિશેષ અપશોષ કરશો નહીં હવે આપણું નગીન આપણી આગળ છે જૈન ધર્મના પ્રસાદથી આપણો નિર્વાહ પણ ચાલશે જૈન ધર્મ કલ્પવૃક્ષ છે તેની શીતળ છાયામાં રહેલા ભવ્ય પ્રાણી ઓ પરમ સુખ મેળવી શકે છે તેથી આપણે મન, વચન અને કાયા શુદ્ધ કરી જૈન ધર્મની ઉપાસના કરવી દેવ, ગુરૂ અને ધર્મને શુદ્ધ ભાવથી આરાધના કરનાર શ્રાવક અને શ્રાવિકા કદિ પણ દુઃખી થતા નથી સ્વામી, આપણને પુત્ર હતો, તેથી આપણે તે ઉપર આધાર રાખી બેઠા હતા, પણ જેઓને પુત્ર નથી તેમ પૈસો નથી, તેવાઓનું શું થતું હશે? જગતમાં બધાનો નિર્વાહ કાંઈ પુ ત્રથી થતો નથી તેથી સ્વામી, ભગવાન્ અરિહંત પ્રભુનું ધ્યાન ધરો અને શ્રાવકની શુભકરણી આચરો જો કદિ આપને નિર્વાહ થવામાં શંકા રહેતી હોય તો, હાલ તુરત મારી પાસે નિર્વાહ ચાલે તેવા થોડા ઘણા સાધન છે મારા પિતાએ કન્યાદાન આપતી વખ તે સ્ત્રીધન તરીકે જે દાગીના આપેલા છે, તેમજ તમે પોતે પણ એક બે નાના દાગીના કરાવી આપ્યા છે, તે આપણે વટાવીશું એ ટલે આપણો નિર્વાહ હાલ તુરત તો ચાલી શકશે

વાણીના આવા વચન સાંભળી કલ્યાણ મંદ સ્વરે બોલ્યો—હે સાધ્વી સ્ત્રી, તેં આવે દુઃખને વખતે જે હિંમત આપી, તેને માટે હું તને પૂરો ધન્યવાદ આપું છું, તેમજ મધુર શબ્દોથી તેં જે ધ ર્મનો ઉપદેશ કર્યો, તે સાંભળીને મને ઘણોજ આનંદ થયો છે પણ વિનોદની નિર્દયતા તરફ વિચાર કરતાં મને ઘણોજ અપશોષ થાય છે હે સદ્ગુણી સ્ત્રી, આપણા સ્વાર્થ કરતાં વિનોદ પોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ થયો, એ વિચાર લાવતાં મને ઘણીજ દિલગીરી થાય છે શ્રાવકનો પુત્ર જીવદયાનો પાળક અને પોતાના કર્ત્તવ્યને

અનુસરનારો ન થાય એ કેવો અધર્મ ? એવો પુત્ર નઠારી ગતિનો પાત્ર થાય છે મારા ઘરમા અવતાર લઇ વિનોદ દુર્ગતિનો પાત્ર થાય, એ મારા મનમા વધારે દુખ થાય છે

વાણીએ કહ્યુ, સ્વામીનાથ, જેવી તમને વિનોદની ચિતા થઇ પડી છે, તેવીજ મને તેની વહુ જડાવની ચિતા થઇ પડી છે જડાવ એક સારા શ્રાવકની દીકરી છે, તે પોતાના ધણીને ભભેરી અવળે માર્ગે ચડાવે છે અને પોતાના માબાપ જેવા સાસ સસરાને દુ ખ આપવાના ઉપાયો કરે છે, તો તે બીચારી પામર સ્ત્રીની શી ગતિ થશે? સ્વામીનાથ! મે એક સાધ્વીજીની પાસેથી સાભળ્યુ હતુ કે, જે સ્ત્રી પોતાના ધણીને અવળે માર્ગે ચડાવી સાસ સસરાને દુ ખ આપે, તે સ્ત્રી દુર્ગતિમા પડે છે આવા તે સા ધ્વીજીના વચન મને વારવાર યાદ આવે છે અને જડાવ વહુને માટે દયા તથા અપસોસ થાય છે દરેક શ્રાવિકાએ પોતાના ધર્મનો વિચાર કરવાનો છે જે શ્રાવિકા પોતાના ધર્મથી ચુકે છે, તે આ લોક અને પરલોક બન્નેમા નિદા અને દુ ખનુ પાત્ર બને છે સ્વામી, હવે તે વિચાર છોડી દ્યો હું પણ છોડી દઉં છુ, એવો નકામો અપસોસ કરવાથી આપણને નઠારૂ ધ્યાન થયા કરશે અને તેથી આપણા આત્માનુ સાધન થઇ શકશે નહીં

, કલ્યાણે ફરીથી જણાવ્યુ હે માધ્વી સ્ત્રી, તમે કહેલુ બરાબર છે, વીરશાસનના દેવતા આપણુ અને તે વિનોદ તથા જડાવનુ કલ્યાણ કરો વિનોદના હૃદયમા સારી ભાવના પ્રગટ કરો હવે આપણે આપણું કર્ત્તવ્ય કરીએ હે શાણી સ્ત્રી, તારા સ્ત્રીધનમાથી નિર્વાહ કરવો, એ મને જરા પણ રૂચતું નથી પણ નિરૂપાયે તે કરવુ જોઇશે શ્રાવિકારત્ન, તને શાબાશી ઘટે છે તારા જેવા સ્ત્રીરત્નો થોડા હશે સ્ત્રીધનની માલિકી સ્ત્રી શિવાય બીજાની હોતી નથી, તે ધન ઉપર કોઇનો હક નથી, તે છતા તે ઉપરથી મોહ

ઉતારી આ વત્તિ વ મને તે ધન આપવાને તુ તત્પર થઈ, તેથી તન ઘણોજ ધન્યવાદ ઘટે છે તાન જેવી શ્રાવિકાઓ જગતમા શણ ગારરૂપ છે

કલ્યાણના આવા વચન નાભળી વાણી વિનયથી બોલી—સ્વામીનાથ ! આ શુ બોલો છે? તમારે એવા વિચાર લાવવાજ નહી સ્ત્રીની પાસે જે હોય તે બધાનો માલેક પુરૂષજ છે સ્ત્રીધન કાંઈ સ્ત્રીએ પોતે કરેલુ નથી તેમ છતા કદિ તે સ્ત્રીએ પોતે કરેલુ હોય, તોપણ તે પોતાનુ નથી, એમ જાણવાનુ છે સ્ત્રીનુ સર્વસ્વ તેના પતિનુજ છે સર્વસ્વની વાત તો એક તરફ રહી પણ સ્ત્રી પોતેજ તેના પતિને તાબે રહેનારી દાસી સમાન છે જે સ્ત્રી પોતાના પતિને છેતરી પોતાનો સ્વાર્થ સાધવાને તત્પર રહે છે, તે સ્ત્રી દુર્ગતિનું પાત્ર બને છે સદ્ગુણી સ્ત્રીએ તન, મન અને ધનથી પતિની સેવા કરવાની છે પતિએ સ્ત્રીને પૂજવા યોગ્ય, માનવા યોગ્ય, અને સેવવા યોગ્ય દેવ છે સ્વામી આપને તે વિષે જરા પણ શકા રાખવાની નથી આવા આપત્તિના વખતમા જો મારૂ ધન ઉપયોગમા ન આવે તો પછી તે શા કામનુ છે? એવી અધમસ્ત્રી કોણ હોય, કે જે પોતાના પતિને આપત્તિના વખતમા સહાયભૂત ન થાય?

વાણીના અવા વચન સાભળી કલ્યાણે નિસાસો નાખીને કહ્યુ, શ્રાવિકારત્ન, તમે તમારી પવિત્ર ફરજ બજાવી, તેને માટે મને પૂર્ણ સતોષ થાય છે તથાપિ મારા મનમાથી હજુ ચિતા તદ્દન દૂર થતી નથી

વાણીએ વિનયથી જણાવ્યુ, સ્વામીનાથ, હવે શી ચિતા છે? તે કૃપાથી જણાવો

કલ્યાણ આખમા આસુ લાવી બોલ્યો—હે વમાનતાર શ્રાવિકા, આ વખતે તમે તમારૂ સર્વસ્વ આપવા તૈયાર થયા છો, પણ

જો આપણું આયુષ્ય લાબુ હશે તો આટલુ દ્રવ્ય આપણે વર્ષ બે વર્ષમા ખાઈ જઈશુ પછી પૂરેપૂરી વૃદ્ધાવસ્થામા આપણો નિર્વાહ કેમ ચાલશે?

વાણી હિંમત લાવી બોલી—સ્વામી, કર્મની સત્તા ઉપર આધાર રાખો તે વખતે જે બનવાનુ હશે તે બની રહેશે આર્હત ધર્મની આરાધના કરો જૈન ધર્મના શાસનદેવતા આપણને સહાય આપશે ધર્મનો પ્રભાવ અદ્ભુત છે તે ઉપર મારી માતાએ મને એક ગીત શીખવ્યુ છે, તે આપ એક ચિત્તે સાભળો

આનદા કહે છે—હે બ્હેનો, પછી વાણી પોતાની મધુર વાણીથી ધર્મના પ્રભાવનુ સુદર ગીત ગાઈ બતાવ્યુ હતુ

પ્રેમદા—આનદા બ્હેન, એ ગીત અમને સભળાવો

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પછી આનદાએ ધર્મના પ્રભાવનુ જે ગીત ગાઈ બતાવ્યુ હતુ તે ગીત અમારી શ્રાવિકા તમને ગાઈ સભળાવશે

મણિ વગેરે—ધર્મમાતા ગગા કાકી, તમે એ ગીત અમને ગાઈ સભળાવો

પછી ગગાએ નીચે પ્રમાણે તે આનદાના મુખનુ ગીત ગાઈ બતાવ્યુ હતુ

---

## ધર્મના પ્રભાવનુ ગીત

અગ્રેજી વાજાની ચાલ

વિચારી ધર્મનો પ્રભાવ ધર્મને [1]ધરો,
ધર્મથી [2]મહેર [3]નાર્ય જન્મને કરો ૧
ધર્મથી સુરૂપ રગ અગમા મળે,
રોગદોષ [4]ભીતિ સર્વ ધર્મથી ટળે વિચારી ૨

---

૧ ધારણ કરો ૨ દયા ૩ આર્ય ૪ ભય—બીક

ધર્મથી ધર્મવિષે [1]સુકીર્તિ મેળવે,
જ્ઞાનને કળા સુધર્મ ધારી કેળવે વિચારી ૩
ધર્મ કે પવૃત્ત [3]પૂર્ણ [4]વાઢિનો કરે,
ધર્મથી તપેલ જીવ શાંતિમાં ઠરે વિચારી ૪
ધર્મ [5]અંતરાય સર્વ મૂળથી હરે,
ધર્મ કાર્ય સિદ્ધિ [6]સત્ય યોગથી કરે વિચારી ૫
ધર્મ માત ધર્મ તાત ધર્મ કર્મ છે,
ધર્મ બંધુ ધર્મ જ્ઞાન સર્વ ધર્મ છે વિચારી ૬
ધર્મથી [7]સુરેશ ચક્રવર્તી થાય છે,
ધર્મથી [8]જિનેન્દ્ર બની મોક્ષ જાય છે વિચારી ૭
તેથી સત્ય ભવ્ય જીવ ધર્મ આચરો,
ધર્મરૂપ નાવથી [10]ભવાબ્ધિ આતરો વિચારી ૮

ગ ગાઈ ધર્મના પ્રભાવનું ગીત ગાયું, તે સાંભળી શ્રાવિક શાળાની સર્વ શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ ગઈ પછી ધર્મદાસ ગો કહે છે—હે માતાઓ અને બ્હેનો, આ પ્રમાણે આનંદાએ ધર્મના પ્રભાવનું ગીત ગાયું તે સાંભળી પ્રમદા પાર્તી, લલિતા, ચંચળ, જયા, પ્રમ અને પુતળી વગેરે ઘણાજ ખુશી થઈ ગયા પછી લલિતાએ પોતાની માતા આનંદાને કહ્યું, બા તમે મને આ ગીત કેમ શીખવ્યું નથી?

**આનંદા**—પુત્રી, એ ગીત શીખવવાનું રહી ગયું છે મારા મનમાંજ હતું કે, હવે એક બે દિવસમાં એ ગીત લલિતાને શીખવવું છે આજે કલ્યાણ અને વાણીની વાર્તાને પ્રસંગે પાછું યાદ આવ્યું છે, તેથી હવે હું તને આજેજ રાત્રે શીખવીશ

**ચંચળ**—આનંદા કાકી, ત્યારે મને ક્યારે શીખવશો?

---

૧ સારી કીર્તિ સા. ધર્મને ધા... ૩ માણસ ૩ પૂ. ૪ દુ[illegible]ખો ૫ વિ[illegible]નો ૬ તત્કાળ ૭ ઇંદ્ર ૮ તીર્થંકર. ૯ ધર્મ ૫ વહાણથી ૧૦ આ સંસારસાગરને

**આનંદા**—હુ લલિતાને શીખવીશ એટલે પછી લલિતા તને શીખવશે

**પ્રેમ-પુતળી**—આનંદા માશી, અમારે પણ શીખવુ છે

**આનંદા**—બ્હેનો, જેને શીખવુ હોય, તે બધા લલિતાની પાસેથી શીખી લેજો

**પ્રેમદા**—આનંદા બ્હેન, કહો પછી કલ્યાણ અને વાણીનુ શુ થયુ ? તેમજ વિનોદ અને જડાવે શુ કર્યું ? એ વાત આગળ ચલાવો

**આનંદા**—બ્હેનો, વાણીએ ધર્મના પ્રભાવનુ ગીત સંભળાવ્યા પછી કલ્યાણના હૃદયમા ધીરજ આવી અને તેણે ધર્મ ઉપર દ્રઢ આસ્તા રાખી, નિર્વાહની ચિંતા છોડી દીધી પછી વિનોદ અને જડાવ તેમના ઘરમા જુદા રહ્યા નિર્દય વિનોદચંદ્રના હૃદયમા પોતાના માતાપિતા ઉપર દયા આવી નહી પોતાની સ્ત્રી જડાવની વિપરીત સલાહ તેણે માન્ય કરી, જે પોતે કમાતો તેનો સંગ્રહ કરવા માડયો

પુત્રી લલિતા, જેને માતાપિતાએ છેરી મોટો કર્યો અને ભણાવી કમાતા શીખવ્યુ તે દુષ્ટપુત્ર વિનોદચંદ્ર જુદો રહ્યા પછી પોતાના વૃદ્ધ માબાપની સંભાળ પણ લેતો નહી પુત્રવત્સલ પિતા અને માયાળુ માતા પુત્રના અપરાધ મનમા ન લાવતા તે પુત્રનુ સુખ જોવાને ઘરમાથી બોલાવતા, તોપણ કૃતઘ્ની વિનોદ જડાવના દબાણથી પોતાના માતાપિતાની પાસે પણ આવતો ન હતો

બ્હેનો, આ ઉપરથી તમારે ઘણીજ શિક્ષા લેવાની છે, તમે કદિ પણ જડાવના જેવુ ક્રૂર હૃદય રાખશો નહીં સાસુ સસરાને માતા પિતા સમાન ગણી તેમની સેવા કરજો એ સાસુ સસરા તમારા પતિના કેટલા ઉપકારી છે ? તેનો વિચાર કરી તમારા પતિને તેમની ભક્તિ કરવા પ્રેરણા કરજો તમારા પતિ તરફથી તમને જે સુ

પાતાના પૂજ્ય પતિનો એક નિષ્ઠાથી સેવા ભક્તિ કરવા લાગી ની રીતે બે વર્ષ પ્રસાર કર્યા એટલે ઘરમાથી બધા ઘરેણા તેણી વેચી દીધા પોતાના પતિને ચિન્તા થાય, એવુ ધારીએ પવિત્ર વિકા વાણીએ ઘરમાથી બધા દાગીના ખુટી ગયાની વાત પોતા- વૃદ્ધ પતિને જણુ વી નહી

એક વખતે હવે શુ કરવુ ? ઘરનો નિર્વાહ શી રીતે ચલાવ . ? એવી ચિ તા કરતી વાણી ઘરના દ્વાર આગળ બેઠી, તેણીના નમાથી આસુની ધાર ચાલતી હતી આવી ચિ તા કરતા પણ ાઠી તેના હૃદયમા ધર્મની આસ્તાને લીધે હીમત આવતી હતી ાટલે તે વિચારતી ક, જૈન ધર્મ કલ્પવૃક્ષ સમાન છે મન, વચન, ાને કાયાની શુદ્ધિથી ધર્મની આરાધના કરનાર ચાનદ કે શાન્તિ ાને કોઈ જાતનુ દુ ખ રહેતુ નથી આ પ્રમાણે ચિંતવન કરતા ાના હૃદયમા પાછો હર્ષનો ઉભરો આવી ગયો

આ વખતે એક શ્રાવક ગૃહસ્થ ગાડીમા બેસી વાણીના ઘર આગળ ઉભો રહ્યો ગાડીમાથી ઉતરી તેણે વાણીના દ્વારમા પ્રવેશ ર્યો વાણીએ ઉભા થઈ તેને માન આપ્યુ તેણે વિનયથી પુછ્યુ ાણીબા, દયાળુ શેઠ ક્યા છે ? વાણી તેને જ્યા પાતાનો પતિ અ ાસ્ત થઈ બેઠો બેઠો નોકારવાળી ગણતો હતો ત્યા લઈ ગઈ તે ૃહસ્થે આવી કલ્યાણને માનથી બોલાવી પૂછ્યુ કાકા, કેમ છો ? ાતા છે ? કલ્યાણે લલાટ ઉપર આડો હાથ કરી સાડ સાડ નજર ાઠી કહ્યુ, આવો, તમે કોણ છો ? તે ગૃહસ્થે જણાવ્યુ, હુ શીલ- ચદ્ર શેઠનો દીકરો દાનચદ્ર છુ આપને મળવા આવ્યો છુ ક ાણે સભ્રમથી કહ્યુ, અહો ! તમે ક્યાથી ? પધારો આજે મારા ન્ય ભાગ્ય ! તમારા જેવા પવિત્ર શ્રાવકે મારા ઘરને પવિત્ર કર્યું મારા પિતા શીળચદ્ર આપણા શહેરનુ નાક હતા તેઓ મારી પર ઘણો સ્નેહ રાખતા હતા તેમના જેવા દયાળુ અને ધર્મી

વહાલા નથી પણ શત્રુરૂપ છે તે બાળકરૂપી કુમળા વૃક્ષો માતા પિતાના પ્રમાદ તથા મોહરૂપી દાવાનળમા દગ્ધ થઇ જાય છે

પ્રિય શ્રાવિકાઓ, વર્તમાનકાળે તેવા સેંકડો માબાપો પોતાના સતાનોની પાયમાલી કરે છે તેવા સતાનોના રક્ષણને માટે ચતુર્વિધ સઘે પૂર્ણ ધ્યાન આપવાનુ છે જેઓ પોતાના સાધર્મિ બધુઓનો તથા સાધર્મિ બ્હેનોનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હોય, તેમણે શ્રાવકસતાનોની સુધારણા કરવાનો પ્રયત્ન કરવો જોઇએ એજ ખરેખર સાધર્મિવાત્સલ્ય છે એ સાધર્મિવાત્સલ્ય કરવાને દયાધર્મી માબાપોએ સર્વદા તત્પર રહેવુ જોઇએ

આનદાના આવા વચનો સાભળી પ્રમદાના હૃદયમા ભારે અસર થઇ ગઈ સાધર્મિવાત્સલ્યનો પૂર્ણ પ્રભાવ તેણીના પવિત્ર હૃદયમા જાગ્રત થઇ આવ્યો તે ગદ્‌ગદિત થઇ ગઈ તેના શરીરના રૂવાટા ઉભા થઇ ગયા અને નેત્રમાથી આનદના આસુ આવી ગયા પછી પવિત્ર પ્રેમવાળી પ્રમદાને આનદાએ કહ્યુ, પ્રમદા બ્હેન, તમારા હૃદયની ભાવના જોઈ અને તેની સાથે થયેલી તમારા હૃદય પરની અસર જોઇ મને ઘણોજ આનદ આવે છે જે કોઇ શ્રાવિકા તમારા જેવી પવિત્રભાવના રાખી પોતાના સાધર્મી બધુઓ અને સાધર્મી બ્હેનોની ઉન્નતિ હૃદયથી ઇચ્છે છે, તે શ્રાવિકા ખરેખર ભારે પુણ્ય બાધે છે બ્હેન, તમે પણ અત્યારે તેવુજ પુણ્ય બાધ્યુ છે આપણા જૈનશાસનમા હરકોઇનુ શ્રેય કરવાને માટે કહેલુ છે "જગત્‌ના બધા પ્રાણીઓ સુખી થાઓ અને બધા પ્રાણીઓ શાતિ સુખના અધિકારી થઇ કલ્યાણના અધિકારી થાઓ" એવી ભાવના જૈનશાસનમા ઉંચામા ઉંચી ગણેલી છે દરેક શ્રાવકે પ્રતિક્રમણ વખતે ઉચે સ્વરે બોલવાનુ છે કે, "અમારા દેશને, અમારા દેશની પ્રજાને, અમારા રાજાને, સઘને અને બીજા બધા પ્રાણીઓને શાતિ મળો" આવી ઊંચી ભાવના બીજા કયા ધર્મમા છે? બ્હેન પ્રેમદા,

જૈનધર્મની મહત્તા સર્વોપરિ છે ભારતવર્ષની આર્યપ્રજા એ પવિત્ર ધર્મની આભારી છે જીવદયાના જેવો બીજો કોઇ ધર્મ આર્ય પ્રજાએ મેળવ્યો નથી

બ્હેન પ્રેમદા, હવે ચાલતી વાતમા કહેવાનુ કે, વિનોદચદ્રની માતા અને કલ્યાણ શ્રાવકની સ્ત્રી વાણી "શ્રાવિકાએ પોતાના સતાનોની સાથે કેમ વર્તવુ જોઇએ?" એ વાત સારી રીતે સમજતી હતી અને તેથી તેણીએ પોતાનો પુત્ર વિનોદચદ્ર પોતાની સાથે ખરાબ રીતે વર્ત્ત છે, અને પોતાને દુખ આપે છે, એ વાત કોઈની આગળ જણાવી ન હતી ઘરની નારી નરસી વાત બાહેર કહેવી, એ નઠારામા નઠારી રીતિ ગણાય છે,એ વાત પણ વાણીના લક્ષની બાહેર ન હતી જે સ્ત્રી નઠારી વાત બાહેર ખુલ્લી કરે છે અને પોતાના ઘરનુ વગોણુ પોતાની જાતે કરે છે, તે સ્ત્રી ઘણીજ નીચ કહેવાય છે એવી સ્ત્રીની ઉપર કુટુબના કોઇ પણ માણસને પ્રીતિ આવતી નથી તેમજ તેનો પત્યાર ( વિશ્વાસ ) પણ રહેતો નથી એવી અધમ સ્ત્રી ઉપર કુટુબના માણસોનો અભાવ આવી જાય છે અને સર્વ તેને ધિક્કારની નજરથી જુવે છે બ્હેનો, વાણી શ્રાવિકા આ બધી બાબત સારી રીતે સમજતી હોવાથી તેણે કોઈની આગળ પોતાના પુત્રનુ દુખ કહી બતાવ્યુ ન હતુ

વિનોદચદ્રની સ્ત્રી જડાવ કે જેણે પોતાનો સ્વાર્થ સાધવાને પોતાના પતિને જુદા થવાની ઉશ્કેરણી કરી હતી, તેણેજ આ વાત્તા બાહેર પ્રગટ કરી હતી આડોશીપાડોશીમા જે પોતાની સહીયરો હતી, તેમની આગળ જડાવ પોતાના સાસૂ સસરાની નિંદા કરતી અને પોતાનો ઇરાદો પ્રગટ કરતી હતી જડાવ કહેતી કે, બ્હેન! મારે તો સાસૂ અને સસરાનુ મોટુ સાલ થઇ પડયુ છે પીટયો સાસરો કાઇ પણ રળતો નથી અને પડયો પડયો તેના દીકરાની કમાણી ખાઇ જાય છે તેમ મારી સાસુ પણ પોતાના દીક-

રાનુ સારૂ ઇચ્છતી નથી જેમ આવે તેમ પૈસા ઉડાવે છે પોતાના ધણીને સારૂં સારૂ ખવરાવે છે અને પોતે પણ મોઢાને પુછીને ખાય છે બબ્યુ, અમારા તો પૂરેપૂરાં લોગ છે સખી, તારો બનેવી બિચારો ભલો છે તે પોતાના માબાપની આગળ કાંઈ પણ બોલી શકતો નથી આવા નમાલા ભાયડા હોય તે પોતે દુ ખી થાય છે અને પોતાની સ્રીને પણ દુ ખી કરે છે જો તઓ મારી શીખામણ માને તો એવા માબાપથી જુદા રહેવુ વધારે સારૂ છે

બ્હેન પ્રેમદા, આ પ્રમાણે તે અજ્ઞાની જડાવ જ્યા ત્યા કહેતી ફરતી અને પોતે જુદી રહી એ વાત પણ તેણીએ બધાને જણાવી હતી, તેથી બીજા લોકોને તે વાતની ખબર પડી વળી કોઈ ભલા માણસો પડોશમા રહેતા હોય, તેઓ વિનોદચદ્રને બોધ આપવાને માટે પણ આવતા હતા, તેમજ વાણી જે પોતાના દાગીના વેચવા બજારમા કાઢતી તેણી જોકે ઘણીજ છાની રીતે વેચાવતી હતી, તોપણ તે વાત લોકોના જાણવામા આવી ગઈ હતી

બ્હેન પ્રેમદા, આ ઉપરથી કલ્યાણ અને વાણીની સ્થિતિ ઘના ઘણા માણસોના જાણવામા આવી હતી તેવીજ રીતે શીવચદ્ર શેઠના પુત્ર દાનચદ્રે પણ એ વાત જાણી હતી વિનોદચદ્ર પોતાના ઉપકારી માતાપિતાને વૃદ્ધાવસ્થામા તરછોડી જુદો થયો છે અને તે વૃદ્ધ માતાપિતા દુ ખી થાય છે, આ વાત જાણ્યા પછી દાનચદ્ર તેમને મદદ કરવાને આવ્યો હતો

આનદા કહે છે—હે બ્હેનો ! પછી દાનચંદ્ર જે ઉદ્દેશથી પોતે કલ્યાણને ઘેર આવ્યો છે, તે ઉદ્દેશ પ્રગટ કરવાને બોલ્યો—"કલ્યાણ કાકા, તમારે જેવો વિનોદચદ્ર પુત્ર છે, તેવો હું પણ પુત્ર છુ જેવી રીતે વિનોદચદ્ર તમારૂ ભરણપોષણ કરવાને બધાએલો છે, તેવી રીતે હું પણ તમારૂ ભરણપોષણ કરવાને બધાએલો છુ વળી તમે મારા પિતાના સ્નેહી હોવાથી મારા ધર્મપિતા છો, માટે આ

તમારા પુત્રની એક વાત માન્ય કરવી પડશે ” એમ કહી દાનચંદ્રે પાચસો રૂપીઆની કોથળી તેમની આગળ ધરી અને વિનયથી કહ્યુ કે, કાકા, આ નાનકડી ભેટ સ્વીકારી તમારા પુત્રને કૃતાર્થ કરો

કલ્યાણે સભ્રમથી કહ્યુ, ભાઈ દાનચદ્ર, આ શુ કરો છો? આટલી મોટી રકમની ભેટ હોય નહીં બેટા, ધર્માદાની આવી મોટી રકમ ખાઈને જીવવુ તે મને યોગ્ય લાગતુ નથી જે ભાગ્યમા હશે તે થશે માટે આ રકમ પાછી લઈ જાઓ તમારા જેવા સાધર્મિ સેવકને પૂર્ણ ધન્યવાદ ઘટે છે તમે તમારા દાનચદ્ર નામને દીપાવ્યુ છે, સાધર્મી બધુઓને સ પૂર્ણ સહાય કરનારા તમારા જેવા નર રાજનગરના નગરમા વિરલા હશે ભાઇ દાનચદ્ર, હું તમારો મોટો ઉપકાર માનુ છુ તમે ખરી વખતે મને આવી મોટી સહાય આપવા આવ્યા તેને માટે હું યાવજ્જીવિત તમારો આભારી છુ ભાઇ, આ ભેટ પાછી લ્યો, મારે માટે તમે આટલી તસ્દી લીધી, તે ક્ષમા કરજો

કલ્યાણના આવા વચન સાભળી દાનચ દ્રનુ મુખ ઉતરી ગયુ અને તે ફરીથી આગ્રહ પૂર્વક બોલ્યો—કાકા, આશુ બોલો છો? પુત્રને ખુશી રાખવો એ પિતાનો ધર્મ છે હું જે આ ભેટ લાવ્યો છુ, તે કાઇ દેખાડો કરવા લાવ્યો નથી શુદ્ધ હૃદયથી આપવા આવ્યો છુ વળી આ રકમ કાઇ ધર્માદાની નથી, તે મારા પોતાના ખર્ચ ખાતાની છે કાકા, એવી શ કા રાખશો નહીં તમારા જેવા વડિલની કૃપાથી મારા પિતાના ઉપાર્જન કરેલા દ્રવ્યની સારી વ્યવસ્થા થાય છે તેમણે જુદા જુદા સાત ક્ષેત્રોમા દ્રવ્ય વાપરવાની જુદી જુદી ગોઠવણ કરેલી છે કોઈપણ ક્ષેત્રનુ ખાતું બીજા ક્ષેત્રના ખાતાની સાથે સેળભેળ ન થાય, એવી યોજના કરેલી છે પૂજ્ય કાકા, આ પૈસા તેવા કોઇ ધર્મના ખાતાના નથી મારા ઘર ખર્ચમા આવી નોધ લેવાય છે દેવદ્રવ્ય, કે જ્ઞાનદ્રવ્યમાથી આ રકમ આવી નથી

તેવા ધાર્મિક દ્રવ્યનો ઉપયોગ કરવાની નઠારી ધારણા મેં રાખી નથી જે શ્રાવક તેવા ધર્માદા દ્રવ્યનો બીજી રીતે ઉપયોગ લઇ પોતાના પવિત્ર સાધર્મી બધુઓને છેતરવાની ધારણા રાખે છે, તેઓ પુણ્યને બદલે પાપના કર્મ બાધે છે કાકા, તમે તેવી જાતની કાઇ પણ શકા રાખશો નહીં હુ આપને પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે, આ શુદ્ધ દ્રવ્ય છે અને આ દ્રવ્ય લેવાથી આપને કોઇ જાતનો દોષ લાગવાનો નથી કાકા, તમારા ધર્મબધુ અને મારા પૂજ્ય પિતા જ્યારે મરણની અણી ઉપર હતા, ત્યારે તેમણે મને પોતાની મધ્ય અવસ્થામા બોલાવીને કહ્યુ હતુ પુત્ર દાનચદ્ર, હવે હુ આ સસારમાથી છુટો પડી પરલોકમા જાઉ છુ જો કે તુ સર્વ રીતે લાયક છે અને શ્રાવકના દીકરામા જેવા ગુણ જોઇએ, તેવા ગુણ તારામા આવેલા છે, તથાપિ મારે છેવટ તને એક ખરી શી ખામણ આપી કહેવાનુ છે કે, આપણા કુટબનો બધો ભાર હુ તારા શિર ઉપર મુકુ છુ સર્વની સાથે તુ માયાળુપણે વર્તજે જૈનધર્મની જે પવિત્ર આજ્ઞાઓ ગૃહસ્થધર્મને માટે કહેલી છે, તેને તુ હમેશા યાદ રાખી તે પ્રમાણે વર્તજે જૈનધર્મના તત્ત્વરૂપ સમકિતને શુદ્ધ ભાવથી ધારણ કરજે મલિન અને નરકને આપનાર મિથ્યાત્વથી જુદા દૂર રહેજે સર્વ પ્રાણી ઉપર દયા રાખજે અને સર્વની સાથે સરલભાવથી વર્તજે બેટા, તેમા ખાસ કરીને એક બાબત ઉપર તુ વધારે લક્ષ આપજે તે બાબત એ છે કે, આપણા ઘરમા જે લક્ષ્મી છે, તેનો સદુપયોગ કરજે તે લક્ષ્મીને સાત ક્ષેત્રોમા વાવી તેના મધુર ફળ ચાખજે સર્વ ક્ષેત્રોમા જ્ઞાન ક્ષેત્ર અને ચતુર્વિધ સઘના ક્ષેત્રોની સારી સભાળ લેજે જે શ્રાવક કે શ્રાવિકો દુખી હોય, તેને તન, મન અને ધનથી સહાય કરવાને દોડી જજે

પુત્ર! આપણે લક્ષ્મીથી વૈભવ ભોગવતા હોઇએ અને આપ

ણા સાધર્મી બધુઓ, સાધર્મી માતાઓ, અને સાધર્મી બ્હેનો આપણા દેશમા કે ગામમા દુખી થતા હોય, અને આપણે તે તરફ બેદરકાર રહીએ એ કેવો જુલમ કહેવાય? પોતાના સાધર્મી બધુઓ, સાધર્મી માતાઓ અને સાધર્મી બ્હેનો દુખી થતા હોય તે તરફ ઉપેક્ષા રાખી જે શ્રાવકો પોતાની લક્ષ્મીના વૈભવ ભોગવે છે, તેઓ આ જગતમા નિંદા અને દોષના પાત્ર બને છે તેના સ્વાર્થી અને એકલપેટા શ્રાવકોને હજાર વાર ધિક્કાર છે

હે પૂજ્ય કાકા, આ પ્રમાણે શિક્ષા આપતાજ તેમને છેલ્લા શ્વાસ ચાલ્યા એટલે તેઓ પચપરમેષ્ઠીને નમસ્કારરૂપ નવકાર મત્ર ગણવા લાગ્યા અને એ પવિત્ર મત્રનુ સ્મરણ કરતા કરતાજ તેમણે પોતાના પવિત્ર પ્રાણનો ત્યાગ કરી દીધો કાકા, એ પિતાની છેલ્લી શીખામણ મારે સર્વદા સ્મરણમા રાખવાની છે અને તે શીખામણ પ્રમાણે ચાલવા હુ યાવજ્જીવિત બધાએલો છુ કાકા, કૃપા કરીને આ મારી નાની ભેટ અગીકાર કરો અને ફરી વાર જ્યારે જરૂર પડે ત્યારે આ તમારા બાળકને સભારી બોલાવજો અને તને કાંઇ પણ એવા ભક્તિ કરવાની સૂચના કરજો આ પ્રમાણે કહી દાનચદ્રે ઘણી આજીજી સાથે આનદ કરી તે ભેટ કલ્યાણને આપી પોતે ઉભો થઇ જવાની રજા માગી

આનદસૂરિ કહે છે— હે પુત્રીઓ, પછી કલ્યાણચદ્રે દાનચદ્રનો ઘણો આગ્રહ જોઇ તે ભેટ સ્વીકારી અને તેને માટે દાનચદ્રનો હૃદયથી ઘણો ઉપકાર માન્યો

ધર્મરૂપી કલ્પવૃક્ષનો પ્રભાવ કેવો મહાન્ છે? ક્યા દાનચદ્ર! અને ક્યા ખૂણે પડેલો દુખી કલ્યાણ! ધર્મના પ્રભાવથી દાનચદ્રના હૃદયમા કેવી ઉત્તમ અસર થઇ ગઈ? દાનચદ્ર ઉલટથી કલ્યાણને ભેટ આપવા ઘેર આવ્યો એ પ્રેરણા કોની? ધર્મનીજ સતી શ્રાવિકા વાણીના હૃદયની સારી ભાવનાને લઇને દાનચદ્રના હૃદ-

ચમા દયા ઉત્પન્ન થઈ આવી અને તે પાચસો રૂપીઆની મોટી ભેટ લઇ વાણીના ઘરમા દોડી આ યો હતો વિનોદચદ્ર પોતાના દુર્બુદ્ધિને વશ થઇ સ્ત્રીના કહેવાથી પોતાના માતાપિતાને તરછોડી જુદો પડી ગયો પણ શુદ્ધ ભાવથી આચરેલો ધર્મ તેના માતાપિતાથી કદિ પણ જુદો પડવાનો નહીં તે આલોક અને પરલોક બનેમા સાથેજ રહેવાનો

બ્હેનો, આ ઉપરથી તમારે એવુ શિક્ષણ લેવાનુ છે કે, હમેશા શુદ્ધ ભાવથી ધર્મ આચરવા પ્રયત્ન કરવો જે કામ માતા, પિતા, બધુ, પુત્ર પુત્રી અને બીજા સબધીઓથી નથી બની શકતું, તે કામ જૈનધર્મની આરાધનાથી બની શકે છે ધર્મના મહાન્ પ્રભાવથીજ કલ્યાણ અને વાણીએ વૃદ્ધાવસ્થામા સુખ મેળવ્યુ હતુ

શીળચદ્રનો પુત્ર દાનચદ્ર કલ્યાણને ભેટ આપી પોતાને ઘેર ચાલ્યો ગયો તે પછી તે દર આઠ દિવસે કલ્યાણને ઘેર આવતો અને તે દુખી દ્રપતિને બધા પ્રકારની સહાય આપતો હતો ધર્મના ઉપાસક એવા તે કલ્યાણ અને વાણી બને દપતીએ દાનચદ્રની પાસેથી પોતાના પુત્ર વિનોદચદ્રથી પણ વધારે સુખ મેળવ્યુ હતુ બ્હેનો, રાજનગરના સઘમા વિનોદચદ્રની ભારે નિંદા થતી હતી વિનોદચદ્રને જોઇ લોકોને તિરસ્કાર ઉપજતો હતો કોઈ પણ માણસ તે પિતૃદ્રોહી અને માતૃદ્રોહી વિનોદચદ્રને માન આપતુ ન હતુ, તેમ તેને પ્રેમથી બોલાવતુ ન હતુ કેટલાએક લોકો તો વિનોદચદ્રને મોઢે પણ ઘણો ઠપકો આપતા હતા તે સાથે તેની દુષ્ટ સ્ત્રી જડાવને પણ શ્રાવિકાઓ અને શ્રાવકો તિરસ્કાર આપતા અને તેની તરફ ભારે અણગમો બતાવતા હતા

જડાવના માપુનુ ઘર તેજ ગામમા હતુ અને તેથી જડાવ ઘણીવાર પોતાને પિયર જતી આવતી હતી એક વખતે જડાવ પો-

તાના બાપને ઘેર આવી ત્યારે તેની મા અને તની બ્હેનો ત્યા હા-જર હતી જડાવને કુદન નામે એક મોટી બ્હેન હતી, તે ઘણી પવિત્ર અને ધર્મી હતી તેનો પતિ એક સદ્ગુણી શ્રાવક હોવાથી કુદન પોતાના ઘર ન નારમા સારી રીતે વર્તનારી શ્રાવિકા થઇ હતી તેણીએ પોતા ી બ્હેન જડાવની નિંદા સાભળી હતી અને જડાવ પોતાના પૂજ્ય સાસુ સસરાનો અનાદર કરી પતિની સાથે જુદી રહે છે, એ વાત પણ તેણીના જાણવામા આવી હતી આથી તે ચતુર શ્રાવિકાના મનમા થયુ હતુ કે પોતાની નાની બ્હેન જડાવને તે વિષેનો ઠપકો આપવો અને તેને સારી રીતે સમજાવવી

જડાવ જ્યારે પોતાના બાપને ઘેર આવી ત્યારે તેની માએ તેને આવકાર આપ્યો પણ તેની પાસે બેઠેલી કુદન કાઈ પણ બોલી નહીં જડાવ કુદનની સામે જોયુ, એટલે તે અવળુ મુખ કરીને બેઠી પોતાની મોટી બ્હેને જ્યારે આ પ્રમાણે કર્યું, એટલે જડાવને ઘણી રીસ ચડી ગઈ તત્કાળ તેણે પોતાની માને કહુ મા, આ મોટી બ્હેન, મારી સાથે કેમ બોલતી નથી? વળી તે મારી તરફ અવળુ મુખ કરી કેમ બેઠી છે? મે શુ કાઈ તેનુ બગાડયુ છે? જડાવના આવા વચન સાભળી જડાવની મા બોલી—બેટા! કુદન, આ તારી નાની બ્હેન જડાવની સાથે તુ કેમ બોલતી નથી? મોટી બ્હેને નાની બ્હેનની સાથે એમ ન રાખવુ જોઇએ માતાના આવા વચન સાભળી કુદન ગુસ્સે કરીને બોલી—મા, તમારી આગળ સાચેસાચુ કહેવુ જોઇએ જે દીકરી માની આગળ જૂઠુ બોલે તે ઘણી પાપિણી ગણાય છે તેમ વળી માતાની પાસે કાઈ જાતનુ છલકપટ ન રાખવુ જોઈએ જે વાત બની હોય તે માતાની આગળ ખુલે ખુલી કરી દેવી જોઈએ

કુદનના આવા વચન સાભળી તની માએ કહ્યુ, કુદન,

શુ છે ? જે કહેવાનુ હોય તે કહી દે પછી કુદન ઉચે સ્વરે બોલી—મા, આ જડાવે નારી કૂખને લજાવી છે અને માગ પિતાના નામને કલક લગાડયુ છે તે અવિચારી બાળાએ તેના ધણીને અવળે રસ્તે ચડાવી કુળવાન્ સ્રીને ન ઘટે તેવુ કામ ર્યુ છે માતાએ ઇંતેજારીથી પુછયુ, જડાવ, આ મોટી બ્હેન શુ કહે છે ? તે એવુ કામ શુ કર્યુ છે ? જડાવ નીચુ જોઇ રહી એટલે કુદન બોલી—મા, તે મૂર્ખી પોતાના વૃદ્ધ માગસ સરાથી જુદી થઇ છે અને પોતાના પતિને અવળુ સમજાવી જુદા કર્યા છે આથી તેના સાસુ સસરા બહુ દુખી છે અને લોકોમા તેની ઘણીજ નિદા થાય છે કેટલાએક સૈરાઓ તેને માટે મને પણ ઠપકો આપે છે અને ન બોલાય તેવુ બોલે છે દેહેરે, ઉપાશ્રયે, દરેક શેરીએ અને ચૌટે જડાવનીજ નિદા ભરેલી વાતો થાય છે અને લોકો તેણીને ઘણોજ ધિક્કાર આપે છે માતા, આથી કરીને મને તેની ઉપર ઘણો કટાળો આવે છે કારણકે હુ તેની બ્હેન થાઉ છુ, એમ ધારી લોકો મારી પણ નિદા કરે છે તેવી એવી દુષ્ટ બ્હેનની સાથે બોલવુ પણ મને યોગ્ય લાગતુ નથી

કુદનના આવા વચન સાભળી તેની માતાને પણ હૃદયમા શોક થઇ આવ્યો અને તેણીએ નિસાસો મુકી જણાવ્યુ, બ્હેન જડાવ, આ કુદન કહે છે, તે વાત ખરી છે ? જડાવ નીચુ જોઇ રહી તેણીએ કાઇ પણ ઉત્તર આપ્યો નહીં તેણીના નેત્રમાથી આસુની ધારા ચાલવા માડી બ્હેનો, આ વખતે જડાવના હૃદયમા જુદીજ અસર થઇ ગઇ હતી કુદને તેને મુખ ફેરવીને કહ્યુ, તે સાભળતાજ તેણીને મોટો પશ્ચાત્તાપ થઇ પડ્યો હતો વળી તે પહેલા પણ ઘણા લોકો જડાવને ઠપકો આપતા અને જડાવને તે ઘણી વાર સાભળવુ

પડતુ, આ બધી અસર તેણીના મન ઉપર થઈ ગઇ અને તે અચાનક કરી ગઇ હતી પોતે નાસૂ મનગને ભારે દુખ આપ્યુ છે, એ બાબતની ચિંતારૂપ અગ્નિએ તેના હૃદયને બાળવા માડ્યુ હતુ થોડી વાર પછી ચિંતાતુર થયેલી જડાવ મદ સ્વરથી બોલી—મોટી બ્હેન! આ તારી નાની બ્હેન ખરેખર નિંદાને પાત્ર છે એ પાપિણીનુ મુખ જોવા લાયક નથી માતપિતા જેવા પૂજ્ય સાસૂ સસરાને પીડનારી અને પતિને અવળે માર્ગે ચડાવનારી આ સ્વાર્થી અધમમી જ્યા બેઠી હોય, તે ભૂમિ પણ અપવિત્ર છે મોટી બ્હેન, મારાથી દૂર રહેજો માતા, તમે પણ મારો સ્પર્શ કરશો નહીં આ નીચ પુત્રીનુ મુખ જોવુ કદિ પણ યોગ્ય નથી મે મારા સ્ત્રીજીવનને કલકિત કર્યું છે વૃદ્ધાવસ્થામા દુખી થઇ પડેલા અને પરાધીન બની ગયેલા સાસુ સસરાને જુદા કરી રીબાવનારી આ દુષ્ટ નારીને હજાર વાર ધિક્કાર છે, હુ આ જડાત પાપના જડાવવાળી છુ મારા રોમેરોમમા પાપ જડેલા છે આ પ્રમાણે કહી તે જડાવ બેઠી થઈ અને પોતાની મા તથા મોટી બ્હેનને પગેલાગી તેણીએ વિનયથી જણાવ્યુ —માતા અને મોટી બ્હેન, હુ મારે ઘેર જાઉં છુ અને દુખી અવસ્થામા પડેલા મારા પૂજ્ય સાસુ સસરાની આગળ મારા અપરાધ ખમાવી તેમની સેવા કરવામા સામેલ થાઉં છુ આજ દિન સુધી હુ સ્વાર્થનાગાઢ અધકારમા પડી હતી હવે મારા હૃદયના અધકાર ઉપર મારા પુણ્યનો થોડો થોડો પ્રકાશ પડતો જાય છે

આનદા કહે છે—બ્હેનો, આ પ્રમાણે કહી જડાવ પોતાને ઘેર ચાલતી થઇ, તેની મા અને તેની મોટી બ્હેન કુદન આ પ્રમાણે જડાવના સ્વભાવમા અકસ્માત્ મોટો ફારફેર થઇ ગયેલો જોઇ આશ્ચર્ય પામી ગયા કુદન પોતાના હૃદયમા સ-

તોષ પામી અને પોતાની નાની બ્હેનના સ્વભાવમા મોગ સુધારો થયો, તેને માટે તેણીના હૃદયમા આનંદ આવ્યો પછી કુંદન અને તેની મા જડાવની વાતો કરી જુદા પડયા અને સુધરી ગયેલી જડાવને ફરીવાર મળવાનો નિશ્ચય કરી મા દીકરી બન્ને જુદા પડયા

ન્હેનો, મદી જડાવે પોતાને ઘેર આવી પોતાના પતિની આગળ પોતાના બધા સાગ વિચારો દર્શા યા અને ઘણોજ પસ્તાવો કર્યો સ્ત્રીના મન ઉપર નાચનારૂ અને ગમાતુ ચમકતુ બનેલો વિનોદચંદ્ર પણ તરતજ ફરી ગયો બન્ને સ્ત્રી પુરૂષ જ્યા દર્શાણુ અને વાણી ન્હેતા હતા, તે ઘરમા આવ્યા વિનોદ અને જડાવ ઘરની અંદર દાખલ થતા, ત્યા વાણી વિલાપ કરતી તેમના જોવામા આવી વિનોદ અને જડ ને વાણીના ચરણમા પ્રણામ કયા

વાણી દીકરાને અને દી કરી ને વહુને જોઈ હૃ યમા આશ્ચર્ય પામી, પ ણ એ પુત્ર મન માતાનુ હૃદય પુત્ર અને પુત્રવધૂને જો ઈ ખુશી થઈ ગયુ "છેરૂ કછેરૂ થાય પણ માતા કુમાતા ન થાય" એ કહેવત પ્રમાણે શ્રાવકમાતા વાણીના હૃ યમા પ્રેમ ઉત્પન્ન થયો આજ દિનસુધી પુત્રે અને પુત્રવધૂએ જે અપરાધો કર્યાં હતા, તે તેણીએ ખમાવી લીધા અને શોકને ઠેકાણે હૃદયમા આનંદ ઉત્પન્ન થઈ આ યો વિનોદચંદ્ર જે હાથ જોડી બોલ્યો— માતા, કેમ રૂદન કરો છો ? આ અપરાધી પુત્રના અપરાધ ક્ષમા કરી શોક થવાનુ જે કારણ હોય ત જણાવવા કૃપા કરશો પછી જડાવે પણ વિનયથી બે હાથ જોડી જણાવ્યુ,—પૂજ્ય સાસૂ, આ તમારા પુત્રના કરતા વિશેષ અપરાધી હુ બની છુ તમારા નિર્દોષ પુત્રમા જે દોષ ઉત્પન્ન થયો હતો, તે મારે લીધેજ થયો હતો મે મારા પિતાના અને પતિના કુળને કલંકિત કર્યુ છે મા

રા જેવી પાપિણી શ્રાવિકા કોઈજ હશે વીર ભગવાનના ધર્મ કુળમા મારો અવતાર થવો કોઈ રીતે યોગ્ય નથી શ્રાવિકા એવા પવિત્ર નામને હુ કોઈ રીતે લાયક નથી આ ભરતક્ષેત્ર શ્રાવકકુળ અને જૈન ધર્મની પ્રાપ્તિ મે એ ત્રણ રત્નોને પ્રમાદથી ગુમાવ્યા છે પૂજ્ય સાસુજી, અને પૂજ્ય સસરાજી, માતપિતાના ભક્ત એવા તમારા પુત્રને મે તેના સ્વકર્તવ્યમાથી ભ્રષ્ટ કરેલ છે એટલુજ નહીં પણ માતપિતાની ભક્તિથી સ્વર્ગની ભૂમિને અધિકારી થયેલા તમારા પુત્રને મે નરકના અધિકારી કરેલ છે મારા જેવી અધમ શ્રાવિકા કોણ હશે? હે શ્રાવક બ્હેનો, તમારામાથી કોઈ પણ મારા જેવી અધમ શ્રાવિકા થશો નહીં તમારા પતિને અવળી સલાહ આપી તેના પૂજ્ય માતાપિતાથી જુદા કરશો નહીં માતપિતાની ભક્તિવાળા તમારા કુલીન પતિને તમારા પાશમા નપડાવી માતપિતાની દિવ્ય ભક્તિને છોડાવશો નહીં જો તમે મારી જેમ નીચ થશો અને તમારો નીચ સ્વાર્થ સાધવા પતિને વિપરીત માર્ગે ચડાવશો, તો તમારે મારી જેમ પશ્ચાત્તાપ કરવા પડશે આ સસારમા શ્રાવકકુળમા જન્મ થવો દુર્લભ છે, તેમા પણ શ્રાવિકાનો જન્મ જે ઘણોજ કીંમતી ગણાય છે, તે આવા દુરાચારથી કલકિત કરશો નહીં શ્રાવિકાનો જન્મ શામાટે કીંમતી ગણાય છે? એનો તમે વિચાર કરજો આજ દિન સુધી હુ અધારામાજ રહી હતી મે જ્યારે પુખ્ત વિચાર કરી જોયુ, ત્યારે મારા જાણવામા આવ્યુ કે, શ્રાવિકાજન્મ ખરેખર કીંમતી છે શ્રાવિકા એ સઘના સર્વ પ્રકારની માતા છે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ બધાની ઉત્પત્તિ શ્રાવિકામાથી જ છે શ્રાવકના વિદ્વાન્ અને પરાક્રમી સતાનો શ્રાવિકા માતાના ઉદરમાથી ઉત્પન્ન થાય છે એવી શ્રાવિકા જો દુરાચારી

થાય તો ધર્મનો પ્રભાવ નાશ પામી જાય વીર ધર્મના ધર્મ વીરોની માતા શ્રાવિકાઓએ સર્વદા દુરાચારથી દૂર રહેવું જોઈએ

આનંદા કહે છે—બ્હેનો, આ પ્રમાણે જડાવના વચનો સાભળી વાણીના હૃદયમા ઘણોજ આનંદ આવી ગયો તે પ્રેમી માતા ઉભી થઇ પોતાના પુત્રને તથા પુત્રવધૂને ભેટી પછી પછી વાણી ગદ્‌ગદ્ સ્વરે બોલી—બેટા, વિનોદ, ગઈ કાલની રાતથી તારા પિતા અસાધ્ય થઈ ગયા છે તેઓને કોઈ જાતનું ભાન રહ્યુ નથી કાંઈ પણ બોલતા નથી જ્યારે હુ તેમના કાનમા ઉચે સ્વરેથી બોલુ છુ, ત્યારે તેઓ માત્ર માડ હળવેથી "नमो अरिहंताणं" એટલુ પદ બોલે છે તેમના હૃદયમા અને દરેક જ્ઞાન ઇંદ્રિયોમા પંચપરમેષ્ટીનુ સ્મરણ વર્તતુ હોય, તેમ લાગે છે બેટા, તમની આવી સ્થિતિ જોઈ મને અત્યારે તારૂ સ્મરણ થયુ હતુ અને તેથીજ મને રૂદન આવ્યુ હતુ પુત્ર, તારા પિતાની પાસે જા, અને તેમના કાનમા ઉંચે સ્વરેથી કહે કે, હુ વિનોદચંદ્ર તમારા ઘરમા આવ્યો છુ આખર અવસ્થાએ પણ જો તારા આવવાના ખબર તારા પિતા જાણશે, તો તેમના હૃદયમા શાંતિ અને સંતોષ થશે

વાણીના કહેવાથી વિનોદચંદ્ર કલ્યાણની પથારી પાસે આવ્યો અને વિનયથી પિતાના ચરણમા નમસ્કાર કરી પાસે આવી તેણે કાનમા નીચે પ્રમાણે કહ્યુ—

"બાપા, હુ તમારો વિનોદ તમારી પાસે આવ્યો છુ મારા અપરાધ ક્ષમા કરજો તમારા પવિત્ર હૃદયમા મારે માટે જે અસંતોષ હોય, તે દૂર કરજો બાપા, હવેથી હુ મારી માની સાથે રહીશ અને તેમની સેવા કરી મારા શ્રાવકજીવનને કૃતાર્થ કરીશ વીરપરમાત્માના ધર્મના પસાયથી તમારા આત્માને શાંતિ મળો"

કલ્યાણે વિનોદના આવા વચનો સાભળ્યા અને તેથી તેના અતઃકરણને સતોષ પ્રાપ્ત થયો તેજ પછી ક્ષણવારે પચપરમેષ્ઠી ના પવિત્ર મત્રનું સ્મરણ કર્યો અને તેનુજ ધ્યાન મગ્નો કલ્યાણ-નો કલ્યાણમય આત્મા તેના પુણ્ય અને પાપને સાથે લઈ પરલો કમા ચાલ્યો ગયો

આનદા કહે છે,—બ્હેનો, પોતાના પિતા કલ્યાણને વિનોદ સતોષ આપી શક્યો નહી એ વિષે વિનોદને ઘણો પશ્ચાત્તાપ થયો હતો પછી વિનોદચદ અને જડાન બને પોતાની માતા વાણીની સાથે રહ્યા હતા અને તેમણે શુદ્ધ મન, વચન અને કાયાથી માતા-ની પરમ ભક્તિ કરી હતી આ વાર્ત્તા નગરમા ફેલાયાથી સઘના લોકો પાછી તેમની નગમા કરવા લાગ્યા હતા

આનદા કહે છે—હે પુત્રી લલિતા અને બીજી બ્હેનો, આ વાર્ત્તા ઉપરથી તમારે ઘણો બોધ લેવાનો છે તમારે કદિ પણ પોતાના પતિને ભભેરી તેના માબાપથી જુદો કરવો નહીં અને એવી નીચ સ્વાર્થબુદ્ધિ ન ધરવી નહી જો તમે એવુ હલકુ કામ કરશો, તો તમારે જડાનની જેમ સન્તાપ પડશે

ધર્મદાન શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનદાએ તે કલ્યાણ અને વાણીની વાર્તા પૂરી કરી એટલે પ્રેમના હૃદયમા અતિ આનદ પામતી બોલી—આનદા બ્હેન, તમારી આ વાર્તા સાભળી ઘણોજ આનદ આવ્યો છે આ લલિતા, ચચળ, પ્રેમ, પુતળી અને પાની જેવી ઉછરતી છોકરીઓને આ વાર્ત્તા ઘણી બોધ લેવા લાયક છે પવિત્ર શ્રાવિકા, તમારા જીવનને, તમારા પ્રવર્તનને અને તમારા જ્ઞાનને હજારવાર ધન્યવાદ ઘટે છે હે પવિત્ર નની ! હે શ્રાવિકારત્ન, તમારા મુખની મધુર વાણી સાભળ-વાને અમે જે આ ભાગ્યશાળી થયા છીએ, તે અમારા પૂર્વના પુણ્યનો પ્રતાપ છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પ્રેમદાના આ પ્રશંસા ભરેલા વચનો સાભળ્યા તોપણ નિર્મળ બુદ્ધિની આનંદાના મનમા કાંઈ પણ અભિમાન આવ્યુ નહીં તેણીએ વિનયથી એટલુજ કહ્યુ કે, પ્રેમદા બ્હેન, હુ એમા કાંઈ ભારે કામ કરતી નથી દરેક શ્રાવિકાનો એ ધર્મ છે કે, તણીએ પોતાના જીવનમા પરોપકાર કરવો જોઈએ અને પોતાથી જે બને તેટલી સાધર્મી બંધુઓની સેવા કરવી જોઈએ આ પ્રમાણે કહીને આનંદા બોલી કે, બ્હેનો! આપણી ઉપદેશ વાર્તા બંધ કરવાનો સમય થઈ ગયો છે હવે આવતી કાલે પાછી બોધ લેવા યોગ્ય બીજી ઉપદેશ વાર્ત્તા શરૂ કરીશુ, બોલો "માનીશ્વર ભગવાનની જય"

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પછી આનંદાએ પોતાની ઉપદેશ વાર્તા બંધ કરી એટલે રમ, પૂતળી, ચંચળ, જયા, પ્રમદા, અને પાતી વગેરે પોતપોતાને સ્થાને ચાલતા થયા ચાલતી વખતે બધી શ્રાવિકાઓએ આનંદાને પ્રેમથી પ્રણામ કર્યો અને તેની પ્રશંસા કરતા કરતા તે સર્વે પોતપોતાને ઘેર ચાલતા થયા હે શ્રાવિકાઓ, આજે આપણો પણ ઉપદેશ વાર્તા બંધ કરવાનો વખત થઈ ગયો છે, તેથી હવે આપણો ધર્મવાર્ત્તા સમાપ્ત કરીએ તે વખતે "આદીશ્વર ભગવાનની જય" એવા ધ્વનિથી શ્રાવિકા શાળા ગાજી ઉઠી





# દિવસ ૧૪ મો.

જયા— (દિવસ ઉગ્યા પહેલા ઊઠીને)

રાગ પ્રભાત.

જય જિનેશ જગતૂપતિ શ્રી દેવાધિદેવા,
[1]શુદ્ધ કાય મન વચે, કરૂ પ્રભુની સેવા   જય ૧
હો દયાળુ [2]ધર્મધાર, ચરણ કમળ સેવા,
આપવા કૃપા કરો, કૃપાળુ જ્ઞાનમેવા   જય ૨
અનાદિ જગતજાળમા, ભમે છે જીવરાશિ,
કર્મજાળથી મલિન, તે કરો [illegible]   જય ૩
કષાયથી [3]કપાઇને, [4]કુજીવ કષ્ટ પામે,
કરો કૃપા કૃપાળુ જીવ, શાન્તિમા વિરામે   જય ૪
અનંત કાળ કર્મ કરી, સમય તે ગુમાવે,
નિરખી નાથ પ્રેમથી, જે ભાવના ન લાવે   જય ૫
જન્મ શ્રાવિકા ધરી, સ્વધર્મ જે ન ધારે,
કરો પ્રભુ સુપ્રેરણા, સ્વજન્મ તે સુધારે   જય ૬

---

૧ શુદ્ધ મન, વચા અને કાયાથી [illegible]
[illegible]

विजय वीर बाळिकानो विजय वीर करो,
विजयवाणी १उच्चरी, स्वधर्ममाहि २प्रेरो जय

જયા આ પ્રમાણે પ્રભાતીયુ ગાઈ પ્રભુનુ સ્મરણ કરે છે, સોમચદ જાગી શુદ્ધતાથી તૈયાર થઈ સામાયિક લઈ એકાંત બેસે છે સામાયિકમા મૌન ધરી સામાયિક પારી સોમ તેમાથી પરવારે છે, ત્યા જયા તેની પાસે આવે છે અને નીચે માણે કહે છે —

**જયા**—સ્વામીનાથ! આજે શી સેવા કરવી છે?

**સોમચદ**—શ્રાવિકા, જે તમારી ઈચ્છામા આવે તે કરો

**જયા**—સ્વામી, મારી ઈચ્છા ના ગમની છે, આપની ઈ પ્રમાણે મારે ચાલવાનુ છે

**સોમચદ**—પ્રિયા, એવો કાઈ નિયમ નથી, કે, સ્ત્રી હમે પુરૂષની ઈચ્છા પ્રમાણે ચાલે કોઈ વાર પુરૂષે પણ સ્ત્રી ઈચ્છા પ્રમાણે ચાલવાનુ છે

**જયા**—એ વાત ખરી છે, પણ સ્ત્રીના કરતા પુરૂષની પ્રધાન જણાય છે સ્ત્રી સેવિકા છે અને પુરૂષ સેવ્ય એટલે સેવ યોગ્ય છે તેથી સ્ત્રીના કરતા પુરૂષનુ પ્રાધાન્ય વિશેષ છે અને સર્વ રીતે ઘટે છે

**સોમચદ**—સદ્ગુણી શ્રાવિકા, એ વાત તો ઠીક પણ આ મારે માથે એક પચાત આવી પડી છે

**જયા**—સ્વામીનાથ, એવી શી પચાત આવી પડી છે? કહેવા યોગ્ય હોય તો કહો

---

૧ ઉચ્ચારી ૨ પ્રેરણા કરો

સોમચંદ—પ્રિયા, આપણા ગામમા પદ્મશ્રી નામે એક સાધ્વીજી આવ્યા છે, તેઓના ઉપાશ્રયમા ઘણી વિધવા અને સધવા શ્રાવિકાઓ એકઠી થાય છે તે વાત તમે સાભળી હશે ?

જયા—હા, એ વાત મે સાભળી છે, એટલુજ નહી પણ એક બે વખત હુ તેમને ઉપાશ્રયે પણ ગયેલી છુ

સોમચંદ—તે સાધ્વીજી કેવા છે ?

જયા—તેઓ ખરેખર સાધ્વીજી નથી સાધ્વીજીએ કેવી રીતે વર્ત્તવુ જોઇએ ? અને સાધ્વીનો શો ધર્મ છે ? એ વાત પણ તેઓ જાણતા નથી, એમ ગામમા કહેવાય છે

સોમચંદ—એ વાત તમે ક્યાથી સાભળી ?

જયા—મે તેમની કેટલીએક વાત ગામમાથી સાભળી છે. તે શિવાય અમારા ધર્મમાતા આનદા ડાકીજીએ પણ તેમને માટે કેટલુ એક કહેલુ છે

સોમચંદ—ત્યારે તમે આજકાલ તેમને ઉપાશ્રયે જતાં હતા કે નહીં ?

જયા—ના, જ્યારથી ધર્મમાતા આનદા ડાકીજીએ અમને કહ્યુ છે, ત્યારથી કોઈ વાર હુ તેમને ઉપાશ્રયે ગઈ નથી

સોમચંદ—વખતે ગયા હશો, સભારી જુઓ

જયા—ના સ્વામી, હુ ખરેખર કહુ છુ આપની આગળ કદિ પણ અસત્ય બોલુ નહીં પોતાના પતિની આગળ જુઠુ બોલવુ, એ મોટામા મોટુ પાપ છે તેમ વળી જો હુ ત્યા જવાની હોઉંતો આપની રજા વિના કેમ જાઉ ? પતિની રજા લીધા શિવાય સ્ત્રીએ કોઇ પણ ઠેકાણે જવુ ન જોઇએ એ વાત મે મારા હૃદયમા દૃઢ કરી છે

**સોમચંદ**—(ખુશી થઈને) પ્રિયા, તમે કહો છો તે ખ
વાત છે જ્યારથી આનંદા ડાકીના પવિત્ર પ્રસંગમા તમે એક
છો, ત્યારથી તમારૂ શ્રાવિકાજીવન ઉંચ શિખરપર આવતુ
છે અને મને તેનો અનુભવ સારી રીતે થતો જાય છે એ પ
ર ધર્મમાતાએ આપણા શ્રાવકસસારને ઉન્નતિમા લાવી મુ
છે તેમના એ ઉપકારનો બદલો આપણાથી કદિ પણ વાળી શ
તેમ નથી એવી ઉપકારી શ્રાવિકાઓથીજ વીરશાસનનો મહ
પ્રભાવ વધવાનો છે

*જયા*—સ્વામી હવે તમે શી ઉપાધિમા પડ્યા છો? તે વ
આગળ ચલાવો

**સોમચંદ**—શ્રાવિકા તે પદ્મશ્રીના ઉપાશ્રયમા જી
નામે એક બાળ વિધવા શ્રાવિકા જતી આવતી હતી જીવીની
પર સાધ્વીજી પદ્મશ્રીની સારી પ્રીતિ હતી જીવી રાત્રિ દિ
પદ્મશ્રીને ઉપાશ્રયેજ રહેતી હતી અને તે સા ધ્વીજીની સેવા શુ
ભાવથી કરતી હતી

*જયા*—સ્વામીનાથ, એ **જીવી** કોની દીકરી અને કોના
ની વહુ છે? તે આપ જાણો છો?

**સોમચંદ**—સાભળો તો ખરા, હુ તમને એ બધી વાત
છુ **જીવી**ના પિતાનુ નામ ભાવચંદ છે તે આપણા ગામમા
સારો પ્રતિષ્ઠિત શ્રાવકગૃહસ્થ કહેવાય છે ભાવચંદ્રનુ કુટુબ ધ
મા અને સદાચારમા પ્રખ્યાત છે તેની સાથે તે એક સારો ધનવ
પણ કહેવાય છે ભાવચંદ્રને કાપડનો વ્યાપાર છે અને તે વ્યાપાર
તેણે પ્રમાણિકતાથી સારો પૈસો મેળવ્યો છે

તે જીવીને આજ ગામમા **સાકરચંદ** નામના એક શ્રા
ગૃહસ્થના દીકરાની સાથે પરણાવી હતી સાકરચંદ કુનો પ્રખ્ય

વ્યાપારી છે તે પણ ધર્મબુદ્ધિવાળો અને આસ્તિક છે જેનો પોતે આસ્તિક અને ધર્મી છે, તેની તેની સ્ત્રી નથી તેથી તેના ઘ રમા જોઈએ તેવો શ્રાવકનો આચાર પળાતો નથી કારણકે, ઘરનો સદાચાર પાળવામા પુરૂષોના કરતા સ્ત્રીઓની વધારે આવશ્યકતા છે પુરૂષો ગમે તેવા આસ્તિક અને ધર્મી હોય પણ જો તેમની સ્ત્રી ઓ આસ્તિક તથા ધર્મી ન હોય તો તેમના ઘરમા સદાચાર સચ વાતો નથી ઘરનો આચાર પાળવો એ સ્ત્રીઓનુજ કામ છે સાકરચદની સ્ત્રીનુ નામ ગોમતી છે ગોમતીના પીયરમા શ્રાવક ધર્મની શ્રદ્ધા ઓછી હોવાથી ગોમતીએ ખરેખરી ધર્મની કેળવણી લીધી ન હતી તેથી તે ધર્મ કાર્યમા અને સદાચાર પાળવામા બેદ રકાર રહેતી હતી

સાકરચદ અને ગોમતી—એ બન્ને સ્ત્રી પુરૂષનો શ્રાવકસ સાર એક પક્ષી ચાલતા હતો પુરૂષ આસ્તિક અને સ્ત્રી નાસ્તિક એ જોડાનો સ સાર એક પડાલીઆ ગણાય છે તેવા સ સારની ગાડી ગબડતી ગબડતી ચાલે છે અને વખતે તે અટકી પણ પડે છે સાકરચદે કદમૂળ લીલોતરી અને બીજા અભક્ષ્યનો ત્યાગ કર્યો હતો ત્યારે ગોમતી કોઈ કોઈ વાર તેનુ ભક્ષણ કરતી હતી સાકર- ચદ રાત્રિ ભોજનનો નિયમ લઈ બરાબર ચાલતો હતો ત્યારે ગો- મતી તે નિયમ અવિચલપણે ગણતી ન હતી કોઈ કોઈ વાર છ ાની રીતે ઘરમા બેસી રાત્રિ ભોજન કરતી હતી જૈન ધર્મના પ્રખ્યાત પર્વમા ગોમતી વ્રત પચ્ચખાણ કરતી પણ તે લાજથી અને લોકોને બતાવાને કરતી હતી તેણીના હૃદ યની આસ્થા તે ઉપર દૃઢ ન હતી કોઈ કોઈ વાર તો તે તળીયાનુ ખાનુ બનાવી પર્વના દિવસોમા પણ એ વખત જમતી અને બીજાને ઉત્તર ધને ઓગે ટેવ પાડી તે વિષે અપશોષ બતાવતી હતી

આ સાકરચદ અને ગોમતીને એક દીકરો અને બે પુત્રીઓ

હતી તે દીકરો જુવાન થયો ત્યારે તેને ક્ષય રોગ લાગુ પડતા તે ભરજુવાનીમાજ મૃત્યુ પામી ગયો હતો તેના મરણથી સાકરચદ અને ગોમતી બન્ને શોકમય અવસ્થામા આવી ગયા હતા તે પુત્ર ની સાથે ભાવચદ્રની દીકરી જીવીનો વિવાહ કરવામા આવ્યો હતો તેનુ મરણ થવાથી જીવી બાળવિધવા થઈ હતી જીવીએ પોતાના પિતાને ઘેર ધર્મની સારી કળવણી લીધેલી, તેથી તે જૈન ધર્મની સારી આસ્તિક હતી તે ધર્મની કેળવણી તેના વૈધવ્યરૂપ દુ ખના દરિયાને ઉતરવામા નાવિકરૂપ થઈ હતી માતા તરફથી મળેલી કેળવણીથી જીવીના હૃદયમા જ્ઞાનનો પ્રકાશ થઇ રહ્યો હતો, પણ અજ્ઞાની સાસુના સહવાસમા રહેવાથી તે પ્રકાશ થોડો થોડો ઓ ઓછો દેખાતો હતો

" જેવી સગત તેવી અસર " એ ખરેખરી વાત છે દરેક સ્ત્રી કે પુરૂષ સગતથી સારા નરસા ગુણો ધારણ કરે છે મોમનનો પ્રભાવ કદિ પણ દેખાયા વગર રહેતો નથી તેમા ખાસ કરીને ઉછરતી વયના બાળકો અને બાળિકાઓ ઉપર તેની ઘણી જલદી અસર થાય છે જીવીને તેમજ બન્યુ હતુ જીવીના હૃદય ઉપર જે અસર તેની માતા તરફથી હતી, તે અસર તેની સાસુના સહવાસમા ઉડી ગઈ હતી જીવી પરણ્યા પછી પોતાને સાસરે વધારે રહેતી હતી તેમા જ્યારે તે વિધવા થઈ ત્યારે તેના માબાપે લાંબો વિચાર કરીને જીવીને સાસરેજ રાખી હતી કારણકે, તરૂણવિધવાને ઘેર રાખવી, તે ઘણું જોખમ ભરેલુ છે, જુવાન વિધવા છોકરી પીયરમા રહેવાથી તેને બગડવાનો વધારે સભવ છે, કારણકે, પીયરમા મા બાપને હાથે લાડમા ઉછરેલી છોકરીની ઉપર જેવુ જોઇએ તેવુ દબાણ થઈ શકતુ નથી વિધવાપણાના દુ ખમા દબાએલી દીકરીને વારવાર રોકી ટોકીને નિયમમા રાખવી, એ દયાળુ માબાપથી બની શકતુ નથી વળી કદિ તેઓ તેમ કરવા ધારે તો લાડમા ઉછરેલી

છોકરી પોતાના માબાપને ગણતી નથી અને તેથી તે ઘણે ભાગે સ્વતંત્ર રીતે વર્તે છે જ્યારે સ્ત્રી સ્વતંત્ર થઇ એટલે તેણીનામાં જ લઈ બગાડ થવાનો સંભવ છે આવો વિચાર કરી જીવીના સુજ્ઞ માબાપ જીવીને પોતાને ઘેર રાખવા આગ્રહ કર્યો ન હતો વિધવા અવસ્થા ગાળવાને માટે તેણીને તેને સાસરીઆમાં રાખવામાં આવી હતી, કારણકે, સાસરીઆમાં સ્ત્રીને સ્વતંત્રતા મળી શકતી નથી વળી સાસૂના દબાણમાં રહેવું પડે છે, એટલે તે ભયને લઈને તેમજ થોડી લાજને લઈને એકદમ ઉંચુ માથુ કરી શકતી નથી તેમ કરતા જો તે વહુ સ્વતંત્ર થવા જાય છે તો તેની સાસૂ અથવા નણંદ તેને તરત દબાવી દે છે તેમાં પણ સધવા કરતા વિધવાની ઉપર સાસૂનો અંકુશ વધારે રહી શકે છે સધવા વહૂ વખને પોતાના પતિના પ્રભાવથી સાસૂની અવગણના કરી સ્વતંત્ર બનવા જાય છે, અને જો તેનો પતિ ભણેલો, કમાઈ શકે તેવો અથવા મોઢે ચડાવેલો હોય તો તે વહૂ નાગી થઈને સ્વતંત્ર થઈ શકે છે —"ધણીની માનેતી કહ્યો તે કરે" આ કહેવતપ્રમાણે તેવી સ્ત્રી સાસરીઆને ગણતી નથી એટલુ જ નહીં પણ વખને સાસરીઆનુ અપમાન કરી પોતે બધા ઘરની સ્વામિની બની જાય છે

હે પ્રિયા, એ પ્રમાણે જીવી તેના સાસરીઆમા રહેતી હતી સાસૂના સહવાસથી તેણીના આચાર વિચારમા ફેર પડી ગયો હતો, તોપણ માતા તરફથી લાગેલા ધર્મના બધા સંસ્કારો તેણીએ તદ્દન ગુમાવ્યા ન હતા તે કોઇ કોઈવાર વ્રત પચ્ચખાણ કરી આત્મસાધન કરતી પણ તેના હૃદયનો શુદ્ધ ભાવ જોઈએ તેવો નિર્મળ થતો ન હતો કેટલાક વ્રત નિયમ વગેરે માત્ર કીર્ત્તિની ખાતર અથવા ગાડરીઆ પ્રવાહથી તે આચરતી હતી તેની સાસૂ ગોમતી તેની ઉપર સારો દાબ રાખતી તોપણ કોઇ કોઈવાર તેની સાથે હાસ્ય વિનોદમા ભાગ લેતી એટલે જોઇએ તેવો ગોમતીનો દાબ જીવીની ઉપર પડતો ન હતો ઘણીવાર તે પોતાની ઈચ્છા પ્ર-

માથું ચાલતી અને સાસૂને સમજાવી પોતાની ધારણા સફળ કરતી હતી

નાની પદ્મશ્રીને ઉપાશ્રયે જીવી તેણીની સાસૂ ગોમતીની સાથે જતી હતી ગોમતીના ભાવ અંદર અને બાહેર જુદા જુદા હતા, તેથી તેને પદ્મશ્રીની પાસે જવુ આવવુ વધારે પસંદ પડતુ હતુ પદ્મશ્રીના સહવાસમા તેવીજ શ્રાવિકાઓનો મોટો ભાગ રહેતો હતો તેવી શ્રાવિકાઓના મન આકર્ષવાને પદ્મશ્રી વધારે સમર્થ થતા હતા, કારણકે, બીજાના દોષ જોવામા આવે તોપણ પદ્મશ્રી તે મનમા સમજતા અને તેને સુધારવાની જરા પણ ઈચ્છા રાખતા ન હતા તે આવી ગૃહસ્થની શ્રાવિકાઓને અનુકૂળ રહેતા અને તેમની મરજી સાચવી પોતાનો સ્વાર્થ સાધી લેતા હતા આથી કરીને પદ્મશ્રીના ઉપાશ્રયમા શુદ્ધ સમકિત વગરની, કીર્ત્તિદાન, કીર્ત્તિધર્મ, અને કીર્ત્તિસદાચાર સેવનારી શ્રાવિકાઓજ હમેશા આવતી જતી હતી જીવી વિધવા હોવાથી પદ્મશ્રીની પાસે વધારે રહી શકતી હતી એક સારા ગૃહસ્થની છોકરી અને સારા ગૃહસ્થના દીકરાની વહુ પોતાની ચેલી થાય તો એક સારો લાભ મળ્યો કહેવાય, એવી આશાથી પદ્મશ્રી સાધ્વી જીવીની ઉપર વધારે મમતા રાખતા હતા અને જીવીની વધારે પડતી ખુશામત પણ કરતા હતા કેટલાએક દિવસ સુધી જીવી અને પદ્મશ્રીનો સંબંધ લાંબો ચાલ્યો પછી પદ્મશ્રી પોતાનો સ્વાર્થ સાધવાને જીવીને દીક્ષા લેવાનો ઉપદેશ આપ્યો છેવટે મુગ્ધહૃદયની જીવીએ તે વાત કબૂલ કરેલી પણ તે વાત સર્વથી છાની રાખવામા આવી હતી

પ્રિયા, થોડા દિવસ પહેલા જીવી પોતાના માબાપ તથા સાસૂ સસરાની રજા લીધા વિના પદ્મશ્રીને ઉપાસરે સાધ્વીવેષ પેહરીને બેશી ગઇ છે આખા ગામમા તે વાતની મોટી ચર્ચા ચાલે છે જીવીએ સાધ્વીનો વેષ પેહેર્યો છે, એ વાત જાણી તેનો પિતા ભાવચંદ્ર

અને તેનો માસરો સાકરચંદ બને પદ્મશ્રી સાધ્વીને ઉપાશ્રયે ગયા હતા તેમણે સાધ્વીજીને પુછ્યુ કે, તમે છબીને તેણીના વડિલની રજા વગર સાધ્વીનો વેષ કેમ પેહેરાવ્યો? પદ્મશ્રી ઘણા ચતુર અને હીંમતવાન્ સાધ્વી હતા, તેમજ તેમને ચેલીઓ કરવાની ઘણી લાલસા હતી, તેથી સાધ્વીએ ઉંચે સ્વરે ઉત્તર આપ્યો કે, તમારી છબીને મે કાંઇ દીક્ષા આપી નથી, તેમ વેષ પણ પેહેરાવ્યો નથી તે પોતાની મેળે વેષ પેહેરીને મારા ઉપાશ્રયમા બેઠી ગઇ છે, મારાથી કાંઇ કોઇને ઉપાશ્રયમાથી કાઢી મુકાય નહીં અમારા સાધ્વીના ઉપાશ્રયમા તો દરેક શ્રાવિકાનો હક છે ભાવચંદ્ર અને સાકરચંદ ધર્મી અને આસ્તિક હોવાથી કાંઇ વધારે બોલ્યા નહીં, પણ તેના બીજા સબંધીઓ વધારે ઉશ્કેરાઇને આ પ્રમાણે બોલી ઉઠયા— સાધ્વીજી, આ તમારો ધર્મ નથી કોઈપણ વિધવા અને જુવાન છોકરીને તેણીના માબાપ કે સાસુસસરાની રજા વગર તમે વેષ પેહેરાવી ઉપાશ્રયમા છુપાવો, એ તમારૂ કામ નથી તમારા જેવી સાધ્વીઓ જો આવા કામ કરવા માડશે તો પછી મર્યાદા રહેશે નહીં પૂજ્ય સાધ્વીજી! તમને વિનતિ કરીને કહીએ છીએ કે, છબીને અમને પાછી સોપી દો અને તેનો વેષ ઉતારી લ્યો.

તેમના આવા વચન સાભળી પદ્મશ્રી સાધ્વીને ગુસ્સો ચડયો અને તેઓ જુસ્સાથી બોલ્યા—શ્રાવકો, તમે સભાળીને બોલજો અમારા ભેખની સામે વધારે બોલવાની કાંઇ જરૂર નથી આ ધર્મની જગ્યા છે જે આવે તેને તેમા ધર્મકરણી કરવાનો હક છે તમારી છબીને મે કાંઇ દીક્ષા આપી નથી, તેમ વેષ પણ પેહેરાવ્યો નથી તેણીએ પોતાની મરજીથી સાધ્વીનો વેષ પેહેરી લીધો છે જો તમારી છબી તમારે ઘેર આવે તો તેને ખુશીથી લઇ જાઓ પણ મનમા વિચાર કરજો કે, સાધ્વીનો વેષ ઉતરાવી ગૃહસ્થનો વેષ પેહેરાવવો, તેમા કેટલુ પાપ છે! પદ્મશ્રીના આવા વચન સાભળી ધ

ર્મી શ્રાવક ભાવચંદ્રે કહ્યુ સાધ્વીજી, તમે કહો છો, તે વાત ખરી છે પણ જીવી દીક્ષા લેવાને અધિકારી છે કે, નહીં? એ તમારે વિચારવું જોઈએ શ્રાવક અથવા શ્રાવિકા જો દીક્ષા લેવાને લાયક હોય તો તેને દીક્ષા આપવી એ તમારો ધર્મ છે વળી જીવી વિધવા હોવાથી આ સંસારમાંથી છુટવાને લાયક છે, તોપણ ચારિત્ર પાળવાને જે ગુણો અને જે શક્તિ જોઈએ, તે જીવીમાં છે કે નહીં, તે જોવાનુ છે જીવી હજુ જુવાન છે, તેમજ તેનામાં ચારિત્રને છાજે તેવા ગુણો આવવાની ઘણી વાર છે સાધ્વીજી, આપ તે વિષે વિચાર કરો અને તે પછી તેને દીક્ષા અપાવવાનો આગ્રહ રાખો તો તે વાજબી છે

ભાવચંદ્રના આવા નમ્રવચનો સાભળી પદ્મશ્રી જરા શાંત થઈ બોલ્યા—શ્રાવકજી, તમારૂં કહેવુ યોગ્ય લાગે છે, તોપણ તે વિચાર વગરનુ છે તમારી જીવી સર્વરીતે દીક્ષા લેવાને લાયક છે સાધ્વીમાં જે ગુણો જોઈએ, તે બધા ગુણો તેણીનામાં મારા સહવાસથી આવી ગયા છે મને તેનો ઘણો અનુભવ થયેલો છે તેમ છતાં કદી જો કાંઈ ખામી હશે તો તે અમારા સંઘમાં રહીને સુધરી જશે શેઠજી, જ્યારે મે દીક્ષા લીધી ત્યારે હુ કાંઈપણ જાણતી ન હતી અત્યારે મારામાં બધા ગુણો એની મેળે આવી ગયા છે ચારિત્રધર્મમાં જે જે મુખ્ય બાબતો જોઈએ, તે બધી બાબત મે સારી રીતે મેળવી લીધી છે

**આનંદા કહે છે**—બ્હેનો, આ પ્રમાણે જ્યારે સાધ્વી પદ્મશ્રી પોતાના વખાણ પોતાની મેળે કરતા હતા, તે વખતે ગરોડ કરીને એક મશ્કરો અને સાચેસાચુ કહેનારો શ્રાવક ત્યાં બેઠો હતો, તે વચમાં બોલી ઉઠયો

**ગરોડ**—સાધ્વીજી, કાંઈ વધારે કહેવાય તો માફ કરજો આપ કહો છો કે, મારામાં બધા ગુણો એની મેળે આવી ગયા છે, અ

ને ચારિત્ર ધર્મમા જે જે મુખ્ય બાબતો જોઇએ, તે બધી બામનો મે મેળવી લીધી છે, એ વાત તો બરાબર છે તમારા ચારિત્રથી રૂપનગરની જૈનપ્રજા બધી ચકિત થઈ ગઈ છે આખા ગામમા ગેરીએ ગેરીએ તમારા ચારિત્રના વખાણ થાય છે તમે આવીને સઘની શ્રાવિકાઓમા વધારે સુધારો કર્યા છે જે શ્રાવિકાઓ બીચારી ગરીબ મુગી ગોગી ગાડ તેવી હતી, તે તમારા ઉપદેશથી એવી પોહોચેની અને પાવરધી થઇ ગઇ છે કે, તેઓ મોટી વઢવાડો કરી શકે છે તમારો બોધ પામેલી નાનીનાની વહુઓ પોત ની સાસુઓને હરાવી દે છે, નણદોને ટગ નમાડી મુકે છે, અને જેઠાણીને હફાવી નાખે છે ના લીજી, તમારા જેટલા વખાણ કરીએ તેટલા થોડા છે તમારા પસાયથી નાનૂઓ પણ પોતાની જુવાન વહુઓને હેડી બેસારી દે છે અને તેમના લાડ ઉતારી દે છે સાધ્વીજી, તમારા ઉપદેશનુ પરાક્રમ નાઈ એકલુ બૈરાઓ ઉપર ચાલ્યુ નથી, પણ રૂપનગરના ગેકડો શ્રાવકોની ઉપર પણ ચાલ્યુ છે તમારો ઉપદેશ સાભળી બળવાન થયેની બાળાઓએ પોતાના મુછોવાળા મર્દોને પણ નમાવી દીધા છે ઘણાઓના ઘરમા મોટા કજીયા અને કકાસ ઉભા થયેલ છે. ઘણા ડાહ્યા અને ચતુર પુરૂષોના ઘર ભાગ્યા છે સાધ્વીજી, આપના ચરણ આ નગરમા થયા ત્યારથી આજ સુધીમા આપના ઉપદેશના પ્રતાપથી રૂપનગરના શ્રાવકોના ઘરસ્નાગનુ સ્વરૂપ બદલાઈ ગયુ છે જેઓને આપના ઉપદેશનો લાભ મળ્યો ત્યારથી તેવી શ્રાવિકાઓનો સસાર કેવો સુખી છે, તેનુ વર્ણન મારાથી કરીશકાય તેમ નથી ગુરૂણીજી, આપના ચારિત્રને માટે અમને બધાને ઘણી ખાત્રી થઈ ગઇ છે જે આપ પોતાને મુખે કહો છો, તેવાજ આપના ગુણો છે, એ વાત ખરેખરી છે અમારી છીબાના પણ મોટા ભાગ્ય કે જે આપને હાથે ચારિત્ર લઇ આપની ચેલી થશે પૂરેપૂરા ભાગ્ય વિના આપનો ચોગ મળેજ નહીં છીબીએ જે આપ જેવા સાધ્વીને ખહેથી ગોતીકાઢ્યા છે, તે તેણીએ ખરેખરી બાહાદૂરી બતાવી છે જોતે

આઇ અમારા માનવ તા શેઠ ભાવચદ્રને ઘેર રહેની હોત તો આ વો લાભ મળત નહીં પણ આવો ઉત્તમ લાભ મેળવવાનુ સાધન અમારા વડિલ બધુ સાકરચદ શેઠનું ઘર છે તેમા પણ ખાસ કરીને જીનીને તેની પૂજ્યસાસૂ ગોમતીશેઠાણીનો મોટો ઉપકાર માનવા નો છે ગોમતી શેઠાણી એક ડાહી શ્રાવિકા છે, તેઓ ઘણો વખત થયા તમારા ઉપાશ્રયની સેવા કરે છે, તેનીસાથે તમારા પ્રસગમા આવેની આ જીનીને મોટો લાભ મળી ગયો છે

ગગેડ શ્રાવકના આવા માર્મિક વચન સાભળી કેટલાએક શ્રા વકોને હસવુ આવવા માડયુ, પણ સાધ્વીજીને અપમાન લાગે એવા ભયથી તેઓ છાની રીતે હસ્યા સાધ્વી પદ્મશ્રી ગગેડના કેટલા એક વચનો માર્મિક છે એવુ સમજી પોતે ગુસ્સો લાવીને બોલ્યા– અરે મૂર્ખ તુ કોણ છે? આટલુ બધુ વધારે પડતુ કેમ બોલે છે? શ્રાવકનો છોકરો થઇ સાધ્વીજીની મશ્કરી કરે છે? જા, અમારા ઉપાશ્રયમાથી બાહેર નીકળી જા તારા જેવા અવિનયી શ્રાવક અમારા પવિત્ર ઉપાશ્રયમા જોઇતા નથી જા, પીઆ બાહેર જા, નહીં તો ધક્કો મારીને કાઢવો પડશે

સાધ્વી પદ્મશ્રીના આવા ક્રોધના વચનો સાભળીને પણ ગગે ડના મનમા કાઇ પણ રોષ આવ્યો નહીં તે હસતો હસતો બો લ્યો—ગુરૂણીજી, ક્ષમા કરો મે આપને કાઇ પણ અઘટતુ કહ્યુ નથી માત્ર તમારી પ્રશ સા જ કરી છે ગુરૂણી સાહેબ, મને માફ કરો હુ એક ગરીબ શ્રાવક છુ હુ ગઢ અને રૂપનગરના આ શેઠી આઓના પગની રજ છુ સાહેબ, જ્યારે તમે ગુરૂણીજીથઇને મને ઉપાસરાની બાહેર કાઢી મૂકશો તો પછી મારા જેવો ગરીબ શ્રાવક કોની શરણે જશે? સાધ્વીજી, હુ કાઇ આપની મશ્કરી કરતો નથી તમારા પવિત્ર ઉપાશ્રયમા મને જ યા મળી તેને માટે હું મારા આત્માને ધન્ય માનુ છુ આ તમારા ઉપાશ્રયની ભૂમિ ઘણીજ પ

ત્રિ છે અમારા નગરની ઘણી શ્રાવિકાઓએ આ ભૂમિમાથી એવો બોધ લીધો છે કે, જે બોધનો પ્રભાવ તેમના મહુવામી પતિઓ, વડિલો, સખીઓ અને સગાવાહાલોજ જાણે છે તમારા ઉપાશ્રયની ભૂમિ એવી પવિત્ર છે પણ કેટલીએક શ્રાવિકાઓ આ ભૂમિનો ત્યાગ કરી પવિત્ર સાધ્વી જ્ઞાનશ્રીના ઉપાશ્રયની ભૂમિમા ગઈ છે, જાય છે અને જવાની છે, તેનુ શુ કારણ હશે? તે કાઈ સમજાતુ નથી.

પૂજ્ય ગુરૂણીજી, આપે મને પીટયો કહ્યો, તેને માટે હુ મારા આત્માને ભાગ્યશાળી સમજુ છુ તમારા જેવા પવિત્ર સાધ્વી જ્યારે મને પીટે તો પછી મારા પુણ્યની અને ભાગ્યની શી વાત કરવી! વળી તમે કહ્યુ કે, ' તને ધકકો મારીને ઉપાશ્રયમાથી કાઢવો પડશે " એ વચન પણ મારા લાભમા ઉતર્યું છે. જૈન સાધ્વીઓ કોઈ પણ પુરૂષનો સ્પર્શ કરતી નથી પુરૂષને તો શુ પણ એક નાના છોકરાને પણ સ્પર્શ કરવો એ સા ધ્વીને કલ્પતુ નથી, તો તમે પોતેજ મને ધક્કો મારી ઉપાશ્રયની બાહેર કાઢો તો પછી મારા કેવા ભાગ્ય! સાધ્વીના હાથનો સ્પર્શ થવાથી મને પુણ્ય થશે કે પાપ થશે, એ વાત તો જ્ઞાની મહારાજ જાણે

ગટોરના આવા મશ્કરી ભરેલા વચનો સાભળી પદ્મશ્રી વધારે ઉશ્કેરાઈ ગયા અને બોલ્યા કે, આ દુરાચારી પુરૂષને મારા ઉપાશ્રયમાથી જલ્દી દૂર કરો જો તેને હમણાને હમણા દૂર નહીં કરો તો હુ આપઘાત કરીશ અથવા આજથી આહાર પાણીનો ત્યાગ કરીશ જો, તે એકલો મારા ઉપાશ્રયની બાહેર જાય તેમ ન હોય તો તમે બધા બાહેર જાઓ આ તમારી જીવી જો આવે તો તેને લઈ જાઓ પણ એટલુ યાદ રાખજો કે, તેણીએ જે સાધ્વીનો પવિત્ર વેષ પહેર્યો છે, તે કોઈનાથી કઢાવી શકાશે નહીં જ્યાસુધી મારા ખોળીઆમા પ્રાણ છે, ત્યાસુધી કોનાથી જીવીનો વેષ ઉતારી શકાય તેમ નથી જાઓ, ભાઇઓ, અહીંથી ચાલ્યા જાઓ મ

નિર્ભય થઇને બોલ્યો—ગુરૂણીજી, મને માફ કરજો. આપે મને બોલવાને ના કહેલ છે, તોપણ હું મારા સ્વભાવને તાબે થઈને પા છો બોલ્યા વગર રહી શકીશ નહીં પૂજ્ય આય, તમે ચારિત્ર ધ ર્મના જે વખાણ કર્યા છે, તે સાભળી મને તો જૂદોજ વિચાર થઈ આવ્યો છે આ રૂપનગરમા ઘણી વિધવા અને સધવા શ્રાવિકાઓ દુ ખી વાય છે, કેટલીએક બીચારી પારકા કામકાજ કરીને અને ઘરમા બીજી જાતની મજુરી કરીને તથા રે ટીઆ કાતીને પોતાનુ પેટ માડમાડ ભરે છે, તે બધી શ્રાવિકાઓને દીક્ષા આપવી જોઈએ કે જેથી તેઓ બધી સુખી થાય, વળી તેમ થવાથી તમારા જેવી સાધ્વીને મ ખ્યા બધ ચેલીઓ થાય એટલુજ નહીં પણ પછી તમારા જેવી સાધ્વીઓના ટોળેટોળા થવાથી શ્રાવિકાઓને ઘણો બોધ મળે અને તેથી શ્રાવકોનો ન સાર સર્વ રીતે સુધરી જાય ગુરૂણીજી સાહેબ, તમારા મુખથી ચારિત્રની મોજમજાહ સાભળી મ ને તો ખાત્રી થઇ ગઇ છે કે, સાધુ અને સાધ્વી થવામા ઘણોજ લાભ છે ગૃહસ્થ શ્રાવકોના ઘરમાથી મિઠામિઠા આહારપાણી વોરવાના મળે અન પારકા ઘર ઉપર તાગડધીંના કરી નિશ્ચિતપણે બધી જીદગી સુખમા જાય તોપણ મને એક શકા રહે છે કે, બીજુ તો બધુ સુખ મળે પણ જે અમુક વખતે લોચ કરાવવો પડે છે તેની પીરા ભારે છે, તેનુ શુ થાય? ગુરૂણીજી સાહેબ, જો તેનો પણ કાંઈ રસ્તો હોય તો પછી ચારિત્ર લેવામા વાધોજ નહીં

ગટોરડના આવા મશ્કરી ભરેલા વચન સાભળી સાધ્વી પ્રશ્રીએ રોષ કરી કહ્યુ,—અરે મૂખા,તુ કેવો નિર્લજ છે? તને એક બેવાર કહ્યુ, તોપણ હજી તુ સમજતો નથી તુ બેઠો થા, અને આગ ઉપાસરા ની બાહેર નીકળ

સાધ્વીજીને રોષ થયેલા જાણી સાકરચદ શેઠ સાકરના જેવી મધુર વાણીથી બોલ્યો—પૂજ્ય સાધ્વીજી, ક્ષમા કરો ગટોડ શ્રાવ

ના બોલવા ઉપર રોષ કરવો નહીં અમારા ગામમા ગટોડનુ બો-લવુ કોઇ ગણકારતુ નથી તેના વચન નકામા અને અનુપયોગી ગણાય છે તમારા જેવા મહામતી જો એવા સાધારણ માણસના વચન ઉપર રોષ કરે તો પછી બીજાની શી વાત કરવી ? મોટાઓએ ક્ષમાશીલ થવુ જોઇએ

સાકરચદના આવા વચન સાભળી સાધ્વી પદ્મશ્રી શાત થઇ બોલ્યા—શેઠીઆ, જે આ મૂર્ખ માણસે કહ્યુ કે, સાધુ સાધ્વીને લોચ કરાવવો જોઇએ અને લોચ કરવામા ઘણી પીડા ખમવી પડે છે એ મૂર્ખાનું કહેવુ તદન અજ્ઞાનથી ભરપૂર છે કારણકે, શાસ્ત્રમા કહ્યુ છે કે " लोचंवा मुंडेवा कर्त्तवा " એટલે સાધુ સાધ્વીએ, લોચ કરાવાય તે ન બને તો મુડાવાય અથવા કતરાવાય તેથી તમારી જીભને એ પણ દુ:ખ પડવાનુ નથી હુ પણ હમેશા કતાવુ છુ, કારણ કે મારી તબીયત લોચ કરાવાથી બગડી જાય છે

પદ્મશ્રીના આ વચન સાભળતાજ નિર્લજ ગટોડ વચમા બો લી ઉઠયો—ગુરૂણીજી, ખરૂ કહો છો કેશ ખેચાવવાથી તબીયત બગડી જાય છે જ્યારે શાસ્ત્રમા કેશને મુડાવાનુ અને કાતરવાનુ કહેલુ છે, ત્યારે બધા સાધુ સાધ્વી કેશ ખેચાવી નાહક શામાટે દુ:ખી થાય છે સાધ્વીજી, ચારિત્રની બધી જાતની મજાહ તમારી પાસેજ છે જો સાધ્વીપણાનો બધો લ્હાવ લેવો હોય તો દરેક શ્રાવિકાએ તમારી ચેલી થવુ જોઇએ સાધ્વીજી, એક વાતનો મને સદેહ રહે છે, તે હુ આપને પુછુ છુ, તે આપ ધ્યાન દઇને સાભળશો મે એક વિદ્વાન્ શ્રાવકની પાસેથી સાભળ્યુ છે કે, જે શ્રાવક સાધુનો અને શ્રાવિકા સાધ્વીનો લોચ કરે તો તેને બે ઉપવાસનુ ફળ મળે છે તો જે સાધુ અથવા સાધ્વીના કેશ મુડે અથવા કાતરે તેને શુ ફળ મળે? તે આપ કૃપા કરી કહો એટલે મારો સદેહ દૂર થઈ જાય

ગટોડ શ્રાવકના આવા ઉપહાસ્ય ભરેલા વચન સાભળી સાધ્વી-

જી પદ્મશ્રી મોટા સ્વરે બોલી ઉઠયા—અરે પીટયા નિર્લજ શ્રાવક, તને કેટલીવાર કહેવુ તુ મારા ઉપાશ્રયની બાહેર જા તને હુ ભુંડા સોગન આપીશ પછી તેણીએ શેઠીઆઓને કહ્યુ, શ્રાવકજી, તમે પણ ઉઠી બાહેર જાઓ જ્યાસુધી તમે રહેશો ત્યાસુધી આ લુચ્ચો જશે નહીં તમારે જો મારી સાથે વાતચીત કરવી હોય તો કોઇ બીજી વાર આવજો

સાધ્વી પદ્મશ્રીને ઉશ્કેરાઇ ગયેલા જોઈ શેઠભાવચદ્ર તથા સાકરચદ અને બીજા તેમના સગાવહાલાઓ ત્યાથી ઉઠીને ચાલતા થયા તેઓએ બાહેર આવીને વિચાર કર્યો કે, હાલતો આપણે આ ત્યા જવુ વધારે સારૂ છે ફરીવાર પાછા આવીશુ

**સોમચદ કહે છે**—હે સુદરી, તે પછી તે બધા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા પછી શેઠભાવચદ્ર અને સાકરચદ બનેએ મ ળી વિચાર કર્યો કે, ગમેતેમ કરીને જીવીને પદ્મશ્રી સાધ્વીની પાસે થી છોડાવવી યોગ્ય છે જીવી વિધવા છે, તેથી દી ક્ષા લઇ આત્મ સાધન કરે તે આપણને અનુકૂળ છે, પણ તેણી પ શ્રીની ચેલી ન થાય તેમ થવુ જોઇએ કારણકે, પદ્મશ્રીમા સાધ્વીપણાને છાજે તેવા ગુણો બીલકુલ નથી જો જીવી પદ્મશ્રીની ચેલી થશે તો તે પુ ણ્યને બદલેપાપ મેળવશે તેના કરતા તો તે ગૃહસ્થપણે રહે તે સા રી છે જો તેણીને દીક્ષા લઈ ધર્મધ્યાન કરવુ હોય તો તેને પરમ પવિત્ર જ્ઞાનશ્રી સા વીની ચેલી કરવી યોગ્ય છે પદ્મશ્રીની ચેલી થવાથી તેનામા લાભને બદલે હાનિ થશે વાતુડી, ચોવટ કરનારી બીજાની નિંદા કરનારી અને પારકા ઘર ભાગનારી ગામની બૈરી ઓના સહવાસમા રહી જીવી પોતાનુ જીવન બ ગાડશે

આવો વિચાર કરી તે શેઠીઆએ ગઈ કાલે મને તેડાવ્યો હતો તેઓએ મને એકાતમા બોલાવીને કહ્યુ કે, ભાઈ સોમચદ, તમારે અમારૂ એક કામ કરવુ પડશે તમે પરોપકારી અને ધર્મી શ્રા

વક છો, તે સાથે તમારામાં બોધ આપવાની અને સમજાવવાની શક્તિ સારી છે હે પ્રિયા! જ્યારે શેઠ ભાવચંદ્રે અને સાકરચંદ્રે આ પ્રમાણે મને કહ્યું, એટલે મે તેમને હાથજોડીને પુછ્યું, વડિલ, એવું આપને મારૂં શું કામ પડ્યું છે? આ સેવક આપનો તાબેદાર છે ગમે તે સાધર્મી બંધુઓની સેવા કરવાને હું યાવજ્જીવિત બંધાએલો છું તમારા જેવા ધાર્મિક અને સધના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ મને બોલાવી કાંઈ પણ કામ સોંપવાની કૃપા કરીને માટે હું મારા આત્માને ધન્યવાદ આપું છું સાધર્મી બંધુઓની સેવા કરવાને માટે એક વિદ્વાને મને શ્લોક કહેલો છે જેનું હું હમેશા ત્રિકાળ સ્મરણ કર્યા કરૂં છું

ભાવચંદ્ર—ભાઈ સોમચંદ્ર, એ શ્લોક કેવો છે? તે અમને સંભળાવો હે પ્રિયા, પછી મે તેમને તે શ્લોક સંભળાવ્યો હતો

જયા—સ્વામીનાથ, ત્યારે આ તમારી દાસી શ્રાવિકાને એ શ્લોક સંભળાવો તો મોટો ઉપકાર થશે

પછી સોમચંદ્ર નીચે પ્રમાણે તે શ્લોક બોલ્યો —

" श्रेष्टं सार्धमिवात्सल्यं यः श्राद्धो नित्यमाचरेत् ।
स श्राद्धजन्मसाफल्यं लभते सर्वतत्पर " ॥ १ ॥

" જે શ્રાવક હમેશા શ્રેષ્ઠ એવા સાધર્મિવાત્સલ્યને આચરે છે, તે ધર્મપરાયણ શ્રાવક પોતાના શ્રાવકજન્મને સફળ કરે છે ૧"

જયા—વાહ સ્વામી, આ વહાલો મારો શ્લોક છે દરેક શ્રાવકે હમેશા આ શ્લોક યાદ રાખી તે પ્રમાણે વર્ત્તવું જોઇએ

સોમચંદ્ર—આ શ્લોક સાભળી ભાવચંદ્ર અને સાકરચંદ ઘણાજ ખુશી થયા અને તેમણે આ શ્લોક પોતાના સ્મરણ પુસ્તકમા તેજ વખતે લખી લીધો

જર઼ા— હે, સામી, તે પછી શુ થયુ ?

**સોમચદ**—પછી તે બન્ને શ્રીમ ત શેઠીઆઓએ સાધ્વી પન્નશ્રી અને જીવીની બધી હકીકત મારી આગળ કહી બતાવી જે હકીકત મે તમને હમણાજ કહી છે

પછી તેઓએ મને કહ્યુ કે, ભાઇ સોમચદ તમારે કોઇ પણ યુક્તિથી પન્નશ્રીના પાનમાથી જીવીને છોડાવવી કદિ તમારા મનમા એમ થાય કે, સાધ્વીનો વેષ ઉતરાવી ગૃહસ્થનો વષ પેહેરાવવો, એ કામ શ્રાવકને કરવુ ઘટતુ નથી અને તેમા દોષ લાગે, પણ આ બાબત વિશે એવુ મનમા લાવશો નહીં આ કામ કરવાથી તો તમને ઉલટુ ઉપકારનુ પુણ્ય થશે, કારણકે, પન્નશ્રીમા સાધ્વીના ગુણ અને આચાર બીલકુલ જોવામા આવતા નથી તેના કરતા તો ગૃહસ્થ શ્રાવિકા ઘણે દરજ્જે શ્રેષ્ઠ હોય છે જે સાધ્વી થઇને તેના ધર્મ પ્રમાણે વર્ત્તે નહીં, તેની સાધ્વીને સઘે શિક્ષા કરવી જોઇએ ચારિત્ર ધર્મ પ્રમાણે નહીં વર્ત્તનાર સાધુ અને સાધ્વીને સમગ્ર સઘ શિક્ષા કરી શકે એ વાત શાસ્ત્રના છે તેમા વળી સાધુના કરતા સાધ્વીએ પોતાના ધર્મની વધારે દરકાર રાખવાની છે કારણ કે તે સ્ત્રી જાતિ હોવાથી તેણીએ પોતાના આત્માની ઉપર વધારે અકુશ રાખવો જોઇએ વળી સાધ્વીની પાસે હમેશા શ્રાવિકાઓ વધારે આવે છે અને વિધવા, સધવા, બાલિકા, યુવતી અને વૃદ્ધા તમામ વર્ગ તેના ઉપદેશનો લાભ મેળવી શકે છે અને શ્રાવકવર્ગની ધાર્મિક અને સાસારિક ઉન્નતિ મુખ્ય કરીને શ્રાવિકાઓના ઉપર આધાર રાખે છે શ્રાવકોને સમાગ સુધી અને ઉત્તમ બનાવવા અને શ્રાવકોના સન્માર્ગનુ સારીરીતે પ્રવર્ત્તન કરવુ અને કરાવવુ, એ બધી વાત શ્રાવિકાના નિર્ગુણ ઉપર રહેલી છે અને તે શ્રાવિકાઓને ધાર્મિક અને સાસારિક શિક્ષણ સાધ્વીઓની પાસે થી મળી શકે છે તે સાધ્વી

ઓ જો બરાબર યોગ્ય ન હોય તો આપણી શ્રાવિકાઓમા સારો સુધારો કદિ પણ થઇ શકતો નથી

ભાઈ સોમચદ તેથી જીવીને સાધ્વીનો વેષ છોડાવી ગૃહસ્થનો વેષ પેહેરાવવામા તમારે કાઈપણ દોષ થવાની શકા કરવી નહી કદિ તે જીવીના હ્રદય ઉપર વૈરાગ્યભાવ પ્રગટ થયો હશે અથવા ચ ગેગનુ ઉજ્વળ તેજ તેનામા પ્રકાશ્યુ હશે, તો અમે તેને જ્ઞાનશ્રી જેવી ઉત્તમ સાધ્વીજીની પાસે દીક્ષા અપાવી તેમનીજ ચેલી કરીશુ પ્રિયભાઈ સોમચદ, તમને જ્ઞાનશ્રીનો અનુભવ થયો હશે એ મહાનુભાવા સાધ્વીએ ખરેખરૂ ચારિત્રને દીપાવ્યુ છે જો જ્ઞાનશ્રી જેવી બધી સાધ્વીઓ હોય તો આપણા શ્રાવિકાવર્ગમા મોટો સુધારો થઈ જાય, તેમા કાઇપણ શકા જેવુ નથી જેટલે દરજ્જે પદ્મશ્રી તરફથી આપણને અસતોષ છે, તેટલેજ દરજ્જે જ્ઞાનશ્રી તરફથી આપણને સતોષ છે પદ્મશ્રીની સાથેજ જ્ઞાનશ્રી સાધ્વીનુ રૂપનગરમા આવવુ થયુ, તે પણ આપણા સારા ભાગ્યની નિશાની છે જો જ્ઞાનશ્રી સાધ્વીજીની ગેરહાજરી હોત અને પદ્મશ્રી એકલા પધાર્યા હોત તો આપણે ઘણું ભાગે સહન કરવુ પડત પદ્મશ્રી તરફથી અસતોષ પામીને ઘણી શ્રાવિકાઓએ ગુણવતી જ્ઞાનશ્રી ગુરૂણીજીનો ઉત્તમ આશ્રય લીધેલો છે અને હજુ સમજુ શ્રાવિકાઓ પદ્મશ્રીનો ત્યાગ કરી જ્ઞાનશ્રી સાધ્વીના સુખકારી શરણમા આવતી જાય છે

ભાઇ સોમચદ, તેથી ગમે તે યુક્તિ કરી તમે અમારી જીવીના જીવનનો ઉદ્ધાર કરો અને એ દુખી વિધવાને પદ્મશ્રીના ગર્જની મહાપીડામાથી મુક્ત કરી તમારા સાધર્મિવાત્સલ્યને સફળ કરો

પ્રિયા, પછી મે તેમને જણાવ્યુ કે, એવી યુક્તિ થઇ શકવી મુશ્કેલ છે? તોપણ મારાથી બનતી મહેનતે એ બાળ વિધવાનુ જેમ ભલુ થાય તેમ કરીશ અને પછી તમને ખબર આપીશ પ્રિયા,

હવે મને ચિંતા થાય છે કે, હું શી રીતે જીવીને મળુ અને તેને મારો ઉપદેશ આપી પદ્મશ્રીના પંઝામાથી છોડાવુ ? તેને માટે માન મનમા ચિંતા થયા કર છે અને તેમા જો તમારાથી બને તો મને મદદ આપશો

જયા—સ્વામી ! તમને મદદ આપવી, એ મારી ફરજ છે, પણ આ કામ કેવી રીતે પાર પડે એ બાબત હુ વિચારીશ અને આપની ચિંતાનો બોજો ઓછો કરવા પ્રયત્ન કરીશ પછી જયા થોડી વાર વિચાર કરી બોલી પ્રાણનાથ ! મને એક વિચાર સુઝી આવ્યો છે તે જો પાર પડે તો તમારી ચિંતા તદ્દન ઓછી થઈ જાય

સોમચંદ —કહો, શો વિચાર સુઝી આવ્યો છે ?

જયા— જો કોઈ રીતે જીવી અમારા ધર્મમાતા આનંદાના પ્રસંગમા આવે તો તે કામ જલ્દી સિદ્ધ થાય

સોમચંદ—આનંદા કાકીના પ્રસંગમા તે શી રીતે આવે ?

જયા—હવે એજ વિચારવાનુ છે સ્વામી, આજે હુ ધર્મમાતા આનંદાની પાસે ઉપદેશ વાર્તા સાભળવા જઇશ, તે વખતે ત્યા આ વાત બધાને જણાવીશ તેમા જો કોઈ જીવીના મનગમતુ હશે તો તેની મારફત જીવીને સમજાવી તે આનંદા કાકીજીના પ્રસંગમા આવે તેવી ગોઠવણ કરીશ

સોમચંદ,—પ્રિયા જો એવુ કરો તો મારી ચિંતા દૂર થાય અને વિધવા જીવીનો ઉદ્ધાર થઇ જાય હવે હું નિત્ય કામમાથી પર વારી બાહેર જાઉ છુ અને તે વિષેની તપાસ કરૂ છુ, તમે પણ તે વાત ધ્યાનમા રાખજો

(સોમચંદ અને જયા જુદા પડી પોતપોતાને કામે વળગે છે)

પછી જયા ઉતાવળી ઉતાવળી આવી પહોચે છે

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આવી રીતે જયા અને સોમચદની વાર્ત્તા સાભળી આનદાની પુત્રી લલિતા ક્ષણવાર વિચારમા પડી ગઇ હતી. તેણીના મનમા અનેક તર્કવિતર્ક ઉઠવા લાગ્યા જીવીના વૃત્તાત ઉપરથી તેણી અનેક પ્રકારનો બોધ વિચારી પોતાના આત્માને શિક્ષણ આપવા લાગી જયાએ પોતાના પતિ સોમચદને કહ્યુ હતુ કે, "જો કોઇ રીતે જીવી અમારા ધર્મમાતા આનદાના પ્રસગમા આવે તો તે કામ જલદી સિદ્ધ થાય" આ વચનો સાભળી લલિતાને અતિ આનદ ઉત્પન્ન થયો હતો, તેણીના મનમા પોતાની માતા આનદાને માટે બહુ માન ઉત્પન્ન થયું હતુ તેણીએ વિચાર્યું કે, "મારી માતા આનદાના જીવનને કેટલો ધન્યવાદ છે કે, એક પચ મહાવ્રતધારી સાધ્વીના કરતા તેમનુ વિશેષ માન છે જીવીના ઉદ્ધારને માટે સાધ્વી પાસેથી મારી માતાના આશ્રયમા તેણીને લેવાને લોકો ઇચ્છા કરે છે આનુ નામજ જીવન ગણાય જયાસુધી શ્રાવિકાવસ્થામા આવુ જીવન ન મેળવાય ત્યાસુધી જીવવુ નકામું છે હું પણ આવા ઉત્તમ જીવનને પ્રાપ્ત કરૂ તો કેવુ સારૂ પ્રભુ મને પણ મારી માતાના જેવુ જીવન આપો." આ પ્રમાણે ચિંતવતી અને તેવી ઉત્તમ ભાવના ભાવતી લલિતા ત્યાથી પાછી ફરી જયા આનદા વગેરે બેઠા હતા, ત્યા આવી હતી

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, તે વખતે લલિતાએ જે ભાવના ભાવી હતી, તે સર્વ શ્રાવિકાઓને મનન કરવા જેવી છે દરેક શ્રાવિકાએ એવી ઉત્તમ ભાવના ભાવવી જોઇએ. એવી ભાવના ભાવનારી શ્રાવિકા થોડા સમયમા પોતાની ભાવનાને સફળ કરી શકે છે આપણા આર્હત શાસ્ત્રમા ભાવનાનુ સ્વરૂપ બહુ ઉત્તમ પ્રકારે વર્ણવેલુ છે જે પુણ્ય ક્રિયાના

આચરણથી નથી થઇ શકતુ, તે પુણ્યભાવનાના પ્રભાવથી થાય છે આ નદાના હૃદયમા જે આવી ઉત્તમ ઈચ્છા પ્રગટ થઈ હતી, તે ભાવનાનો જ પ્રભાવ હતો આનદા બાલ્યવયથીજ ઉત્તમ ભાવના ભાવ્યા કરતી હતી "હુ કયારે મારી સાધર્મિબ્હેનોનુ હિત કરી શકુ કયારે તેમના હૃદયને ધાર્મિક અને નૈતિક બનાવુ" આજ ભાવના તેણીના ભવ્ય હૃદયમા સદા જાગ્રત રહેતી હતી અને તેથીજ તેણીએ આ ઉપદેશ વાર્તાનો સમારભ કર્યો હતો માટે સર્વ સદ્ગુણી શ્રાવિકાઓએ ઉત્તમ ભાવના ભાવવાની ટેવ રાખવી જોઇએ હવે લલિતા પોતાની માતા આનદાની પાસે આવી હતી પછી તેણીએ નીચે પ્રમાણે જયાને પુછ્યુ હતુ

લલિતા—જયા ભાભી, તમે આવી પહોચ્યા, તે ઠીક થયુ હુ તમને બોલાવવાનેજ આવી હતી આજે કેમ વાર થઈ! મારા સોમચદ ભાઇની તબીયત તો સારી છે કે?

જયા—લલિતા બા! તમારા ભાઇની તબીયત સારી છે હુ એક બીજી ઉપાધિમા પડી હુ, તેથી મને વાર થઈ

આનદા—એવી શી ઉપાધિ છે? જો કહેવા યોગ્ય તો કહો

જયા—બા, એ વાત તો કહેવા જેવી છે, કાઇ છાની નથી જો તમો ધ્યાન દઈને સાભલો તો તે વાત તમારી આગળ કહેવા જેવી છે

આનદા—જયાવહૂ, એવી શી વાત છે? અમે ખુશીથી સાભળીશુ કહો તો ખરા

જયા—આપણા ગામમા ભાવચદ્ર કરીને એક ગૃહસ્થ શ્રાવક રહે છે, તેની જીવી નામે એક દીકરી છે, તેને સાકરચદ નામના એક ગૃહસ્થ શ્રાવકને ઘેર પરણાવી છે તે થોડા વર્ષ થયા વિધવા થઇ છે હાલ તે પદ્મશ્રીના ઉપદેશથી

નની રીતે સાધ્વીનો વેષ પહેરી તેમના ઉપાશ્રયમા બેસી જઈ છે આ વાતની આખા ગામમા ચર્ચા ચાલે છે અને બધા શ્રવક અને શ્રાવિકાઓ તે વાત જાણવાને ઇંતેજારીથી ફર્યા કરે છે

**પુતળી**—લલિતા બ્હેન, હા, એ વાત ખરી છે તે છુ-ચીના પિતા ભાવચંદ મારે મામા થાય છે, અને તેથી છુવી મારા મામાની દીકરી થાય છે

**જયા**—પુતળી બા, તમે ત્યારે આ વાત સાભળી છે ?

**પુતળી**—હા, હુ તે વાત સારી રીતે જાણુ છુ

**જયા**—ત્યારે તમેજ કહો

**પુતળી**—જયા બ્હેન, મારા આનદા માસીએ એકવાર મને બોધમા જણાવ્યુ છે કે, જેમા બીજાની નિંદા આવે એવી વાત ન કરવી જોઇએ

**જયા**—પુતળી બા, એ વાત ખરી છે, પણ જેનાથી ઘણા લોકોને ગેરલાભ થાય તેવુ હોય, તેના માણસના અવગુણો ખુલ્લા કરવામા કોઇ જાતનો દોષ નથી કેમ આનદા કાકીજી, એ વાત ખરી કે નહીં ?

**આનદા**—હા, એ વાત ખરી છે આપણા જૈન શાસ્ત્રમા લાભાલાભ વિચાર કરવાને માટે લખેલુ છે જે કામ દોષવાળુ લાગતુ હોય પણ જો તે કરવાથી દોષના કરતા લાભ વધારે થતો હોય તો તે કામ કરવામા કોઈ જાતની હરકત નથી કોઇ સાધુ કે આવી દુર્ગુણથી ભરેલા હોય તેમના દુર્ગુણો જો ખુલ્લા કરવામા ન આવે તો બીજા ઘણા અલ્પમતિ અજ્ઞાની માણસો તેમના વિપરીત બોધને અનુસરી અવળે માર્ગે ચાલે છે, માટે તેવા સાધુ સાધ્વી

ના દુર્ગુણો જો સુધારી શકાય તો સુધારવા નહીં તો તેને લોકોની આગળ ખુલ્લા કરવા, જેથી દોષના કરતા લાભ વધારે થાય છે

**પુતળી**—જ્યા ભાભી, ત્યારે હવે હુ તે વાત કહું તે સાભળો, મારા મામાની દીકરી છબીની સાસૂ ગોમતી ડગીને છે, તે પદ્મશ્રી સાધ્વીની ઘણી રાગી છે તેની સાથે છબી પણ પદ્મશ્રી સાધ્વીની પાસે જતી,આવતી હતી ભાવચદ્રશેઠની વહુ કે જે મારા મામાની થાય, તેઓએ ધાર્મિક કેળવણી સારી રીતે લીધી હતી તેથી છબી બાળપણમા તેમની પાસેથી સારી રીતે કેળવણી પામી હતી પછી જ્યારે છબી સાસરે ગઇ, અને તેના દુર્ભાગ્યને લીધે તે વિધવા થઇ ત્યારે તે પોતાની સાસૂ ગોમતીના સહવાસમા રહેતી હતી તેની સાસુ ગોમતી કેળવણી વગરની હતી, તેના હમેશના સહવાસથી છબીના બાળપણના સસ્કારો ઉડી ગયા અને તે સાસુના જેવી થઇ ગઇ સાધ્વી પદ્મશ્રીનો સ્વભાવ ખુશામતીયો હોવાથી તેણે ગોમતી અને છબીને પોતાને તાબે કરી લીધા તે બને સાસુ વહુ પદ્મશ્રીને એટલે સુધી વશ થઇ ગયા કે, સાધ્વી પદ્મશ્રીના મુખમાથી જે નીકળે તે પ્રમાણે તેઓ વર્ત્તવા લાગ્યા તેમા છબીની સાસૂ ગોમતીનો સ્વભાવ લોભી હતા, તેથી તે પૈસાની બાબત આવે ત્યારે સાધ્વીની ઓછી ભક્તિ કરતી પણ છબી છૂટની વિચાર હોવાથી તે સાધ્વીની તન, મન અને ધનથી સેવા કરતી હતી પુત્રવધૂ છબી સાધ્વીને પૈસા વગેરે ધન છાની રીતે આપે છે, એ વાત ગોમતીના જાણવામા આવવાથી તાણીએ છબીને ઠપકો આપ્યો છબી સાધ્વીની પૂર્ણ રાગી બની ગયેલી એટલે તે સાસૂના વચનનુ ઉલ્લઘન કરીને છાની રીતે પણ પદ્મશ્રીના મનોરથ પૂરા કરતી હતી

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે પુતળી તે વાર્ત્તા કરતી હતી, ત્યા સોમચદની સ્ત્રી જયાએ પ્રશ્ન કર્યો—

**જયા**—પુતળી બા, પદ્મશ્રી તો સાધ્વી છે, તો તેઓ પૈ-સાને શું કરતા હશે સાધુ સાધ્વીને પૈસા લેવા, એ તેમના ધર્મની વિરૂદ્ધ છે

**પુતળી**—હા, જયા ભાભી એ ખરી વાત છે પણ સાધુ સાધ્વીએ પૈસા લેવા ન જોઇએ તથાપિ મારા સાભળવામા આવ્યુ છે કે, પદ્મશ્રી સાધ્વી ગૃહસ્થ શ્રાવિકાઓ પાસેથી પૈસા લે છે

**જયા**—જદિ લોભને વશ થઇને તે સાધ્વી પૈસા લેતા હશે, પણ આપણ ગૃહસ્થ શ્રાવિકાઓએ તેમને પૈસા શામાટે આપવા જોઇએ ?

**પુતળી**—જયા ભાભી, જે સાધ્વીજી કાંઇ સીધી રીતે પૈસા માગતા નથી તેઓ પુસ્તક લખાવાના અથવા બીજા કાંઇ સા ધનના બાનાથી પૈસા માગે છે એટલે શ્રાવક કે શ્રાવિકા તેને પૈસા આપવાની આનાકાની કરી શકતા નથી

**જયા**—પુતળી બા, જો તેઓ એવી રીતે પૈસા માગતા હોય તો તે કાંઈ ખોટુ ન કહેવાય કારણકે, સાધુ સાધ્વીને એવા પૈસાની મદદ તો અપણે આપવી જોઇએ

**પુતળી**—જયા ભાભી, સાધુ સાધ્વીની નિંદા કરવી તે આપણ શ્રાવિકાને યોગ્ય ન કહેવાય, તે છતા પ્રસંગને લઈને મારે કહેવુ પડે છે

એક વખતે મારા મામાની દીકરી જીવીને સાધ્વી પદ્મશ્રીએ કહ્યુ કે, બ્હેન જીવી, મારે કોઈ લહીઆ પાસેથી એક પુસ્તકની તૈયાર પ્રત લેવી છે, માટે એક પચ્ચીશ રૂપીઆની જરૂર છે જીવી પદ્મશ્રીની પૂરેપૂરી રાગી હતી, તેથી તેણી તેને ના કહી શકી નહીં તે વખતે પોતાની પાસે પચ્ચીશ રૂપી-

આનો યોગ નહતો તોપણ સાધ્વીના રાગને લઈને તેણીએ મનમ વિચાર કર્યા કે, ગુરૂણીજી સાહેબને ખરેખરી જરૂર હશે, ત્યારેજ તેઓએ મારી પાસે વચન નાખ્યુ હશે, પણ આ વખતે મારી પાસે રૂપીઆનો જોગ નથી, તો હવે શુ કરવુ ? ગતે તેમ કરીને પણ આવળ ઉતારવો પડશે આ પ્રમાણે વિચારી જીવીએ સાધ્વીજીને કહ્યુ,—ગુરૂણી સાહેબ, તમારી ઇચ્છા પ્રમાણે પચ્ચીશ રૂપીઆ હુ ખુશીથી આપીશ જીવીએ જ્યારે કબુલ કર્યું, એટલે સાધ્વી બોલ્યા કે, જીવી, જો તે રૂપીઆ અત્યારે આવે તોજ ઉપયોગમા આવે તેમ છે ગુરૂણીજીની તાત્કાલિક ઇચ્છા જોઇ જીવીએ કહ્યુ કે, હુ ઘેર જઇને લાવી આપુ છુ પછી જીવી પોતાને ઘેર ગઇ પોતાની પાસે રૂપીઆનો જોગ ન હોવાથી, તે ભારે ચિંતામા પડી જ્યારે કોઈ રીતે રૂપીઆનો જોગ થાય તેવુ તેણીને લાગ્યુ નહીં, ત્યારે તે ઘણીજ મુઝાણી અને આખરે ઘરમાથી ચોરી કરવાનો તેણીએ વિચાર કર્યો તે વખતે સાકરચદ શેઠ અને તેની સાસૂ ગોમતી ઘરમા હતા નહીં "કુબુદ્ધિને ઉત્તેજન આપનાર એકાત છે" એ કહેવત પ્રમાણે લાગ જોઇને જીવીએ પોતાના સાસરાની પેટી ઉઘાડી અને તેમાથી પચ્ચીશ રૂપીઆ ચોરી લીધા તે રૂપીઆ લઈને સાધ્વી પદ્મશ્રીની પાસે દોડતી આવી અને તેમને વદના કરી તે રૂપીઆ આગળ વર્યા સાધ્વી પદ્મશ્રીએ કોઈ શ્રાવિકાની પાસે તે રૂપીઆ લેવરાવીને પોતાના પુસ્તકના ભડારમા મુકાવ્યા પછી જીવી હૃદયમા ચોરીની શકા કરતી ઘેર આવી રાત્રે સાકરચદ શેઠ હમેશના નિયમ પ્રમાણે રૂપીઆનો મેળ મેળવવા બેઠા તેમા પચીશ રૂપીઆ ઘટ્યા, ત્યારે તેણે પ્રથમ તે વાત ગોમતી શેઠાણીને જણાવી અને ગોમતીએ જીવીને પુછ્યુ ત્યારે જીવીએ કહ્યુ કે, હુ

તે રૂપીઆ વિષે કાંઈ પણ જાણતી નથી બીજા પણ નોકર ચાકરોને પુછપરછ કરી કોઇએ તે વાત કબુલ કરી નહીં

પુતળી કહે છે—હે બ્હેનો, કોઈ પણ પાપ છુપુ રહેતુ નથી છાની રીતે કરેલુ પાપ પણ અકસ્માત્ ખુલ્લુ થઇ જાય છે દૈવયોગે એવુ બન્યુ કે, બીજે દિવસે એક શ્રાવિકા છબીની પાસે આવી તે વખતે છબી કોઈ કામ પ્રસંગે ઘરની બાહેર ગઇ હતી તે શ્રાવિકા હૃદયની ભોળી હતી તેના મનમા છળ કપટ બીલકુલ ન હતુ તેણીએ આવી ગોમતીને પુછયુ કે, છબી બ્હેન ક્યા છે ? ગોમતીએ કહ્યુ, છબી તો બાહેર ગઇ છે તમારે છબીનુ શુ કામ છે ? તે ભોળી શ્રાવિકા બોલી— સાધ્વી પદ્મશ્રીએ મારી સાથે એક ચીઠી મોકલાવી છે, તે છબી બ્હેનને આપવી છે ગોમતીએ કહ્યુ, તે ચીઠી મને આપતા જાઓ છબી જ્યારે બાહેરથી આવશે, ત્યારે હુ તેને આપીશ પછી તે ભોળી શ્રાવિકા છબીની ચીઠી ગોમતીને આપી ચાલતી થઇ ગોમતીએ વિચાર્યુ કે, સાધ્વીજી પદ્મશ્રીએ શુ લખ્યુ હશે ? તે હુ વચાવી જોવુ પછી તે ચીઠી તેણીએ પોતાના પતિ સાકરચંદને આપી સાકરચંદે તે ચીઠી નીચે પ્રમાણે વાચી—

પવિત્ર શ્રાવિકા છબીબાઈ,

ગઈ કાલે તમે જે કમ માટે પચીશ રૂપીઆ આપ્યા છે, તે કામમા પાચ રૂપીઆ ખુટે છે, માટે આ ચીઠી લાવનારની સાથે બીજા વધારે પાચ રૂપીઆ મોકલાવજો ફક્ત પાચ રૂપીઆની ખાતર બીજી શ્રવિકાને કહેવુ, તે મને યોગ્ય લાગતુ નથી તમ વળી ચોટા નિમિત્ત પડી અમારે બીજા રૂપીઆનો ખપ પડે તેમ છે, ત્યારે બીજી શ્રાવિકાઓને કહેવુ પડશે, એજ

સાધ્વી - પદ્મશ્રીના ધર્મ લાભ વાચશો

**જીવી**—હા, બહુ છુ અને સારુ સારુ જ્ઞાન વધે તેની ચોપડીમા પણ વાચુ છુ

**ગોમતી**—હાલ, કઈ ચોપડી વાચો છો ?

**જીવી**—હાલ તો કાઈ વાચતી નથી

**ગોમતી**—ત્યારે શુ કરો છો ?

**જીવી**—જે તે વાચુ છુ અને નોકરવાળી ગણુ છુ

**ગોમતી**—હમેશા કેટલી નોકરવાળી ગણાય છે ?

**જીવી**—થોડી થોડી ગણાય છે

**ગોમતી**—તેનુ શુ લાગ્યુ ?

**જીવી**—બાઈજી, આપણા સાધ્વીજીની પાસે બધાઓ વાતો બહુ કરે છે

**ગોમતી**—ત્યારે તમે ઘેરજ સામાયિક કરતા હો તો કેવુ સારુ

**જીવી**—ઘરના કરતા ત્યા બહુ મજા પડે છે

**ગોમતી**—સામાયિક કરવામા વળી મજા શેની ?

**જીવી**—બાઈજી, પ્રથમ તો ત્યા જવાથી ગામની બધી વાતો જાણવામા આવે છે તે સાથે મા રાજીનો સ્વભાવ આનંદી હોવાથી હસવાનુ બહુ આવે છે

જીવીનો આવો જવાબ સાભળી ગોમતીના મનમા ચીડ આવી અને તરતજ તે બોલી કે, વારુ, સાધ્વીજી કોઈ વાર તમારી પાસે કાઈ માગે છે કે નહીં?

**જીવી**—તે બિચારા શુ માગે? કોઈવાર પુસ્તક વાચવા માટે માગે તો તે આપણે આપવુ જોઈએ

**ગોમતી**—પુસ્તક વાચવા માટે તે શુ માગે ?

**જીવી**—વખત બે વાર કદી મા માગે તેમા શુ

**ગોમતી**—એમ ત્મા બે ચાર રૂપીઆ માગે? તે વધારે નહીં ?

**જીવી**—નાના, ત બિચારા વધારે માગે તેવા નથી

**ગોમતી**—ઠીક, તમે ખરેખરૂ કહો છે ? સાધ્વી પદ્મશ્રી બે ચાર રૂપીઆથી વધારે માગતા નથી ?

**જીવી**—હા, તે હુ ખરેખર કહુ છુ

**ગોમતી**—તમે તેને વધારેમા વધારે કેટલા રૂપીઆ આપેલા છે?

**જીવી**—મે વધારેમા વધારે ચાર રૂપીઆ સુધી આપેલા છે

**ગોમતી**—તે રૂપીઆ તમે ક્યાથી આપો છો?

**જીવી**—તમારા ઘર તરફથી અથવા મારા બાપના ઘર તરફથી જે કાઈ મને મળ્યુ હોય, તેમાથી હુ તે સાચવીને કોઈ વાર આપુ છુ

**ગોમતી**—આજકાલ તમે સાચવીને કાઈ આપ્યુ છે?

**જીવી**—ના, બાઈજી, હમણા તો કાઇ પણ આપ્યુ નથી

જીવીનુ આવુ જુઠાણુ જોઈ ગોમતીના હૃદયમા ગુસ્સો આવી ગયો તે ગુસ્સાથી ઉંચે સ્વરે બોલી—અરે જૂઠી, બસ થયુ, હવે ના઼ઇ બોલીશ નહીં તારૂ બધુ પોકળ જાણવામા આવી ગયુ છે તુ જુઠુ બોલે છે એટલુજ નહીં, પણ ચોર છે લે, આ ચીઠી, કોણ તાને આપો?

આ પ્રમાણે કહી ગોમતીએ પદ્મશ્રી સાધ્વીની ચીઠી જીવીની આગળ નાખી જીવીએ ધ્રુજતા ધ્રુજતા તે ચીઠી લઇને વાચવા માડી ચીઠી વાચતાજ તેણીના હૃદયમા મોટી ફાળ પડી તરતજ તે નીચુ મુખ કરી ઉભી રહી અને તેણીની આખોમાથી આસુની ધારા ઓ ચાલવા માડી

જીવીએ વિચાર કર્યા કે, હવે બધુ ભોપાળુ ખુલ્લુ થઇ ગયુ છે, તેથી હવે જે સાચે સાચુ હોય, તે કહી દેવુ તેજ વધારે સારૂ છે

અને સસરો અટકાવે છે, તોપણ અજ્ઞાની જીવી છાની રીતે હમેશા ત્યા ગયા વિના ર્‌હેતી નથી

જયા ભાભી, સાધ્વી પદ્મશ્રીએ છેવટે જીવીને સમજાવી સાધ્વીનો વેશ પેહેરાવી દીધો એ વાત તમે જાણો છો ?

જયા—પુતળી બા, હા મે સાભળ્યુ છે ખરૂ, કદિ જો એમ બન્યુ હશે તો હવે એનો શો ઉપાય કરવો? જીવી તમારા મામાની દીકરી તમારે બ્હેન થાય છે નાની બ્હેનને દુ ખમાથી છોડાવવી એ મોટી બ્હેનનો ધર્મ છે, તમારા ભાઈ પણ તે કામ કરવાને તૈયાર થયાછે, તેમને તમે સહાય આપવા તૈયાર થાઓ પદ્મશ્રી જેવી પોહોચેલી સાધ્વીના પાશમાથી જીવીને છોડાવવી એ કામ જેવુ તેવુ નથી તમારી મદદ વિના એ કામ કોઈનાથી સિદ્ધ થઈ શક્શે નહી જયાના આવા વચન સાભળી પુતળી વિચારમા પડી ક્ષણવાર વિચાર કર્યા પછી તેણીને એક યુક્તિ સુઝી આવી પુતળી બોલી—જયા ભાભી, સાધ્વી પદ્મશ્રીના ઉપાસરામા જે મારી સહીયર જાય છે, તેની મારફત હુ જીવીને મળીશ અને બનતી મેહેનત કરી તેને પદ્મશ્રી સાધ્વીના પાશમાથી છોડાવીશ. ભાભી, મારા ભાઇ સોમચદને કહેજો કે, તમારી બ્હેન પુતળી બનતી મેહેનત લઈ તમને એ કામમા મદદગાર થવા પ્રયત્ન કરશે

જયા—પુતળી બા, તે તમારા ભાઈ તમારો મોટો આભાર માનશે

આનદા કહે છે—પુતળી, તારા ભાઇ સોમચદની સહાયથી તે જીવીને કોઈ યુક્તિથી પદ્મશ્રી સાધ્વીના પાશમાથી છોડાવાનો પ્રયત્ન કરજે, જેથી જીવીનો ઉપકાર થશે હે બ્હેનો આ ઉપરથી તમારે એટલુ ધ્યાનમા રાખવુ કે, આજકાલની જેવી તેવી સાધ્વીના સહવાસમા કદિ પણ આવવુ નહી જ્ઞાનથી જેવી પવિત્ર સાધ્વીના સહવાસમા રહેવુ અને તેમની સાથે પવિત્ર પ્ર

સંગ રાખવો જૈન સાધ્વી કેવા જોઇએ તે વિષેની એક કવિતા મે લલિતાને શીખવી છે, તે હમેશા યાદ રાખી તે ઉપરથી જૈનસાધ્વી-ના શુભ લક્ષણ જાણી તેની પરીક્ષા કરી પછી તેનો પ્રસંગ રાખવો

પ્રેમદા—લલિતા બ્હેન એ કવિતા ઘણી ઉપયોગી છે, તે અમને ન ભળાવતો ખરી પ્રેમદાના આ વચન સાંભળી પછી પોતાની માતા આનંદાની આજ્ઞા મેળવી લલિતા નીચે પ્રમાણે તે કવિતા ગાય છે

અહીં ધર્મદાનશેઠની આજ્ઞાથી શ્રાવિકાશાળામાં ગંગા પણ તે કવિતા ગાય છે

## જૈનસાધ્વી કેવા જોઇએ. તે વિષેની કવિતા.

(યાત્રા નવાણુ કરિએ વિમલગિરિ —એ રાહ)

તે ગુરૂણિનીજી ગણાય,
સુગુણવતી તે ગુરૂણિનીજી ગણાય, એ ટેક
સંયમ સુન્દર સુખથી સાધી,
સંયમ શોભિત થાય સુગુણવતી ૧
ચારિત્ર નિર્મળ પ્રેમથી પાળે,
જ્ઞાનતણા ગુણ ગાય સુગુણવતી ૨
સાધ્વીનતૃ[1] જીવિત સમ ધારી,
ધર્મ ધ્યાનમાં ધાય[2] સુગુણવતી ૩
મોહ અને મમતા નવ રાખે,
લોભે નહિ લલચાય સુગુણવતી ૪
બાળાઓને બોધજ આપે
જ્ઞાનસુધારસ[3] પાય સુગુણવતી ૫

૧ જીવિતના જેવુ ૨ દોડે ૩ જ્ઞાનરૂપી અમૃતરસનેપાય છે

સઘ શ્રાવિકા તણો સુધારી,
આપ કૃતારથ થાય સુગુણવતી ૬
રહી સ સારીના સહવાસે,
નવ તેમા સપડાય સુગુણવતી ૭
સત્ય વદે ને સ ચે ચાલે,
સત્યને આપે મ્હાય સુગુણવતી. ૮
પુરણ પ્રેમ ધરી જેનાથી,
પર ઉપકાર કરાય સુગુણવતી ૯
અ તર ગર્વ ધરે નહી ગુણુનો
છોડે સર્વ ૧કષાય સુગુણવતી ૧૦
કરી શ્રાવિકા તણી પરીક્ષા,
દીક્ષા દેવા ચ્હાય સુગુણવતી ૧૧
તે સાધ્વીના ગુણગણ ગાતા,
૨અ તર હોશ ધરાય સુગુણવતી ૧૨

લલિતાએ ગાયેલી આ કવિતા સાભળી બધી શ્રાવિકાઓ ખુશી થઈ ગઈ તે વખતે પ્રેમદાએ નીચે પ્રમાણે કહ્યુ

**પ્રેમદા**—આનદા બ્હેન, જો આ કવિતા ગુરૂજી એકવાર સાભળે તો સાધ્વી પદ્મશ્રી ઉપરથી તેનો તરતજ અભાવ થઈ જાય

**પુતળી**—હા, ખરેખર તેમજ છે કવિતાની અદર સાધ્વીના ગુણોનુ આબેહૂબ વર્ણન આપેલુ છે આ કવિતાનો અર્થ જો ખરા બર જાણવામા આવે તો શુદ્ધ જૈન સાધ્વીને ઓળખવાની કળા સારી રીતે પ્રાપ્ત થાય

**આનદા**—પ્રેમદા બ્હેન, આજકાલ જૈન સાધ્વીઓમા આવા

---

૧ કામ, ક્રોધ, માન માયા ૨ હૃદયમા

કાતા માણસોને સુખ આપવામા પૈસો ખરચવા કસુ નહી કેટલા એક લોકો વિશેષ દયા કરવા લાયક હોય છે બ્હેન લલિતા, તેમા ખાસ કરીને એટલુ યાદ રાખજે કે જેઓ પ્રથમ સુખી હોય પણ કાળે કરીને દુખમા આવી પડ્યા હોય ત્યારે તેમને ઘણો સતાપ થાય છે કારણકે, જેમણે દુખની અવસ્થા જોઈ નથી, તેમને જ્યારે તે ભોગવવી પડે છે ત્યારે તે ઘણી મુશ્કેલી ભરેલી લાગે છે એક તો તેમને હલકી મજુરી કરી ખાતા લાજ આવે છે, અને બીજુ તેમનાથી ભીખ મગાતી નથી તેમજ ધધો રોજગાર કરવાને પણ પૈસા વગેરે બીજી સઘળી બાબતની અનુકૂળતા હોતી નથી, જેથી તેવા માણસોને પોતાનો નિર્વાહ કરવાને કોઈ સાધન હોતુ નથી, માટે તેમના દુખનો પાર નથી માણસો માટે વધારે ધ્યાન રાખવાની ટેવ રાખવી અને તેમને જે મદદ કરવામા આવે તે વાત કોઈ આગળ ખુલ્લી ન કરવી અને બને તો ધધે તેમને લગાડવાને પણ ગોઠવણ કરવી

હે વ્હાલી સુતા, જે માણસો પ્રથમ સુખી અને પછી દુખમા આવેલા હોય તેમાથી દુખ આવે ત્યારે ઘણા વિચાર કરીને મરતા તથા સમયસૂચકતા વાપરવી ઘટે છે તે સુખ ભોગવેલા દુખી માણસે દુખમા આવી પડ્યા પછી કેવા વિચાર કરવા તથા કેવા સ્વભાવથી રહેવુ તે પણ હુ કહુ છુ, તે તુ સભારી રાખજે કારણકે, તડકો છાયડો તો ઘણુ કરીને માણસને એક વાર આવે છેજ પુત્રી લલિતા, બીજા કામ કરતા આપણી કોમની સ્થિતિની ઉલટપલટ ઘણીવાર થયા કરે છે કારણકે, આપણી કોમનો સબધ વેપારની સાથે હોવાથી નફો અને નુકસાની અકસ્માત્ થવાનો સભવ છે એ વગરે શ્રીમત માણસ સુખી થયેલા કેટલીક વખત વેપારની નુકસાનીથી દુખી અને પાયમાલ થઈ ગયેલા જોવામા આવે છે તેથી અસલ શ્રીમત સુખી દુખમા આવી પડતા શુ કરવુ જોઈએ, તે વાત અવશ્ય ધ્યાનમા રાખવાની છે

સુખી માણસે પ્રથમ તો પોતાના ઉપર દુઃખ આવવા માટે તરતજ વિચાર કરવો કે, મને દુઃખ શા કારણથી આવવા માંડ્યું, આવો વિચાર કરતાં જો તે દુઃખ થવાનું કારણ સમજાય તો તેથી બચવાને બનતો પ્રયાસ કરવો. કર્મની ગતિથી દુઃખ આવવાના કારણો બરાબર ન સમજાય અથવા સમજ્યા છતાં જો તે દુઃખ આવનાર કારણોથી બચી શકાય એમ નજ હોય તો, તે માણસે તરતજ કોઈ સારા વિદ્વાન ગૃહસ્થ શ્રાવક અથવા ગંભીર બુદ્ધિમાન પુરૂષને શોધીને તેનો સંગ કરવો, અને આ પછી સ્થિતિનો સઘળો હેવાલ તેમની આગળ કહી સંભળાવવો તથા વારંવાર તેવા અનુભવી વિદ્વાન સદ્ગૃહસ્થની સલાહ લઈ કામ કરવું, તથા દુઃખથી બચવાના જે રસ્તા તેઓ બતાવે તો તે આદરથી કરવા હે કાળજી રાખવી! કેટલાએક સુખી શ્રાવકો દુઃખમાં આવી પડે છે, ત્યારે તે અતિ નિરાશ થઇ કહે છે કે, 'અરે રે, મારા કર્મમાં આ દુઃખ ક્યાંથી આવ્યું? મેં કોઈ દિવસ દુઃખનું મોં જોયું નથી, તો આ દુઃખ મારાથી શી રીતે સહન થશે? અરે! મારે નસીબ વાજ નાર થવા આવા ફુટેલા નસીબવાળો હું શી રીતે જીવીશ? અરે! હવે મારો નિર્વાહ શી રીતે ચાલશે? મારાથી મેહેનત અને મજુરીનું કામ શી રીતે થઈ શકશે? હું ગાડી વાડીમાં ફર્યો છું તાઢ તડકાનો મને બીલકુલ અનુભવ નથી હમેશાં સીતળ છાયામાં રહીને મેં આટલા દિવસ ગાળ્યા છે હું કોઈ દાહાડો એક ગાઉ પણ ચાલ્યો નથી હવે મારાથી શી રીતે ચલાશે? હું છપર પલંગ વિના સૂતો ન હતો તે ઉપર મશરૂની બન્ને તળાઈઓ નાખતો વળી સુંદર ઓશીકાં મૂકીને બે બાજુએ સુંવાળા, ગાલમસુરીઆ મુકતો અને સુંદર સુંવાળી ઝીણી ચાદરો પાથરતો, ને રેશમી નાગપુરી ધોતીની ભેડ ગાળી ઉંચી કાશ્મીરી શાલ ઓઢી તથા સુંદર રજાઈઓ ઓઢતો વળી તાપની ઋતુમાં પલંગ પર ટાંગેલા પંખા એ હલાવતો, એ બધુ

સુખ ક્યાં ચાલ્યું ગયું? અને મને નઠારા કર્મે આ દુઃખ ક્યાંથી આવ્યું? કોણ જાણે મેં પૂર્વે કેવા કર્મ બાંધ્યાં હશે? કે તેનું ફળ મને ભોગવવાનું આવ્યું. આ ફાટેલા ગોદડાના ગાભા, જેમાં ઘણી જગાએ તો રુંવાડું પણ નથી, ને એક જગાએ તો મોટો ડુચો થયો છે, પગ એવો તથા ધૂળ લાગવાથી ચીકટા મેલના થર બાઝીને ગંધાય છે, એમાં વળી ફાટેલા જુની ચાદરના કડકા પણ ભાગ્યે પાથરવાના હોય, એવી હું શામાં પાસાં ફેરવી ફેરવીને રાત કાઢી પડું છું તેમ પણ પાર વિનાના માંકણ ઘડી પણ એક પાસે જંપવા દે નહીં અને ચાંચડના ચટકા પણ ચિત્તને ચુંથી નાખે છે. અરે એટલુંજ દુઃખ નથી પણ ખાવાની તો મોટી પીડા થઈ છે. જુદી જુદી જાતના પાંચ દશ શાક, તથા સ્વાદિષ્ટ ચટણીઓ પાપડ, અથાણાં, ઘીની વાટકી અને બીજા પકવાનોને બાજોઠ ઉપર મુકી આનંદથી જમનારો જે હું, તેને માટે જાડા કાચાપાકા રોટલા, ચીકણા ને જાડા થયેલા ચોખા અને દાળ કે જેમાં વઘાર કરવાને એક પળી તેલનું ઠેકાણું નથી, તે કેમ ગળે ઉતરે? હાય, હાય, આ પેટ કેમ ભરાશે? ને કેમ જીવાશે? જીવના મરવાનો દહાડો આવ્યો છે જે હું હજારો રુપીઆના ગજાનો અને આખી બજારમાં મોટો શેઠ કહેવાતો, તે મારો ડોળડીમાક ક્યાં ચાલ્યો ગયો? વળી લાલ ચણોઠી સરખા રંગની પાઘડી અને ઊંચી જાતના અંગરખા પેહેરનારો હું આજે ચીથરે હાલ બની ગયો. સાંકળા, કડાં, કંઠી, વેઢ અને કીમતી વીંટીઓ પેહેરી નવરંગીત બની ચાલનારો હું આજે કેવો બેહાલ છું? જે હું સ્વતંત્ર રીતે ચાલનારો તે આજે સર્વથી બીનો બીનો ચાલું છું. અભાગણી આ સ્ત્રીના પગલાથી અથવા આ કોઈ નઠારા છોકરાના જન્મથી મારો બધો વખત ફરી ગયો લાગે છે. તેના જન્મ્યા પછી તો જેમ સાવરણીએ વાળીને કચરો કાઢી નાખે તેમ બધી દોલત કોણ જાણે ક્યાએ કાઢી નાખી અરેરે આ ઘર! કોણ જાણે એ શા મુહૂર્તમાં તેના પાયા નાખ્યા

કુશે, કે જેમા રહ્યા પછી નુકસાનીજ થતી આવી, અને છેવટે પાર-
મલી થઇ ગઇ અરે વધારે અફસોસ તો માનનો થાય છે હું સ-
ઘનો મોટો આગેવાન ગણાતો હતો કોઇને સંઘની બાહેર મુકવો
હોય, ત્યારે મારા વિના આગળ પડીને કોણી મગદૂર હતી કે એ લે?
હું કોઇ પંચમા જતો તો મારૂ ધાર્યું કરીને ઉઠતો હતો કોઈ પણ
સાધુ સાધ્વી આવે તો તેમનું સામૈયું કરતું, તેમને કોઈ જાતનું
માન આપવું, તેમના માનમા વધારો કરતો અને કોઇ દેહેરા-
સરમા કે ઉપાશ્રયમા સુવાનો વધારો કરતો, તે વખતે મારોજ મત
લેવાતો હતો અરે! આજે કોઈ મારો ભાવ પુછતું નથી સલાહ
લેવા તો ક્યાંથીજ આવે અત્યારે તો હું ઉલટો સામો નીકળી
એવું છું તોપણ કોઈ મારા બોલને ગણકારતું નથી ને ઉલટા
મને ભાંડે છે અરે! મારો તે વખત ક્યાં ચાલ્યો ગયો? જ્યારે
હું પૈસે ભરી ગયો હતો, ત્યારે મારી આખી પાણી ન્યાતનો સગી
વવા આવતી હું કોઇને પક્ષ લઉં તો મારા પક્ષમા પાંચમો મા-
ણસો તૈયાર થતા અને આજે તો સગો ભાઈ પણ બીજાના પક્ષમા
જઈને બેસે છે મારૂ ખાઈ જનારા સગાવ્હાલા અત્યારે મને પોતાના
સગો પણ ગણતા નથી કોઇ સાધુજી ગામમા ચોમાસુ રહ્યા હોય, તે-
મને હજાર વખત બોલાવતા ને ગુરુજી, 'શેનું વખાણ વાંચીએ'
એમ કહી મારો મન લઇને વખાણ વાંચતા હતા કોઇ ખુશામ-
તીઆ સાધુ તો મને રાજી રાખવાને માટે ઘેર હમેશા વોહોરવા
આવતા અને મારા નાના છોકરાઓને હેત બતાવી બોલાવતા હતા
કોઇ કોઈ વાર તો જ્યાસુધી હું ઉપાશરે આવ્યો ન હોઉં, ત્યાસુધી
તે સાધુજી વખાણ વાંચવું શરૂ ન કરતા અને મારી રાહ જોઈને
રહેતા હતા 'અરેરે એ વખત ચાલ્યો ગયો, અત્યારે મારો કોઇ
ભાવ પુછતું નથી મારે ઘેર કોઇ આવતું નથી હજાર વાર કહું
ત્યારે સાધુજી કે સાધ્વીજી વોહોરવા આવે છે જે કોઈ ભલા અને
સમાન દૃષ્ટિવાળા મુનિઓ હોય, તેઓ મારો ભાવ પુછે છે અને

મારે ઘેર વોહોરવા પણ આવે છે હવે તેઓ નામાટે વોહો વા આવે? જે સ્વાદીલા સાધુઓ છે, તેમને સાગ ઘરમાથી હવે શુ મળે તેમ છે? ચ , મીઠાઈ, મેવા અને શીયાળાના ઉમ ા મશાલા નાર પાકો મારા ઘરમા હવે કયાથી હોય? અત્યારે ગુમ જેગના મળે તેવુ છે જેઓ ગમત ઈદ્રિયને જીતનાર અને બીજાની ના કાર નહીં રાખનારા નિ સ્પૃહ સાધુ છે, તેવા સાધુઓ માન ભાવ જોઈને મારે ઘેર આવે છે, બીજા સ્વાદીના સાધુઓ કદિ પણ આ વતા નથી

અરેરે! હુ કેટલીક બળાપો કરૂ પર્યુષણ વગેરે પર્વમા મોટા મોટા વરઘોડામા અગ્રેસ્થાન મનેજ મળતો હતો ઘાાજ વીએ લીને ઉચ મા ઉંચુ સ્થાન મેળવવાને હુ જ ભાગ્યશાળી થતો હતો પ્રભુની પ્રતિમાની સાથે હાથીના હોદ્દા ઉપર, તાવદાન, મીયાના અને રથ ઉપર મારાજ કુટુબને જગ્યા મળતી હતી તે શિવાય પ્રતિષ્ઠા મહોત્સવમા તથા બીજા દીક્ષાના ઉત્સવમા મનેજ આદેશ મળતો હતો અરેરે! એ વખત કયા ચાલ્યો ગયો?

હે દીકરી, આ વિગેરે અનેક સુખનીવાતોના વિચાર કરીને પાછળથી થઈ ગએલી વાર્ત્તાને સભારી સભારીને દુખનો વધારો કર્યા કરે છે, પણ આ દુખ કેવી રીતે મટે? એના વિચારનો ઉપાય કરતા નથી, તેમ ખોળતા નથી જ્યારે કોઈ વિવેકી પુરૂષ તેમને સમજ આપે છે, ભાઈ! ગઈ વાતને સ ભારવી નહીં, ગઇ તિથિ તો જોષી પણ વાચતા નથી જે પુરૂષો પાછલી વાત સભારીને દુખ માને તેને વિચારવાન પુરૂષોએ મૂર્ખમા ગણ્યા છે તેથી હવે ઘરમા બેશી રહી આ પ્રમાણે દુખ વેઠો છો, તે કરતા કાઇ ઉદ્યમ કરો ' એક નર અને સો હુનર ' ચોરી તથા જારીની શરમ છે, બીજી વાતે શરમ રાખવી નહીં જ્યારે આપણો વાકો દહાડો આવે ત્યારે ગમે

તેની ચાકરી કરીને પણ પેટ ભરીએ, તેમા કાઇ લાજ જતી નથી જુઓ, મોટા હરિશ્ચંદ્ર રાજા સરખાએ પણ નીચ જાતીની ચાકરી કરીને પેટ ભર્યુ છે, જનાનામા પડદાની અદર રહેનારી તેની રાણીએ પાણી ભરવાની તથા જગલમા અથડાઇને તેમજ બારણે બારણે ભટકાઇને જુદી જુદી વસ્તુઓ આણવાની હલકી નોકરી કરી દોહલા દિવસ કાઢ્યા છે તો આપણે કોણ માત્ર છીએ ? વળી જુઓ, નળરાજા અને દમયતી રાણીએ કેવા દુ ખ વેઠ્યા છે પાચ પાડવ અને દ્રાપદીની વાત યાદ કરો તેમણે જગલમા અનેક દુ ખ વેઠી પોતાનો નઠારો વખત પસાર કર્યો છે બાઇ, આપણા જૈનશાસ્ત્રમા કેવા કેવા રાજાઓ અને શ્રીમતોએ દુ ખ વેઠ્યાના દષ્ટાત છે, તે યાદ કરો માટે ભાઈ! સમજણ રાખીને જેવો વખત તે પ્રમાણે વર્ત્તવુ અને ગમે તેરે પણ ન્યાયને રસ્તે અન્નવસ્ત્ર મેળવવા, એમા કરીલાજ રાખવી નહીં હમેશા ઘરમા બેશી રહેવાથી હજાર હજાર અદેશાઓ મનમા આવ્યા કરે છે અને તેથી સતાપ થઇને આપણુ લોહી ઉકળે છે અને દુ ખમા વધારો થાય છે, તેમજ બુદ્ધિ બગડે છે, માટે કાઈ ધધો રોજગાર કરો સાચુ પુછો તો પુરૂષનો મોટો ખોરાક રોજગાર છે રોજગાર વિના માણસ નબળુ પડી જાય છે, તેથી મારૂ ગરીબનુ માનોને કાઈ નબળોપાતળો જે મળે તે વેપારરોજગાર કરો તો સુખી થશો

હે બ્હેનો, આ પ્રમાણે કોઇ ડાહ્યા માણસો શીખામણ દે છે, ત્યારે જો કોઈ સમજુ માણસ હોય તો તે દુ ખના દિવસોમા ગમે તે રસ્તે નરમાશથી ચાલી ધૈરો મેળવે છે, અને કાળે કરીને પાછો સુખી થાય છે, પણ કેટલાક ઊંધી બુદ્ધિના તથા ટુકા નશીબના માણસો તો તે શીખામણ દેનારની ઉપર ઉલટા રીસે બળે છે, કેટલાએક માણસોના સ્વભાવ ' દોરડી

તુરે પણ આમગો ન છુરે ' એવા હોય છે તેઓ મરતા સુધી પન પોતાની મગરૂરી તથા હક છેડ્તા નથી, અને દુખી થઈને મરે છે કેટલાએક તો એવા પતગજીવાળા હોય છે કે, જ્યારે કોઈ ડાહ્યો માણુસ ઉપર પ્રમાણે શીખામણ આપે છે, ત્યારે તે અહકાર તથા મ લાવી એવો વિચાર કરે છે કે, " આ ભઈ ડહ્યા થઈ કહેવા આવ્યો છે, પણ એને ખબર નથી કે, મારાથી તેના કહેવા પ્રમાણે કેમ ચલય ? હું કોણુ માબાપનુ ફરજદ છુ ? હું કેવી સ્થિતિનો માણુસ હતો અને મારી આગની આબરૂ પ્રમાણે જોતા મારાથી આવા કામ કમ થઈ શકે ? આ કહેનારને કઇ સમજણ લાગતી નથી શીખામણ દેતા તો સૌને આવડે છે, પણ જ્યારે માથે આવી પડી હોય ત્યારેજ ખગર પડે છે હુ પણ સુખી હતો, ત્યારે ઘને શીખામણ દેતા કે, શી ફીકર છે ઠોકર માર્યાને પસો પઠા કરીએ આ પ્રમાણે જમીન તથા દુખીને હુ પણ સલાહ આ પતો, અને મારી પાસે ભીખારીઓ માગવા આવતા, ત્યારે હું તેમની ઉપર દયા લાવનો નહતો, પણ ઉલટો એમ કહેતો કે, જાઓ મહેનત કરો, પૈસો હરામનો આવતા નથી લોહીને પાણી એક થાય છે, ત્યારે પયા મળે છે, ખબર છે ?" આ વિગેરે અનેક કઠોર વચનોથી તે બિચારા ગરીબ લોકોનો હુ તિરસ્કાર કરતો તથા ધમકાવતો, તે હવે આજે મારા નબળા દિવસોમા આ લોકો મને તેવાજ વચનો સભળાવે છે પણ મારી કુલીનતાનો કયો વિચાર કરતા નથી અરેરે ! લોકોને દુખ પડ્યા વિના ખબર પડતી નથી કે, દુખમા કેવી અવસ્થા થાય છે

હે સદ્ગુણી સુતા, આ દુખમા આવી પડેલા તે દુખીઓ માણુસ ઘણા પ્રકરની દુરાશાને વશ પણ થાય છે તે એકલો

એકો જૈનો નવી નવી આશાઓ બાંધે છે અને હવાઇ વિચારો કરે છે, અને પછી જે જે ધર્મના કામ કરે તે સકામવૃત્તિથી કરે છે જે શ્રાવકની આવશ્યક ક્રિયાઓ તથા વ્રત, ઉપવાસ અને દેવ, ગુરુની ભક્તિ વિગેરે નિષ્કામ વૃત્તિથી અને આત્માના ગુણ પ્રગટ કરવાના ઇરાદાથી કરવાના છે, તે બધા સકામ વૃત્તિથી કરે છે તે સામયિક કરી વખતે પણ ધનની આશા બાંધે છે જિનપૂજા કરવામા પણ દ્રવ્યના ભંડારની પ્રાપ્તિની આશા રાખે છે કરીયાણાની વસ્તુઓના ભાવ કહેવાની લાલ સાથે વિદ્વાન્ સાધુઓની ભક્તિ કરે છે ઘરમા ધનના ઢગલા થાય, તેવા ઇરાદાથી પ્રભુની પ્રતિમાને પધરાવે છે, અને કોઇ સિદ્ધિનુ વચન કહે, એવી આશાથી તપસ્વીઓની સેવા કરે છે આ સિવાય કેટલાએક તો કુમાર્ગને પથે પણ ચઢી જાય છે યતિ--ગોરજીની પાસે મંત્રતંત્ર કરાવે છે, તેમના કહેવાથી ભૂત, પ્રેત, પિશાચ, ભૈરવ અને દુર્ગાની ઉપાસના કરે છે બ્રાહ્મણોના કહેવાથી હનુમાન, મહાદેવ, દેવી અને બીજા મિથ્યાત્વી દેવતાની બાધા રાખે છે બ્રાહ્મણોના ધર્મ વચનથી ભમાઇને અનેક જાતના મિથ્યાત્વ આચરે છે વળી કોઈ ધૂર્ત્ત તાપસોના કહેવાથી ભૂમિની અંદર દાટેલા ધનને માટે ઘણો શ્રમ કર્યા કરે છે જગતમા અને ઘરમા જ્યા ત્યા ધનના ભંડારને માટે ખાતા કરે છે અને [illegible] જ્યારે તેને કોઇ જાતનો લાભ મળતો નથી, ત્યારે તે નિરાશ થઇને ઘણો અફસોસ કરે છે ' અહા ! ! આ સમયે મારુ દુઃખ કોઇ પણ કેમ મટાડતુ નથી ? દેવ, ગુરુ અને ધર્મ એમાથી કોઇ પણ મારૂ દુઃખ કમ ભાગતા નથી ? એમને દુઃખ મટાડવાની શી મુશ્કેલી છે ? જૈનશાસનના દેવતાઓ મોટા પ્રભાવિક ગણાય છે પૂર્વે ઘણા શ્રાવકોના ઘરમા સોનૈયાની વૃષ્ટિ થતી

હતી. આજે મારા ઘરમા કેમ થતી નથી? ઘણાને ભૂમિમાર્ગ ધનના ભડાર મળ્યા છે અને તેથી તેમના દારિદ્રનો નાશ થઇ ગયો છે વળી મારા ઘરમા રખેને મારા વડિલોએ ધન દાટેલુ હોય અને તે ધનવડે આ મારૂ દુખ ટળવાનુ હોય તો મ શાસનદેવતા મને તે ધન શામાટે ન બતાવે ?" આવી હવાઇ આશા બાધતો તે આશાપાશથી બધાએલુ ધન મળવાની આ શાએ વખતે થોડુ ધન ખર્ચી જમીન ખોદાવી પણ જુવે છે અને જો તેમાથી કાઇ નીકળતુ નથી તો પાછો નિરાશ થઇ ખેદ કરતો બેશી રહે છે વળી હે લલિતા, એવા ધન વિનાનો માણસ માર્ગમા ચાલતા પણ નીચી નજર કરતો ચાલે છે અને ધારે છે કે, અરે ! મને આ રસ્તેથી કઇ પારસમણિ કે ચિંતામણિ જડી જાય તો કેવુ સારૂ ! જો પારસમણી મળે તો ઘરમા જેટલુ લોઢુ છે, તેનુ સોનુ બનાવી દઉ અને જો ચિંતામણિ મળે તો પછી દુખ જ રહે નહીં

હે દીકરી લલિતા, આ પ્રમાણે તે સુખી થયા પછી દુખી થયેલા મૂર્ખ માણસની સ્થિતિ થાય છે તેનુ વર્ણન મે કહી બતાવ્યુ આવે વખતે મુઝાતા પુરૂષને તેની સ્ત્રીએ હીંમત આપવી જોઇએ કારણકે, નિર્ધન અવસ્થામા સ્ત્રીની ખરેખરી પરીક્ષા થાય છે, નઠારી સ્થિતિમા આવી પડેલા પતિને હીમત આપવી એ સ્ત્રીનુ ખરેખરૂ કર્તવ્ય છે તે વિષે એક ગોદાવરી નામની બ્રાહ્મણીની વાર્તા જાણવા જેવી છે જો કે એ ગોદાવરી મિથ્યાત્વી હતી, તોપણ તેની વાર્તામાથી ઘણો સાર લેવાનો છે

**ધર્મદાસ**—હે શ્રાવિકાઓ, આનદબાએ પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને ઉપદેશવાર્તા કરતા જ્યારે ગોદાવરીની વાર્તાની સૂચના કરી ત્યારે ચચળે વિનયથી નીચે પ્રમાણે કહ્યુ —

**ચચળ**—આનંદા બ્હેની, એ ગોદાવરી કોણ હતી? ક્યાં રહેતી હતી? અને તેણીએ શું કર્યું હતું? એ વાત અમને વિસ્તારથી કહી ન બતાવો

**પ્રેમદા**—આનંદા બ્હેન, એ વાર્તા જરૂર કહો એમાંથી અમને ઘણો બોધ મળશે

**આનંદા**—બ્હેનો, ગુર્જરદેશમાં વસંતપુર નામે એક નગર હતું તેની અંદર **દેવશર્મા** નામે એક બ્રાહ્મણ રહેતો હતો તે બ્રાહ્મણ ઘણો વિદ્વાન, ધર્મી, અને સુશીલ હતો તે ભિક્ષુક કુળમાં જન્મેલો હતો, તથાપિ તેને ભિક્ષુકવૃત્તિ ઉપર ઘણોજ તિરસ્કાર હતો જોકે તેના બાપદાદાની વૃત્તિ ભિક્ષુકની હતી, તોપણ દેવશર્મા જ્યારે લાયક થયો, ત્યારે તેણે એ વૃત્તિનો ત્યાગ કર્યો હતો તે વિદ્વાન હોવાથી લોકો તેને માન આપતા અને દાન પણ આપતા, પણ તે એકલા માનનેજ લેતો અને દાનનો ત્યાગ કરતો હતો તેની વાણીમાં મીઠાશ ઘણી હતી જ્યારે તે સુભાષિતના શ્લોકો બોલતો ત્યારે શ્રોતા ગમે તેવા હોય, તોપણ તે સાંભળવાથી તેનું હૃદય પીગળી જતું હતું

એ દેવશર્મા બ્રાહ્મણને **ગોદાવરી** નામે એક સ્ત્રી હતી. ગોદાવરીએ બાળવયમાંથી સારી કેળવણી લીધી હતી જોકે તે સ્ત્રી મિથ્યાત્વમાં જન્મેલી અને મિથ્યાત્વમાં ઉછરેલી હતી, તોપણ તેણીનામાં પૂર્વના કોઈ સારા સંસ્કારોને લઈને વિવેકબુદ્ધિની સાથે શુભ સત્યાસત્યબુદ્ધિ જાગ્રત રહેતી હતી સર્વ જીવ ઉપર દયા, નમ્રતાની સાથે શીલતા અને પતિ તરફ ઉત્તમ ભક્તિભાવ, એ વિગેરે સારા સારા ગુણોએ તેનામાં વાસ કર્યો હતો સ્ત્રી કેળવણીના મોટા પ્રભાવથી તેણીએ પોતાના સંસારના માર્ગને સારી રીતે સુધાર્યો હતો તેણીના સમાગમથી દેવશર્મા ઘણોજ સંતુષ્ટ રહેતો અને તેથી પોતાના જીવનને કૃતાર્થ માનતો હતો

પછી આગળ જતા મદનપુર નામના એક નગરમા તેઓ આવ્યા તે નગરની બાહેર મુસાફરોને ઉતરવાની એક ધર્મશાળા હતી અનેક વિદેશી મુસાફરો અને યાત્રાળુ લોકો તે સ્થાનનો આશ્રય લેતા હતા

જે દેશમા આ મદનપુર આવેલુ હતુ, તે દેશમા તે વખતે દુકાળની અસર થોડી હતી ત્યાના લોકો પોતાનો નિર્વાહ કરી શકે, તેવા સાધનો તે દેશમા મેળવી શકતા હતા મદનપુરમા મદનસિંહ નામે રાજા હતો તે રાજા દુરાચારી અને વ્યભિચારી હતો કોઈ પણ સ્વરૂપવાન્ સ્ત્રી તેની નજરે પડે તો તેને તે લલચાવતો અને જો તે સ્ત્રી ન લલચાય તો પછી તેને બળાત્કારે પોતાની પાસે લાવતો હતો આ દુરાચારી રાજાથી લોકો ત્રાહત્રાહ પોકારતા અને તેને હૃદયથી ઘણો ધિક્કાર આપતા હતા તથાપિ કોઈ મત્રીઓ કે પ્રજાજનમાથી કોઈ તેને કાંઇ પણ કહી શકતુ નહતું રાજા મદનસિંહ આવો દુર્ગુણી છતા તેનામા થોડી ઘણી દયા હતી, તે છતા કોઈ વાર વ્યભિચારના દુર્ગુણને લઈને તેને નિર્દય થવુ પડતુ હતુ

પેલો ભાનુ બ્રાહ્મણ પોતાની સ્ત્રી શોભાને લઈને તે મુસાફરોની ધર્મશાળામા આવ્યો ત્યા જઈ તેણે ધર્મશાળાની એક બાજુમા પોતાનો ઉતારો કર્યો આસપાસ બીજા ઘણા ઉતારૂઓ ઉતરેલા હતા સુંદર આકૃતિવાળી શોભાને જોતાજ ત્યા ઉતરેલા મુસાફરો ચકિત થઈ ગયા શોભાના સાૈંદર્યે તેમની દૃષ્ટિઓને આકર્ષી લીધી ભાનુએ ઉતારો કરી પોતાની સ્ત્રીને જણાવ્યુ કે, હે સાધ્વી, તમે અહીં સ્વસ્થ થઇને રહેજો હુ ગામમાથી અન્નપાનનો યોગ કરી લાવુ

આ પ્રમાણે કહી ભાનુ ગામમા ગયો થોડીવાર પછી શોભાએ વિચાર્યુ કે, પતિ ગામમા ગયા છે, ત્યાસુધીમા મારે બેસી રહેવુ, તે યોગ્ય ન કહેવાય, માટે એક ઘડો જળ ભરી લાવુ, જેથી સ્વામી

પાઠ આવે ત્યારે તેમને સ્નાન અને જળપાન કરાવી શકાય આવા વિચારથી શોભા મૃત્તિકાનો ઘડો લઇને ઉભી થઈ પોતાનો સામાન કેટલાક પરદેશમા ઉતરેલા સ્ત્રી પુરૂષને સોંપી પોતે જળ ભરવાને ધર્મશાળાની બાહેર નીકળી

બાહેર નીકળ્યા પછી તે ભાનુની સ્ત્રી શોભાએ કોઈ જતા આવતા માણસને પુછ્યુ કે, આ શહેરમા જળાશય ક્યા છે? તે ભલા માણસે ઉત્તર આપ્યો—બ્હેન, આ રસ્તે જાઓ થોડે ચાલતા એક મદનવાવ્ય આવેલી છે, તેમા ઘણુ સ્વચ્છ અને સુન્દર જળ છે તે વાવ્ય આ શહેરના રાજા મન્મનસિંહે બધાવેલી છે તેનુ જળ ઘણુ સ્વચ્છ અને મધુર છે શોભા તે વાવ્યતરફ ગઇ અને જળ ભરીને લાવી પાછી ફરી

એ શહેરનો રાજા મન્મનસિહ ઘણો વ્યભિચારી હતો કોઈ પણ સુંદર સ્ત્રીને જોવાથી તેનામા વિકારનો વેગ જલદી પ્રસરતો હતો ને જેમ તેમ કરીને પણ પોતાની ઇચ્છાઓ પૂરી કરવા પ્રયત્ન કરનો હતો તે દુષ્ટ રાજાએ ઘણી સુન્દરીઓ ઉપર બળાત્કાર ગુજાર્યો હતો આથી લોકોમા તેનો ત્રાસ વર્ત્તાઇ રહ્યો હતો શહેરની સુન્દરીઓ તેની દ્રષ્ટિએ પડતી ન હતી નવી સ્ત્રીઓ તે દુષ્ટના પજામા ન ફસાવાને માટે સાવચેત રહેતી હતી

કર્મની શક્તિ ગહન છે ભાનુની સ્ત્રી શોભા વાવ્યમાથી પાણી ભરીને પાછી ફરી, તેવામા રાજા મન્મનસિહ ગાડીમા બેસી ફરવા નીકળ્યો હતો, તેની પાછળ ઘોડેસ્વાર થઈ બેચાર સેવકો દોડતા આવતા હતા તે કામી રાજાની દ્રષ્ટિ શોભાની ઉપર પડી તરત તેના હૃદયમા વિકારનો પ્રવાહ વેહેવા લાગ્યો મન્મનસિહ ઉપર મદને વિજય મેળવ્યો તત્કાળ તેણે આજ્ઞા કરીને ગાડી ઉભી રખાવી અને પાછળ આવતા અગરક્ષક ઘોડેસ્વારને કહ્યુ કે, જળ ભરીને જતી આ સુન્દર સ્ત્રી કોણ છે? તે ક્યા રહે છે? અને કોણ

જાતની છે? વિગેરે બધી તપાસ કરી આવ અને પછી તેણીને દર બારમા લાવ રાજાની આજ્ઞાથી તે સ્વાર શોભાની પાછળ ગયો અને જે ધમશાળામા શોભા ઉતરી હતી, ત્યા જઇ ઉભો રહ્યો સ્વારને પોતાની પાછળ આવતો જોઇ શોભા વિચારમા પડી ગઇ, પણ તેણીએ રાજાના નઠારા ભાવને જાણેલો ન હોવાથી તે ચિંતાતુર થઈ નહીં જળનો ઘડો ઉતારી અને પતિની રાહ જોઈ બેઠેલી શો ભાની પાસે ઘોડા ઉપરથી ઉતરીને તે પુરૂષ આવ્યો અને તેણે વિનયથી જણાવ્યુ—બાઇ, તમે કોણ છો? અને જાતે કેવા છો? શોભાએ વિનયથી ઉત્તર આપ્યો—ભાઇ, અમે પરદેશી બ્રાહ્મણ છીએ તે પુરૂષ બોલ્યો—તમે એકલા છો કે તમારી સાથે કોઈ છે? શોભા—ભાઈ, મારી સાથે મારા સ્વામી છે,તેઓ ગામમા ગયા છે પુરૂષે કહ્યુ, બાઈ, તમે પૂર્ણ નસીબદાર લાગો છો અમારા મ હારાજા મદનસિંહજી તમારી ઉપર ખુશી થઇ ગયા છે તેઓ ત મને પોતાની હજુરમા બોલાવે છે અને જો તમારી મરજી હશે તો તે તમને જનાનામા પોતાની રાણી તરીકે પણ રાખશે

તે પુરૂષના આવા વચન સાભળતાજ શોભા કપી ઉઠી અને પોતાના પતિની ગેરહાજરીમા 'હવે શુ થશે'? એવી તેને ભારે ચિંતા થઇ પડી જ્યારે શોભાએ કાઇ ઉત્તર આપ્યો નહીં એટલે તે પુરૂષ ફરીવાર બોલ્યો—કેમ બાઇ શો વિચાર કરો છો? લક્ષ્મી ચાદલો કરવા આવે ત્યારે મોઢુ ધોવા જશો નહીં આવા મોટા શહેરનો મહારાજા તમને બોલાવે, એ કાઇ જેવી તેવી વાત નથી તમારા ભીખારી પતિથી તમારૂ શુ વળવાનુ છે? વિચાર કરો કદિ તમે આવવાની આનાકાની કરશો તોપણ તમને બળાત્કારે લઈ જ વાનો હુકમ કરેલો છે

સતી શોભા બળાત્કારનો શબ્દ સાભળતાજ વધારે ચિંતાતુર થઇ ગઇ પણ તેજ વારે તેણીના હૃદયમા સતીપણાનું શૌર્ય જાગ્રત

શ્યુ તેણીએ મનમા વિચાર કર્યો "શુ આ દુષ્ટ રાજા સતીસ્ત્રીની લાજ લેવા ધારે છે? એ કદિ બનશે નહીં તે દુષ્ટને માલુમ નથી કે, સતીઓનો પ્રભાવ કેવો છે? સતીઓ પોતાના પ્રાણ જાય તો પણ વ્યભિચાર કરવાની નથી તેમના પવિત્ર શરીરને પતિ અને મરણ પછી અગ્નિ—એ શિવાય કોઈ સ્પર્શ કરી શકતુ નથી હશે, આ વખતે યુક્તિથી બચી જવાની જરૂર છે જો સ્વામી આ વખતે અને આ વાત સાભળશે તો તેના હૃદયમા ભારે શોક થશે વળી રાજાની આગળ મારા ગરીબ સ્વામી ટકી શકે તેમ નથી માટે આ રાજાના પુરૂષને મધુર વચનથી સમજાવવો અને તેના ગયા પછી આ શરીરને અગ્નિમા દગ્ધ કરી નાખવુ વધારે સારૂ છે" આવો વિચાર કરી સતીધર્મની શોભાથી સુશોભિત એવી શોભાએ ઉપર થી હાસ્ય કરીને જણાવ્યુ, ભાઈ, તમારા વચન મને હૃદયમા ગમી ગયા છે મારા ભિખારી સ્વામીના કરતા રાજાની પાસે રહેવાથી વધારે સુખ મળે એ વાત તો ઉઘાડીજ છે હું એક ગરીબ ભિખારણ આ મદનપુરની મહારાણી બનુ, એ મારા કેવા ભાગ્ય કહેવાય? અરે ઉપકારી બધુ, જાઓ, તમારા મહારાજાને ખબર આપો ક, આપના બોલાવવાથી હું મારા આત્માને ધન્ય માનુ છુ મારા પતિ આવ્યા પછી તેમને જેમ તેમ સમજાવીને હું મહારાજાના મેહેલમા આવીશ તમે મને સાય કાળે બોલાવવાને આવજો

શોભાના આવા વચન સાભળી તે રાજાનો દૂત પ્રસન્ન થઈ ચાલ્યો ગયો પછવાડે સતી શોભાએ ચિતવ્યુ કે, હજુસુધી પતિ બાહેરથી આવ્યા નહીં તેમના આવ્યા પહેલા આ શરીરનો નાશ કરી દેવો એ વધારે ઉત્તમ છે જો શરીર હશે તો રાજા બળાત્કાર કરી તેને અપવિત્ર કરી દેશે, તેમા મારા પતિથી કાંઈપણ થઈ શકશે નહીં અને જો પતિને મળવા રહીશ તો પછી મારા શરીરનો નાશ પતિથી જોઈ શકાશે નહીં આવો વિચાર કરી શોભા ધર્મશા

ધામા ઉતરેલા મુનાફરોની પાસે જુદુ કારણ દર્શાવી છુટા છુટ મપણ માગવા નીકળી બધા મુસાફરોએ તેણીને થોડુ થોડુ અર્પણ આપ્યુ તેનો એકદર મોટો ઢગલો થયો પછી તેની ધર્મ શાળાની મ ૨ ભાજે ઉઘાડા ચોકમા ચિતા ખડકી પોતે બળી મરવ તૈયાર થઈ તે અગ્નિ પ્રગટાવી જેવી તે ચિતા આગળ ભ રહી ત્યા કેટલાએક દયાળુ મુસાફરો તેણીની આસપાસ વીંગાઈને તેને તેમ કરતી અટકાવવા લાગ્યા તેણીની પાસે ઉતરેલા કેટલાએક મુસાફરો જાણતા હતા કે, કુકમને માટે રાજાનુ તેડુ આવવાથી આ પવિત્ર બ્રાહ્મણી પોતાના પ્રાણનો નાશ કરે છે તેથી તેઓ શો ભાને વધારે સમજાવવા લાગ્યા તોપણ સતીધર્મને સાચવવામ ત ૫૨ એવી એ સ્ત્રીએ કાઇપણ માન્યુ નહીં જેવામા સતી શોભા પોતાના સતીધર્મને માટે પ્રાણની આહુતી આપવાને ચિતામા પ્ર વેશ કરવા જતી હતી, તેટલામા તેનો પતિ ભાનુ બાહેરથી આ- વ્યો મુસાફરોના ટોળા વ ચે પોતાની સ્ત્રીને ચિતાની આગળ ઉભેલી જોઇ તે મનમા આશ્ચર્ય પામી ગયો તત્કાળ તે શોભાની પાસે આવ્યો પતિને જોતાજ સતીના નેત્રમાથી આસુની ધારાઓ છુટવા લાગી ભાનુએ સભ્રમથી કહ્યુ, પ્રિયા, આ શુ કરો છો? અને આ કરવાનુ શુ કારણ છે? પછી શોભાએ મદનસિંહ રાજાનો બધો વૃત્તાંત પોતાના પતિની આગળ કહી સભળાવ્યો પછી વિ શેષમા તે મહા સતી રૂદન કરતી બોલી —પ્રાણનાથ, પતિવ્રતાનો ધર્મ સાચવવાને માટેજ આ આ મહત્પાનુ મહાપાપ કરવુ પડે છે એ મહાપાપની સાથે પણ તમારી સેવા કરવારૂપ કર્ત્તવ્યમાથી પણ મારે ભ્રષ્ટ થવુ પડે છે તમારા જેવા વિદ્વાન્ પતિને દુખમા મુકી હું ચાલી નીકળુ છુ, તેને માટે મને ક્ષમા આપજો સ્વામી, આ અસાર સંસારનુ સ્વરૂપ સમજી મારો શોક કરશો નહીં અને આત્મસાધન કરવામા તત્પર રહીતમારી પશ્ચિમ અવસ્થા પ્રમાર કરજો. સ્વામી હવે હું પરલોકમા જાઉંછુ, મારા મન, વચન અને

કાયાના અપરાધ ક્ષમા કરજો અને જો કાઇપણ પુણ્યનો યોગ હોય તો તમારો કોઇ ભવે સમાગમ થજો

સ્ત્રીના આવા વચન સાભળી ભાનુ ગદગદિત થઈ ગયો તેના નેત્રમાથી આસુની ધારા છુટી. તેમ દસ્વરે બોલ્યો—હે પવિત્ર સતી, તમે તમારા ખરા ધર્મને સાચવવા આ અશક્ય અને ભયકર કામ કરો છો, તેને માટે તમને વધારે કહી શકતો નથી પણ તમે મને તમારા વિયોગના મોટા સકટમા નાખતા જાઓ છો, તેનો વિચાર કરજો આ વિપત્તિના વખતમા તમારા વિના એક ક્ષણ પણ મારે યુગ જેવો થઇ પડશે પ્રિયા ! હવે થોડા કાળમા મને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થશે તે વખતે તમારી મને મોટી ખોટ જણાશે તમારા જેવી સાધ્વી સ્ત્રી વિના આ વિદેશમા મને કેવા કેવા દુખ પડશે, તેનુ હું વર્ણન કરી શકતો નથી પ્રિયા, જો તમે આ સાહસ ન કર્યું હોત તો આપણે ગમેતે યુક્તિથી એ દુષ્ટ રાજાના પાશમાથી બચી જાત અથવા અહીંથી નાશી છુટત

પોતાના પતિ ભાનુના આવા વચન સાભળી શોભાએ રુદન કરતા જણાવ્યુ—પ્રાણનાથ, આપને દુખમા એકલા મુકી હુ ચાલી જાઉં, તે યોગ્ય કહેવાતુ નથી, તથાપિ મારા ધર્મની ખાતર, અને જગતમા સતીધર્મનો પ્રભાવ દર્શાવાની ખાતર—આ આત્મહત્યાનુ મહાપાપ આચરૂ છુ સ્વામી, મારા અપરાધ ક્ષમા કરજો મન, વચન અને કાયાએ કરી જે કાંઇ અનુચિત કર્મ કરવામા આવ્યુ હોય, તેની મને ક્ષમા આપી મારા આત્માનો ઉદ્ધાર થાય એવુ શુભ ચિંતવન કરજો પ્રાણેશ, નાહી મનથશો નહીં દરેક મનુષ્ય સુખ દુખ પામે છે આ વિશ્વની એવી ઘટમાલ છે કે જેમા પ્રગટ થનાર પ્રાણીઓ ઉન્નતિ અને અવનતિ પામ્યા કરે છે સ્વામી, હવે હું રજા માગુ છુ ભાનુ ગળગળો થઇને બોલ્યો—સતી, તમારા વિના મારે આ બધુ જગત્ શૂન્ય છે મારા દુખના ગાડાની એક

કાગીપુરીમા થયો હોય તો તે સ ભવિત છે આવી સુદર બાળા મારાથી શી રીતે કહેવાય કે, તુ ગોભાનો અવતાર છે

આ પ્રમાણે ભાનુ ચિ તવતો હતો, ત્યા પ્રભાવતી બેઠી થઇ ફરીવાર તેના ચરણમા નમી પડી અને બે હાથ જોડી બોલી—સ્વામિનાથ, હુ આપની દાસી ગોભાનો અવતાર પ્રભાવતી છુ આપનુ દર્શન થતા અને તે શ્લોકનુ પૂર્વાર્દ્ધ સાભળતા મને મારા પૂર્વજન્મનુ જ્ઞાન થઇ આવ્યુ છે પ્રાણનાથ! કોઇ જાતની ફીકર રાખશો નહીં હુ હજી કુમારિકા છુ આપના સિવાય કોઇ બીજા પુરૂષને વરવાની નથી આપ નિશ્ચિ ત રહેજો

પ્રભાવતીના આવા વચન સાભળી ભાનુના નેત્રમા આસુ આવી ગયા અને તેના શરીર ઉપર રૂવાડા ઉભા થઇ ગયા ભાનુએ ગદ્ગદ્ કંઠે કહ્યુ, જ્યારથી તમે શ્લોકનુ ઉત્તરાર્દ્ધ પૂરૂ કર્યુ, ત્યારથી મને ખાત્રી થઇ હતી કે, આ સ્રી ગોભાનો અવતાર છે, પણ તમારા જેવી કિશોરવયની સુદરબાળાને મારાથી શી રીત કહી શકાય તમે એક ગૃહસ્થને ઘેર અવતર્યા છો વળી તમારૂ લાવણ્ય અને નવીનવય અનુપમ છે ક્યા તમે સુદર બાળિકા? અને ક્યા હુ એક દરિદ્રી વૃદ્ધ બ્રાહ્મણ! કદિ તમે મારી સાથે વિવાહિત થઇ રહેવાને ધારો તોપણ તમારા માતાપિતા તે વાત માન્ય કરે નહીં હે નવ સ્રી તમારો મેળાપ થયો એથી મારા મનને સતોષ થયો છે તમે સુખે સ પત્તિ ભોગવો હુ મારા કર્મનુ ફળ ભોગવતો મારૂ જીવિત પૂરૂ કરીશ

પ્રભાવતી—સ્વામિનાથ, આ શુ બોલો છો? શુ હુ હવે તમારો ત્યાગ કરૂ ? એ વાત કદિ પણ બનેજ નહીં મન, વચન અને કાયાથી હુ તમને વરી ચુકી છુ કદિ મારા માતાપિતા એ વાત માન્ય નહીં કરે તો હુ આ જીવિતનો ત્યાગ કરીશ પણ હવે હુ બીજા પુરૂષને વરવાની નથી તમારા શિવાય પરપુરૂષો મારે પિતા

અને ભ્રાતા કે સ્વામી, એવો વિચાર સ્વપ્ને પણ લવશો નહીં. સતી સ્ત્રીઓ કદિ પણ પોતાના સતી વ્રતથી ચલિત થતી નથી. સૂર્ય પશ્ચિમમાં ઉગે, ધ્રુવનો તારો ચલાયમાન થાય અને પવન સ્થિર રહે તોપણ સતી સ્ત્રી પરપુરૂષને અંગીકાર કરતી નથી. સ્વામી, તમે મારા પતિ, મારા ઇષ્ટદેવ, મારા પૂજ્ય, મારા ગૃહીગુરૂ અને મારા તારક છો. તમે પોતેજ મારૂં સર્વસ્વ અને જીવન છો.

પ્રભાવતીના આવા વચન સાંભળી ભાનુને ઘણો સંતોષ થયો. પોતાની પવિત્ર સતી સ્ત્રીનો ફરીવાર સમાગમ થવાથી તેના મનમાં આનંદ તો આવ્યો હતો પણ જ્યારે તેણીએ આ બીજા ભવમાં તેનેજ વરવાની ઇચ્છા બતાવી ત્યારે ભાનુના હૃદયમાં જે આનંદ પ્રગટ્યો હતો, તે અવર્ણનીય હતો.

ગોદાવરી કહે છે—હે સ્વામી, પછી પ્રભાવતીએ શરમાઈને મુખે પોતાની માતાને કહેવરાવ્યું કે, તેણી કોઈ બીજા પુરૂષને વરશે નહીં. તેણે પોતાના પૂર્વજન્મના પતિને મેળવ્યો છે. આ બનાવ સાંભળતાજ પ્રભાવતીની માતા અગાશીમાં આવી. ત્યાં મલિન વસ્ત્રવાળો અને વૃદ્ધ થઈ ગયેલો ભાનુ તેણીના જોવામાં આવ્યો. ભાનુને જોતાંજ તેણીએ હૃદયમાં નિઃશ્વાસ મુક્યો અને વિચાર્યું કે, ક્યાં મારી સુંદર પ્રભાવતી! અને ક્યાં આ વૃદ્ધ દરિદ્રી કુરૂપ બ્રાહ્મણ! એ વાત તેણીને ગમી નહીં. પછી તેણીએ પોતાની પુત્રી પ્રભાવતીને સમજાવવા માંડી. ત્યારે પ્રભાવતીએ પોતાના પૂર્વજન્મની સઘળી વાત કહી સંભળાવી અને છેવટે પોતાનો અવિચલ નિશ્ચય જણાવ્યો. પ્રભાવતીની પૂર્વભવની વાત સાંભળી તેની માતા ચકિત થઈ ગઈ. પછી તેણીએ પોતાના પતિ ચંદ્રસિંહને તે બધી વાર્ત્તા જણાવી. ચંદ્રસિંહ પણ તે સાંભળી આશ્ચર્ય પામી ગયો.

ગોદાવરી કહે છે—હે સ્વામી, પોતાની પુત્રી પ્રભાવતીની ચમત્કારી વાત સાંભળી અને "આ પતિ સિવાય બીજા પુરૂષને તે

પછી ગંગા ઉભી થઇ શ્રાવિકાશાળામા તે કવિતા ગાય છે અને આનંદા પોતાની પુત્રી લલિતાની આગળ ગાય છે



## નિર્ધન અને દુ:ખી અવસ્થામા સ્ત્રીએ કેવી રીતે વર્ત્તવુ જોઇએ ?

### તે વિશેની કવિતા

( જાણ્યુ જાણ્યુ હેત તમારૂ જાનકીનાથરે —એ રાગ. )

એ ન ગુણથી શોભે શ્રાવક સુંદરીરે,
વિપત્ વખતમા ધીરજ ધરતી નારજો (એ ટેક )
સમય સમય ની છાયા જાણી મનથીરે,
[1]હરદમ હિંમત રાખી રહેતી નાર જો,
નિર્ધન નરમા નેહ ધરે જે નિમળોરે,
સાચી પતિવ્રતા જગમા તે સુખકારજો એ સદ્‌ગુણથી ૧
જે ત્રિદશામા નવ ડરતી દયિતા દુ ખ થકીરે,
સુખ દુ ખમા જે ધરતી સરખો સ્નેહજો,
[3]અંતરના આનંદે અતિશે ઓપતીરે,
[4]દમન કરે પણ દુ ખમા કોમળ દેહજો એ સદ્‌ગુણ ૨
નાથ ધરો હિંમત હૈયામા હર્ષથીરે,
પ્રાણપતિ પરિતાપ કરો ન લગારજો
કાલે [5]સુખકર સમય સુધરશે આપણોરે,
એવી હિંમત પતિને આપે નારજો એ સદ્‌ગુણ ૩

૧ દરવખતે ૨ સ્નેહ ૩ હૃદયના ૪ મન ક્ષે— મે ૫ સુખને કરનાર

આ ધન વૈભવ ચપળ એમ મન ધારતીજો,
ઉદય અસ્તનુ ચક્ર ફરે છે નિત જો,
એ મન ધારી ધીરજ ધરતી ધર્મથીજો,
પણ નવ છોડે શ્રાવકકુળની રીતજો   એ સદ્ગુણથી ૪
ગર્વ ધરે નહીં જે સપત સુખ સાપડેજો,
વિપત વખતમા ખેદ કરે નહીં આપજો,
ધર્મ વિષે ધીરજથી દૃઢતા રાખતીજો,
તે મેળવતી શુદ્ધ શ્રાવિકા છાપજો   એ સદ્ગુણ ૫
નિર્મળ નવલકથાઓ નિત્યે વાચતીજો,
લે તેમાથી બોધ અને શુભ સારજો
'વિકટ પથ સમાજ તણોજ સુધારતી,
ધન્ય શ્રાવિકા તણો સફળ અવતારજો   એ સદ્ગુણ ૬

ઉપર પ્રમાણે ગગાએ તે કવિતા સભળાવી, તે સાભળી શ્રાવિકાશાળામા બધી શ્રાવિકાઓ ખુશી ખુશી થઈ ગઇ તેઓએ હર્ષના આવેશથી ઉંચે સ્વરે આદીશ્વર ભગવાનની જય બોલાવી

**ધર્મદાસશેઠ** કહે છે—હે માતાઓ અને બ્હેનો, જ્યારે આ કવિતા ગગાએ ગાઈ સભળાવી તે સાભળી લલિતા, ચચળ, પ્રેમદા, જયા, પ્રેમ, પુતળી, પોતી વગેરે બધી બાળ અને સુજાન શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ ગઇ

પછી સાન ગગાએ સર્વને જણાવ્યુ કે આજે નિયમના નિયમ પ્રમાણે આપણો વખત થઈ ગયો છે, માટે ઉપદેશ વાર્ત્તા સમાપ્ત કરીએ

પછી બધી શ્રાવિકાઓએ ઉંચે સ્વરે આદીશ્વરભગવાનની જય

---

૧ વિકટ—ન ગમ—ભયકર

બોલાવી અને તે પછી પ્રેમદા એકલીએ "સતી શ્રાવિકાની જ
એમ ઉંચે સ્વરે કહ્યુ પછી આનદા અને લલિતા બેઠા થયા એ
બીજી શ્રાવિકાઓ તેમની રજા લઇ પોતપોતાને ઘેર ગઇ

**ધર્મદાસશેઠ** કહે છે—હે માતાઓ, અને બ્હેનો, આજે આ
ણે પણ ઉપદેશવાર્તા સમાપ્ત કરવાનો વખત થઈ ગયો છે મ
હવે બીજી વાર્તા આવતી કાલે કરીશુ બોલો ( આદીશ્વર ભગ
વાનની જય ) ધર્મદાસશેઠની પાછળ બધી શ્રાવિકાઓ ઉંચે સ્
આદીશ્વર ભગવાનની જય બોલે છે અને તેથી શ્રાવિકાશાળા
ભૂમિ ગાજી ઉઠે છે

ધર્મદાસશેઠ અને ગંગા પોતાને ઘેર જાય છે તે વખતે રસ્
મા બધી શ્રાવિકાઓ તેમને વિનયથી નમન કરતી જાય છે અ
તેમને ધર્મપિતા અને ધર્મમાતા તરીકે ગણી બહુ માન આપે છે



# દિવસ ૧૬ મો.



લક્ષ્મીચંદની સ્ત્રી તારા સવારમાં વહેલી ઉઠીને પ્રભુનું સ્મરણ કરી નીચે પ્રમાણે પ્રભાતીયું ગાય છે.—

રાગ પ્રભાત.

(પધારો પોપટ રાજા રામના—એ રાહ.)

જાગીરે જુવો જૈનબાળિકા, શો છે ધર્મ તમારો (એ ટેક)
દેવ ગુરૂને ધર્મમાં, ટેક દ્રઢતાથી રાખો,
સમકિતના શ્રૃંગારને, [1]સજી શુભ ફળ ચાખો જાગીરે ૧
અંગ ઉમંગ લહી અંગના, જ્ઞાન અમૃત કરજો,
બાળા બોધનું બ્હેનડી, ભાવે ભણતર ભણજો જાગીરે ૨
પિયર રહીને [3]પ્રેમદા, [4]પૂજ્ય પૂજન કરજો,
માનથી માત ને તાતનું, હિત શિક્ષણ ધરજો જાગીરે ૩
નાનન્દિયામાં સુંદરી સ્નેહ સંપથી રહેજો,
સત્યથી ચતુરા ચાલજો, સત્યને મુખ કહેજો જાગીરે ૪
સાસૂ તણી નિત્ય સેવના, સખી સ્નેહથી કરજો,
નમ્ર બની નિત્ય નણંદમાં, [5]નેહ નિર્મળ વરજો જાગીરે ૫
ભાવથી ભક્તિ રાખજો, ભરતારની ભારે,
પૂરણ પ્રેમથી પૂજજો, પતિને સંભારે જાગીરે ૬

---

૧ ધારણ કરી ૨ સ્ત્રી ૩ હે પ્રેમને આપનારી ૪ પૂજવા યોગ્ય ૫ સ્નેહ

**તારા**—તમારી પાસે પૈસા કેમ નથી? તમારો પગાર આવે છે કે નહીં

**લક્ષ્મીચંદ**—પ્રિયા! આ ન શેઠ નગીનદાસ નાણાવટીને આ માસમા નુકશાની થઈ છે, તેથી તે પૂરેપૂરી તંગીમા છે માટે તેઓ આ માસમા પગાર ચુકાવી શક્યા નથી પ્રાણપ્રિયા, જ્યારે શેઠ સંકટમા આવી પડ્યા હોય, ત્યારે વફાદાર નોકરોએ તેની લાજ રાખવી જોઈએ સંકટના વખતમા સહાય આપનારા સેવકોની સત્કીર્ત્તિ થાય છે સ્વામી અને સેવકનો ધર્મ ત્યારેજ સચવાય છે તેથી મે મારા શેઠને પગાર માટે આગ્રહ કર્યો નથી તેથી હુ પણ તંગીમા આવી ગયો છુ

**તારા**—સ્વામિનાથ, એ તમે બહુ સારૂ કર્યું તમે તમારો ખરો ધર્મ બજાવ્યો છે તેને માટે મને વધારે ખુશી ઉત્પન્ન થાય છે આપણો કદિ તંગી ભોગવીશુ તેથી કાંઈ હરકત નથી પણ આપણા શેઠને દુખમા દુખ આપવુ, તે કોઈ રીતે યોગ્ય નથી આપણે નાગપ્રતાપ શેઠના છે આજ દિન સુધી તેઓ આપણુ પાલનપોષણ કરે છે તેનો મોટો આભાર આપણા ઉપર સદાને માટે છે એ આપણા અન્નદાતા છે અન્નદાતાનુ શુભ ચિંતવવુ, એ આપણુ કર્ત્તવ્ય છે દરેક શ્રાવક અને શ્રાવિકાએ ભોજન કર્યા પછી નીચેનુ વાક્ય બોલવાનુ છે —

"अन्नदाता सुखी भवतु"

' અન્નનો આપનાર સુખી થાય "

**લક્ષ્મીચંદ**—પ્રિયા, તને પૂરેપૂરી શાબાશી ઘટે છે મારા શુભ પરિણામને તે ખરેખરો ટેકો આપ્યો છે તારા ઉત્તમ અને શેલા વચનોથી મારામા સેવકધર્મની જાગૃતી થઈ છે તારા જેવી સદ્ગુણી શ્રાવિકાના સહવાસમા રહેવાથી શ્રાવક પોતાના કર્ત્તવ્યને

**તારા**—ધર્મપિતા, ધરમદાસશેઠની શ્રાવિકાશાળામા બપોર પછી એક કલાક ભરવા શીખવવાનુ કામ ચાલે છે, તે કામ આપણી દીવાળી શીખેલી છે અને તેની પાસેથી હું શીખી છુ જ્યારે જ્યારે મને વખત મળે છે, ત્યારે તે કામ હું કરૂ છુ અને તેમાથી મને આ પૈસા મળ્યા છે

**લક્ષ્મીચંદ**—આપણી દીવાળીને તે કામ કોણે શીખવ્યુ છે

**તારા**—સ્વામીનાથ, અમારા ધર્મમાતા ગંગાબાઈએ શીખવ્યુ છે એ પવિત્ર શ્રાવિકા દરરોજ એક કલાક આવી બધી શ્રાવિકાઓને ભરવા વગેરેનુ નિર્દોષ કામ શીખવે છે તેમા આપણી દીવાળી પહેલો નંબર રાખે છે

**લક્ષ્મીચંદ**—વાહ! ધન્ય છે, એ ગંગાબાઈ શ્રાવિકાને તેના જેવી શ્રાવિકાઓ આ જગતમા દુર્લભ છે

**તારા**—સ્વામિનાથ, તેમને તો જેટલો ધન્યવાદ આપો તેટલો થોડો છે એ પવિત્ર માતાએ ઘણી ગરીબ, અનાથ, અપંગ અને વિધવા શ્રાવિકાઓને ઘેર બેઠા થાય તેવા નિર્દોષ ધંધામા જોડી દીધી છે એ મહામતીના પ્રભાવથી બીચારી ઘણી શ્રાવિકાઓ સુખે નિર્વાહ કરી શકે છે રેશમ, કીનખાબ, જરી અને કશબનું ઉંચી જાતનુ ભરત કામ રૂપનગરની શ્રાવિકાશાળામા બને છે તે સાથે વેતરવાનુ અને શીવવાનુ પણ ઉંચી જાતનુ કામ ત્યા થાય છે

**લક્ષ્મીચંદ**—વાહ! એ ઘણીજ સારી યોજના કરી છે દરેક ધનાઢ્ય શ્રાવકોએ એવી શ્રાવિકાશાળાને તન, મન અને ધનથી મદદ કરવી જોઇએ જેમા ધાર્મિક, સાંસારિક અને ઔદ્યોગિક શિક્ષણ મેળવી શકાય તેવી શ્રાવિકાશાળાઓ જો બધે સ્થળે સ્થાપન થાય તો જૈનકોમની ઉન્નતિ સત્વર થાય, એમા કાંઈ પણ સંદેહ નથી પ્રિય જૈન બંધુઓ, જાગ્રત થાઓ તમારા દ્રવ્યનો સાત ક્ષેત્રમા સદુપયોગ કરો તેમા પ્રથમ જ્ઞાનક્ષેત્રની અને શ્રાવિકાક્ષેત્રની સુધારણા કરવા

તત્પર થાઓ એ બને ક્ષેત્રની જો ખરેખરી ઉન્નતિ થશે તોજ બીજા પાચ ક્ષેત્રો એની મેળે ઉન્નતિમા આવી જશે પરોપકારી અને કૃપાળુ મુનિઓ, તમે પણ એ કાર્યમા મહાય આપો જેવી રીતે જ્ઞાન શ્રેન અને શ્રાવિકાઓને પુષ્ટિ મળે તેવા ઉપદેશો આપી તમારા ચારિત્રને કૃતાર્થ કરો જો જૈનકોમ ધાર્મિક અને વ્યાવહારિક ઉન્નતિના શિખર ઉપર આવી હશે તો પછી દરેક શહેર અને ગામમા મોટા મોટા ઉત્સવો કરવાને તે સમર્થ થઈ શકશે તેમજ તમારા પ્રવેશોત્સવ, તમારા દીક્ષા ઉત્સવ અને તમારા તપસ્યા તથા બીજા મહાન્ ઉત્સવો કરવા તેઓ ઉશ્કેરાઈ આગળ પડશે પ્રિયા, તમને પણ ઘણી સાબાશી ઘટે છે નવરાશના વખતમા ભરત કામ કરી તમે આટલા પૈસા એકઠા કર્યા તે કામ તમારા જીવનમા ઘણુજ યશસ્વી થયેલુ છે આવી તરીના વખતમા તમે મને મોટી મદદ આપવા તૈયાર થયા એ વાત તમારા જીવનને ઉજ્વલ કરનારી છે

પછી તારા પોતાના પતિ લક્ષ્મીચંદને પોતાના બધા પૈસા સોપી દે છે લક્ષ્મીચંદ તે પૈસા લઇ હર્ષ પામતો દેહેરે પૂજા કરવા જાય છે નિત્યના નિયમ પ્રમાણે ધર્મદાસશેઠ અને ગગા શ્રાવિકા શાળામા આવે છે રૂપનગરની શ્રાવિકાઓ અગાઉથી આવી હાજર થઇ બેઠી છે બને ધર્મી શ્રાવકદંપતીને જોતાજ બધી ઉભી થઇ તેમને નમન કરે છે અને પછી આદીશ્વર ભગવાનની જય બોલાવી શ્રાવિકાશાળાને ગજાવી મુકે છે —

ધર્મદાસશેઠ મનમા નવકાર મત્ર ભણી નીચે પ્રમાણે મગળાચરણ કરે છે —

## ગીતિ

જય જય મગળ મૂરતિ, મગળકારી [1]મહેશ [2]મનહારી,
જયજય [3]જગદાધાર જય જિનવર જય [4]જનેશ જયકારી ૧

૧ મોક્ષ ઇશ ૨ મનોહર ૩ જગતના આધાર ૪ લોકના સ્વામી

શાસનદેવ ૧આધાર, વિશ્વ તણા સર્વે દુ ખને હરજો,
સર્વ શ્રાવિકા જનને, સુખકર સદ્બોધથી સુખી કરજો ૨
વીરસુતા સ ભાળી, વીરધમમા વધારજો નિત્યે,
વીરતણા સ તાનો, સદ્ગુણ આપી સુધારજો પ્રીતે ૩
શ્રાવકના સ સારો, સુધારવા સ્નેહ ૨મ ન આચરજો
કરી પ્રેરણા સારી, દુષ્ટ રિવાજો બધાય ૩સ હરજો ૪

ધર્મદાસશેઠ મ ગળાચરણ કરી રહ્યા પછી જ ગાએ ઉભા થઇને જણા યુ કે, મણિ, આજે ચોદશના પવનો દિવસ છે, માટે આપણે પ્રભુની ભક્તિનુ કાઇક ગીત ગાઇએ

મણિ—જેવી ધર્મમાતાની આજ્ઞા પછી જ ગા નીચે પ્રમાણે પ્રભુની ભક્તિનુ ગીત ગાય છે અને તેની સાથે તારા, હીરાળી, અને મણિ વગેરે બીજી શ્રાવિકાઓ મધુર સ્વરથી ગાય છે

---

## પ્રભુની ભક્તિનુ ગીત

( હરિ ભજન વિના દુ ખ દરિયા સ સારનો
પાર ન આવે—એ રાહ )

જિનભક્તિ વિના ભવસાગર તરવાનો અ ત ન આવે.
શ્રી જિનવર નામ નિત્ય જપ્યા,
વિણ જન્મ મરણ નવ જાવે એ ટેક
જિનભક્તિ વિષે જે ભાવ ધરે,
પ્રભુ પૂજનમા નિજ પ્રેમ કરે,
પ્રભુ ધ્યાન વિષે તે નિત્ય ઠરે જિનભક્તિ ૧

---

૧ ધ ર્મને ધા ણ કરતા શાસન દેવતા ૨ ત મ ન ૩ નાશ કરજો.

જિનભક્તિ જગત્મા [1]કલ્પલતા,
પ્રભુ પ્રેમ વિષે જ્યા [2]તત્પરતા,
મન વાછિતની ત્યા પૂરણતા — જિનભક્તિ ૨
પરિપૂરણ [3]પૂરવ પુણ્ય બળે,
[4]સુખસાધક [5]માનવ જન્મ મળે,
જિનભક્તિ વિના નવ કાંઇ વળે — જિનભક્તિ ૩
[6]ભવતારણ છે જિનભક્તિ ભલી,
કરતા સહુ જાય વિપત્તિ ટળી,
સુખસપત્તિ તેથી મળે[7]અકળી — જિનભક્તિ ૪
જિનભક્તિ કરી કંઇ જીવ તર્યા,
સુખે મોક્ષપુરીમા તે વિચર્યા,
[8]પરમાત્મ તણા સમાધિ ઠર્યા — જિનભક્તિ ૫

આ પ્રમાણે ગગા વગેરે શ્રાવિકાઓ પ્રભુની ભક્તિનુ ગીત ગાઇ રહ્યા પછી ધર્મદાસશેઠે પોતાની ઉપદેશ વાર્ત્તા શરૂ કરી

હે શ્રાવિકાઓ, જ્યારે હુ મેગનો સમય થયો, એટલે આનદા પોતાની પુત્રી લલિતાને ઉપદેશવાર્ત્તા કરવા પોતાના સ્થાન ઉપર આવી તે વખતે ચચળ, પ્રેમ, પુતળી, જયા, પ્રમદા પોતી વગેરે બધા હાજર થયા પછી આનદાએ પોતાની ઉપદેશવાર્ત્તાનો આરભ કર્યો—હે બ્હેન લલિતા, આજે હુ તને ધર્મ વિષે સમજાવુ, તે તુ ધ્યાનપૂર્વક સાભળજે આ સસારમા જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યાર સાફ જણાય છે કે, આ સસાર દુખ રૂપ છે લોકો જે દુખ નામનો પદાર્થ કહે છે, તે આ સસાર છે કારણકે, જે વસ્તુ સસારથી રહિત છે, તેમા દુખ એવુ

૧ કલ્પતરની લતા—વેલ. ૨ તેમા આસક્તિ. ૩ પૂર્વના ૪ સુખને સાધનાર. ૫ મનુષ્યનો જન્મ ૬ સસારને તારનાર. ૭ જેની ગણત્રી નહીં તેવી ૮ પરમાત્માના આનદમા

કાંઈજ નથી માટે આપણા જૈન વિદ્વાનોએ તે સંસારને મોટા રોગરૂપ કહ્યો છે આવા રોગ જેવા દુઃખરૂપ સંસારમાં અવિવેકી મનુષ્યો આસક્તિવાળા થઈને 'આ વસ્તુ મળે તો અમને સુખ થાય, પેલી વસ્તુ મળે તો અમને સુખ થાય' એમ ને એમ કરતા સુખ પામ્યા વિનાજ મરી જાય છે અને આખરે તેમની માઠી ગતિ થાય છે માટે વિવેકી માણસોએ તો જે જે વસ્તુ મળી આવે અને જેમાં વધારે ક્લેશ કે નઠારૂં ધ્યાન ન થાય એવા ઉપાયો વડે અન્ન વસ્ત્ર વગેરે ગૃહ સંસારના સાધનોને મેળવી લેવા અને મનમાં સંતોષ રાખી પોતાનું જે કર્ત્તવ્ય હોય, તે કર્યા કરવું

બ્હેનો જ્યારે જ્યારે માણસને માથે દુઃખ આવે છે, ત્યારે તે ચિંતવે છે કે, આ કયા પાપકર્મનું આવું ફળ મને આવી નડ્યું? આથી એમ જાણવું કે દુઃખ થવું એ પૂર્વે કરેલા પાપ કર્મનું ફળ છે અને જ્યારે જ્યારે સુખ આવે છે, ત્યારે માણસને એમ થાય છે કે, આ સુખ પૂર્વના કોઈ પણ સારા કર્મનું ફળ છે તે ઉપરથી આપણે જાણવું જોઈએ કે નઠારા કર્મ કરવાથી દુઃખ થાય છે અને સારા કર્મ કરવાથી સુખ થાય છે આ વાત અનુભવથી સિદ્ધ થતાં છતાં પણ જ્યારે આપણે નિરંતર સારાં કર્મ કરવાની ઈચ્છા ન રાખીએ પછી આપણાથી બીજું કોણ મૂર્ખ કહેવાય? આથી જે માણસને દુઃખ આવી પડે ત્યારે બીજી બધી વાત છોડી દઈ સારા કર્મ કરે તો તેને સુખ મળ્યા વિના નજ રહે પણ તેવા દુઃખીઆ માણસોની અવળી બુદ્ધિ હોવાથી તે ભાગ્યેજ સારાં કર્મ કરવા ઈચ્છે છે

બ્હેન લલિતા, આ પ્રસંગે સારા કર્મ કયા છે અને નઠારા કર્મ કયા છે? તેનું તને ટુંકામાં સ્વરૂપ કહું છું, તે તું ધ્યાન દઈને સાંભળજે કારણ કે, પ્રથમ સારૂં તથા નઠારૂં જાણ્યા વિના નઠારૂં ત્યજવું અને સારૂં કરવું તે કેમ બની શકે? માટે હવે તારા ચિત્તને ઠેકાણે રાખીને સાંભળજે બ્હેનો, તમે પણ આ વાત ઉપર પૂરેપૂરૂં લક્ષ આપજો

૧ કોઇ પણ પ્રાણી ભુખ્યુ હોય તેને આપણી શક્તિ પ્રમાણે અન્ન આપવુ અને જે તરસ્યુ હોય તેને પાણી પાવુ

૨ કોઇ માણસ નિરાશ્રય હોય, સ્થાન વિના દુખી હોય, તેને વિશ્રામ કરવા સ્થાન આપવુ

૩ વર્ષાદ અથવા શીયાળામા કોઇ ટાઢથી પીડાતુ હોય અથવા રોગીને સુવા પાથરવાનુ કાઇ સાધન ન હોય, તેવાને પેહેરવા ઓઢવા વસ્ત્ર આપવુ જો કદિ આપણી પાસે ન હોય તો તેમને માટે દયા લાવવી

૪ સ્વધર્મી હોય, કે પરધર્મી હોય પણ જો તે દયાપાત્ર હોય તો તેને યથાશક્તિ સહાય આપવી

૫ સવને માટે મનમા સારા વિચારો અને ન કલ્પો કરવા મનથી કોઇનુ અશુભ ચિંતવવુ નહી, વચનથી કોઇને ખેદ થાય એમ કરવુ નહી, અને કાયાથી કોઇનુ બગાડવુ નહીં

૬ દુર્જનની વચનથી પ્રશંસા કરવી અથવા કોઇની નિંદા કરવી નહીં

૭ જો આપણાથી બને તો સ પાત્ર સાધુ, અથવા વડિલની સેવા કરવી

૮ જે કોઇ આપણા વડેરા હોય તેમને બે હાથ જોડી નમસ્કાર કરવો

આવી રીતે કરવાથી સારા કામ કર્યાં કહેવાય છે અને તેથી પુણ્યનો બધ થાય છે

આ શિવાય બીજી પણ આઠ બાબતો સારા કર્મમા મુખ્ય ગણેલી છે

૧ મન, વચન અને કાયાથી નિરપરાધી પ્રાણીને પીડા ન કરવી

૨ જે સત્ય અને પ્રિય બાબત આપણે જાણતા હોઈએ અથવા જે જે રૂપે માનતા હોઈએ તેજ રૂપે બીજાની આગળ કહી બતાવવી—એટલે સાચુ બોલવુ

૩ કોઈ પણ વસ્તુ ઉપર બીજાનો હક અથવા માલિકી હોય, તે જાણ્યા છતા તે હકદાર અથવા માલિકની રજા વિના આપણા ઉપયોગ માટે લેવી અથવા વાપરવી એનુ નામ ચોરી કહેવાય છે, તેવી ચોરી કદિ પણ કરવી નહીં

૪ અતરની અને બાહેરની બને પ્રકારની પવિત્રતા રાખવી શોક, કામ, ક્રોધ, મોહ, ભય અને લોભ એ આપણા શરીરમા રહેનારા શત્રુ છે, તેને વશ રાખવા અને મનમા જરા પણ છળકપટ ન રાખવુ—એ અતરની પવિત્રતા કહેવાય છે આપણા શરીરને તેલ વગેરે ચામડીને સાફ રાખનારા પદાર્થોથી મશળ્યા પછી ચોખા અને [1]પ્રાસુક જળવડે ધોઈને સાફ કરવુ, તે બાહેરની પવિત્રતા કહેવાય છે

૫ આપણી માલેકી વસ્તુને આપણા ખપ ઉપયોગ કરતા વધારે છે, એમ જાણ્યા પછી તેમાથી કોઈ પણ દુખી માણસને તેના દુખની વખતે સુખનુ ભાન થવા માટે શક્તિ પ્રમાણે આપવુ એટલે દાન કરવુ

આપણી ઇંદ્રિયો અને મન એ બન્નેની ઉપર કાબુ રાખવો આપણા શાસ્ત્રોએ રજા આપી હોય એવા ધર્મના માર્ગમા તેઓને ચલાવવા, તેથી અવળે માર્ગ ચાલવા ન દેવા, મતલબ કે ઇંદ્રિયો અને મનને ખોટે રસ્તે જવા ન દેવા

---

૧ ઉના

૭ કોઇ ન્યાયથી ચાલનાર નિરપરાધી પ્રાણી દુખમા આવી પડેલુ જાણવામા આવે તો તેથી તેને બચાવવા મદદ કરવી. અથવા દુખીનુ દુખ દેખીને આપણે જાણે દુખી હોઇએ એવી લાગણી કરવી એટલે દયા રાખવી

૮ કોઇએ આપણો અપરાધ કર્યો હોય તે અપરાધનો બદલો તેને ન આપતા માફી આપવી એટલે ક્ષમા આપવી. બ્હેન લલિતા, આપણા જૈનધર્મમા ખમાવવુ એ મોટામા મોટો ગુણ છે આપણી નિત્યની અવશ્યક ક્રિયામા દરેક પ્રાણીને ખમાવવાનુ લખેલુ છે આપણને કોઇએ કરેલુ નુકશાન તેનાથી અનેક ઉપાયવડે પણ સુધરી શકે એમ ન હોય, તથા તેણે જાણી જોઇને એટલે આપણને નુકશાન કરવા ધારીને ન કર્યુ હોય તો તેને પ્રસગે તો અવશ્ય ક્ષમા આપવીજ જોઇએ

આ આઠ બાબતો સારા કર્મમા મુખ્ય ગણાય છે, તેથી ઉલટા, જે હિંસા કરવી, જૂઠુ બોલવુ, ચોરી કરવી, મલિનતા રાખવી, અદાતા થવુ, ઇંદ્રિયોને વિષયોમા ગમે તેમ પ્રવર્ત્તાવવી, મનને ખોટે માર્ગે ચાલવા દેવુ, નિર્દયતા રાખવી, અને ક્ષમા ન રાખવી આ સઘળા કર્મ નઠારા કર્મ છે તે ઉપરાત ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, બીજાને ખોટુ આળ ચડાવવુ, ચાડી-ચુગલી કરવી, રતિઅરતિ કરવી, બીજાની નિંદા કરવી, કપટથી ખોટુ બોલવુ, અને મિથ્યાત્વ રાખવુ —એ બધા નરસા કર્મ કહેવાય છે

હે બ્હેનો, આ પ્રમાણે સારા અને નઠારા કર્મને ઓળખી તેમા જે સારા કર્મ હોય તે આચરવા અને જે નઠારા કર્મ હોય તેનો ત્યાગ કરવો બીજા પણ જે સારા ગુણો હોય, તેના લક્ષણો પણ બીજે પ્રસગે હુ તને સમજાવીશ પણ આજે જેટલા મે સમજાવ્યા છે, તેને તો તુ મનમા બરાબર ધારણ કરી રાખજે એ ગુણવડે

આ સંસારમાં તું સુખી થઇશ અને જે પદાર્થો પ્રયત્નથી મેળવી શકાય તેવા હશે તેને પણ તું સ્હેલાઇથી મેળવી શકીશ એટલુંજ નહીં પણ તું આ ચિંતામણિ જેવા મનુષ્ય ભવની સાર્થકતા કરનાર દયાધર્મના સ્વરૂપને સમજી શકીશ અને આ લોકમાં વિવેકી માણસોને તું માનવા લાયક થઇ પડીશ માટે એ ગુણોને સંપાદન કરવામાં પ્રમાદ રાખીશ નહીં આ જગતમાં સદ્ગુણી માણસો વ ખણાય છે તથા સુખી થાય છે અને દુર્ગુણી માણસો નિંદાય છે તથા દુ ખી થાય છે

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતાને અને બીજી શ્રાવિકાઓને બોધ આપતી હતી, ત્યાં પોતીની જેઠાણી કમલા આવી તેણીએ આવી પોતીને કહ્યુ કે, પોતી બ્હેન, તમને આપણી સાસૂ બોલાવે છે, માટે ઘેર ચાલો

**પોતી**—ભાભીજી, એવુ શુ કામ પડ્યુ છે?

**કમળા**—બીજુ કાંઇ કામ નથી, પણ આપણા નણંદ પાર્વતી આને શરીરે કાંઇ હરકત આવી ગઇ છે તેથી બોલાવે છે

**પોતી**—હાય મા! એમને શુ થયુ? તે બીચારાં ભલે પેરે છે દેવતા તેમને ખમા --

**પ્રેમદા**—પોતી, ત્યાં તો માટે અવશ્ય જવુ પડે આવે વખતે ગમે તેવો લાભ હોય તોપણ રોકાવુ ન જોઇએ

**પોતી**—હા, બા, ખરી વાત છે પાર્વતી બા મને સગી બ્હેનથી પણ વધારે વ્હાલાં છે જો કે તમારા કેળવણી લીધી નથી, પણ માટે તો તે પૂજવા યોગ્ય અને માનવા યોગ્ય છે

**પ્રેમદા**—કમળા, અત્યારે તમને શુ થઇ ગયુ છે? અને તેમ થવાનુ કારણ શુ છે?

**કુમળા**—બા, તેઓ જરા આરોગ્યે નિયમિત નથી ગીમત આવ્યુ છે, તે જતા જે તે ચીજ ખાધા કરે છે, પૂરા મહિના જાય છે, તોપણ શરીરની સભાળ રાખતા નથી એવી બેદરકારીને લઈને તેઓ અત્યરે ભયકર સ્થિતિમા આવી પડ્યા છે તેમને આચકી આવે છે અને શરીરમા કપવા ચાલ્યો છે

**પ્રેમદા**—જોય મા, શાસનદેવના તેમને કુશળ રાખે પોતી, જલદી જા

**પોતી**—બા, હુ જાઉં છુ, તમે મને આજની ઉપદેશવાર્ત્તા પછી કહી સભળાવજો

**પ્રેમદા**—હા, ખુશીથી કહી સભળાવીશ

**આનદા**—પોતી, તુ જલદી જઈને તારી નણદની બન્દોબસ્ત કરજે જે આપણા વર્ગની બ્હેન થાય તે આપણી પૂજ્ય મમજની શાસનદેવતા તેને સહાય કરશે જ્યારે તેને સુવાણ થાય ત્યારે તેને શીખામણ આપજે કે, ગર્ભિણી સ્ત્રીએ ઘણી જ સભાળ રાખવાની છે ખાવાપીવામા અને શરીરસાચવણીમા તેણીએ ઘણુ સાવધાન રહેવાનું છે

**પ્રેમદા**—આનદા બ્હેન, ગર્ભિણી સ્ત્રીએ કેમ વર્ત્તવુ, એ વાત કોઈ ઠેકાણે લખેલી હશે?

**આનદા**—હા, વૈદકશાસ્ત્રમા તેને માટે ઘણુ લખેલુ છે જ્યારે આ લલિતા મારા પેટમા હતી, ત્યારે મારા પૂજ્ય કાકીએ મને તે વિષે જે બોધ આપેલો છે, તે મારા હૃદયમા હજુ સુધી કોતરાઈ રહેલો છે

**પ્રેમદા**—આનદા બ્હેન, એ ઉપદેશ શ્રાવિકાઓને ઘણો ઉપયોગી છે, માટે કૃપા કરી સભળાવો

**પોતી**—ના બા, હમણા નહીં હું આવુ ત્યારે સભળાવજો વળી તે બોધ મારા નણદ પાર્વતીઆને ઘણો લાભકારક થઇ પડશે,

(

આ મ મારમા તુ સુખી થઈ
શકાય તેવા હુગે તેને પણ તુ
નહી પણ તુ આ ચિતામણિ
દયાધર્મના સ્વરૂપને સમજી
માણુઓને તુ માનવા લાયક
કરવામા પ્રમાદ રાખીશ નહી
ખણાય છે તથા સુખી થાય
તથા દુ ખી થાય છે

**ધર્મદાસ** શેઠ કહે છે—
પોતાની પુત્રી લલિતાને
હતી, ત્યા પોતી
પોતીને કહ્યુ કે, પોતી
માટે ઘર ચાલો

**પોતી**—ભાભીજી,

**પોતી**—તમને ખમાકાઈ
મારે કહેવુ, તે ઘટિત નથી, પણ
જરૂર છે

**પાર્વતી**—ભાભી, તમે તો આવુ નાખતુજ બોલો છો ખરુ,
ખાધા વગર તે કેમ રહેવાય? કોઈના મારૂ કાઈ દુ ખી થવાય નહીં

**પોતી**—બા, પણ અત્યારે તમારી ની સ્થિતિ છે, તે વિચા-
રવુ જોઈએ ચડતા દિવસવાળી બૈરીને ખાવાપીવામા બહુ વિચા
રવાનુ છે

**પાર્વતી**—ભાભી, ચડતા ની થયા એટલે શુ ખાવુ નહીં? જે
થવાનુ હોય તે થાય, પણ આપણાથી તો ખાધા વિના રહેવાશે નહીં

**કમળા**—હા બા, એ ખરી વાત છે

**ધર્મદાસ શેઠ**—હે શ્રાવિકાઓ, પછી પોતી માનુની રજા લઈ પોતાની નણંદ પાર્વતીને લઈને આનંદાની પાસે આવી સાવિત્રીને આવેલી જોઇ આનંદા અને લલિતાએ તેને પ્રેમથી બોલાવી અને પ્રેમદા વગેરેએ તેની તબીયતના ખબર પુછ્યા પછી પોતીએ વિનયથી નીચે પ્રમાણે કહ્યુ,

**પોતી**—પૂજ્ય કાકી, અમારા નણંદ પાર્વતીબા આપની પાસે ઉપદેશવાર્ત્તા સાંભળવા આવ્યા છે, તમો ખાસ કરીને ગૃહિણી સ્ત્રીએ કેમ વર્ત્તવુ જોઇએ ? એ વાત તેમને સાંભળાવી છે અને તે વાત સાંભળવાથી તેમને અને બીજી બ્હેનોને પણ લાભ થશે

પોતીના આવા વચન સાંભળી આનંદાએ પોતાની ઉપદેશ વાર્ત્તા આગળ ચલાવી બ્હેનો, આ સંસારમાં સ્ત્રીની ત્રણ અવસ્થા મુખ્ય ગણાય છે પહેલી બાલ્યાવસ્થા, બીજી યુવાવસ્થા અને ત્રીજી વૃદ્ધાવસ્થા તેમાં સ્ત્રીઓએ પોતાની અવસ્થાનુ ક્રમ પ્રમાણે જ્ઞાન મેળવીને કેમ વર્ત્તવુ ? તે પ્રથમ જાણવાની જરૂર છે પહેલી, બાલ્યાવસ્થામા ઘર આંગણ નાગરપ, ગુરૂ તથા પરમેશ્વર પ્રત્યે પ્રેમ ભક્તિ ના ગુણો શીખવું અને પાટી, બાળપોથી, ધર્મની પ્રવેશપોથી અને નાની મોબત વગેરે બાળાનો શણગાર નજી ધાર્મિક અને ધાર્મિક કેળવણી સ્વાર્વી યુવાવસ્થામા સુશીલતા, સ્વચ્છતા, વિનય, સંયમ અને સદ્ધર્મ વગેરે સદ્ગુણો સંપાદન કરી પતિ મંદિરની શોભામા વૃદ્ધિ કરી અને વૃદ્ધાવસ્થામા પોતાની ર્ટેકીલી કરણીનો સંતોષ, પ્રભુભક્તિ તથા નિર્દોષ બાળકોનો આનંદ અનુભવવો આ પ્રમાણે ત્રણ અવસ્થામા પ્રવર્ત્તી પોતાના સ્ત્રીજીવનને સાર્થક કરનારી સુન્દર શ્રાવિકાઓ આ લોક અને પરલોક સુધારી સુખ પામે છે

હે બ્હેનો, ઉપર કહેલી ત્રણ અવસ્થામા સ્ત્રીને કન્યા વધૂ, માતા અને પૂજ્ય સાસુ વગેરે જુદી જુદી અવસ્થા અનુભવવાનો પ્રસંગ આવે છે આપણા ધર્મ પ્રમાણે પ્રાણી પોતે કરેલા સારા નરસા કર્મ ભોગવવાને માતાના ગર્ભમા આવે છે પતિગૃહમા રહેનારી યુવતિ જ્યારે યોગ્યવયની થાય છે ત્યારે જો તેનુ શરીર તદુરુસ્ત હોય તો તેને ગર્ભનો યોગ થાય છે જે દિવસે ગર્ભ ધારણ થાય, તે દિવસે તે સ્ત્રીના શરીરમા જુદા જુદા ચિન્હો થાય છે જાણે ઘણો શ્રમ કરવાથી શરીર થાકી ગયુ હોય, તેમ લાગે છે શરીરમા ગ્લાનિ થાય છે, પાણીની તરસ લાગે છે, પગની પીંડીમા દુખાવો થાય છે, પ્રસવસ્થાન ફરકે છે, રુવાટા ઉભા થાય છે, સુગંધી ચીજમા દુર્ગંધ લાગે છે, અને આખની પાપણો બઝાઈ જાય છે ગર્ભાધાન થયા પછી જ્યારે એક માસ થવા આવે એટલે મોળ અને ઉલટી—થોડા રોજ અગાઉ સવારમા થવા લાગે છે અટકાવ બંધ થયાની ખબર તો એકમાસે પડે પણ મોળ અને ઉલટી તો કેટલીક સ્ત્રીને વેહેલા અને કેટલીક સ્ત્રીને માસ દોઢ માસ ચડયા પછી થાય છે પછી અનુક્રમે ધાવણના સ્થાનનો મુખ ભાગ શ્યામ થઈ જાય છે અને તેની ઉપર પશીનો વળે છે પછી સ્ત્રીને આનંદ ઉભા થાય છે પેટનુ ફરકવુ, પેટનુ વધવુ વગેરે બધા ચિન્હો

બ્હેન પાર્વતી, આ વિષય સર્વથી તારે વધારે ધ્યાન આપવાનુ છે, કારણકે, અત્યારે તુ તે અવસ્થા અનુભવે છે પેહેલા માસમા ગર્ભિણી સ્ત્રીએ મધુર, શીતવીર્ય અને નરમ આહારનો વધારે ઉપયોગ કરવો બીજે માસે ગર્ભમા શીત બાફ અને પંચ મહાભૂતનો મેળાપ ઘાટો થાય છે, માટે એ માસમા પણ મીઠા, શીતવીર્ય અને નરમ આહારનો ઉપયોગ કરવો ત્રીજે માસે વૈદક નિયમ પ્રમાણે ગર્ભના બે હાથ, બે પગ અને માથુ એ પાચ અવયવનો પિંડના જેવો આકાર થઈ જાય છે અને બીજા અવયવો ઘણા સુક્ષ્મ

રહે છે આ માસમા ઉપર પ્રમાણે ખોરાક ઉપનાન દુધમા માઠી ચોખાનો વધારે ઉપયોગ કરવાનો છે ચોથે માસે ગર્ભ સ્થિર થાય છે, તેના નર્વ અગો જુદા દેખાય છે, તેને હૃદય ઉત્પન્ન થાય છે અને નર્વ ઇંદ્રિયો ઉદિત થાય છે—એટલે ગર્ભ ફરકવા માડે છે તેથી ગર્ભિણીનુ શરીર ભારે પડી જાય છે જ્યારે તે હૃદયવાળા ગર્ભને પાચે ઇંદ્રિયોના વિષયજાણવાની શક્તિ પેદા થાય છે ત્યારે તેને વિષયોની ઇચ્છા થાય છે આથી કરીને ગર્ભિણીને શરીરનુ ભારે પાણુ, અન્ન ઉપર અરુચિ, અને સારા નરમા પદાર્થોની ઇચ્છા થાય છે વળી આ વખતે ગર્ભિણીને સ્તનમા ધાવણની ઉત્પત્તિ, નેત્રનુ શિથિલપણુ હોઠ અને સ્તન ઉપર કાળાશ, પગપર સોજો, અને મોઢામા મોળ આવવી વગેરે ચિન્હો થાય છે બ્હેન પાર્વતી, અહિ તારે એક ખાસ વાત જાણવાની છે કે, ગર્ભનુ જે હૃદય છે, તેનો સબધ માતાના હૃદયની સાથે હોવાથી, માતાના હૃદયમા રહેલા રસને વહન કરનારી નાડીથી ગર્ભનુ પોષણ થાય છે તેથી માતાએ જે આહાર કરવો તેમા વાજબ ધ્યાન આપવાનુ છે જો માતા જે તે અપથ્યખાદ્ય ખાય તો તેવી ગર્ભને અને તેને લઇને તેની માતાને ડોઇનાર ભયકર રોગ થઇ આવે છે

આ વખતે પોતીએ વચમા વિનયથી જણાવ્યુ—પાર્વતી બા, આ વાત ધ્યાનથી સાભળજો તમે ખાવામા બેદરકાર રહો છો, તેથી તમારે હમણાજ મોટુ દુખ ભોગવવુ પડયુ હતુ તેમા વળી તમારે આ પ્રથમ ગર્ભ છે પેહેલા ગર્ભવાળી માતાએ ખાવાપીવામા ઘણી વિશેષ ધ્યાન આપવાનુ છે

પાર્વતી—ભાભી, તમારુ કહેવુ સાચુ છે મને આ બાબતમા કાઇ ખબરજ નહતી મારા મનમા તો એમજ હતુ કે, મહિના વાળી બૈરીને કાઇ પાળવાનુજ નહીં હોય આ વાતની મને આજ રોજ સાંભરવ પડે છે ભાભી હુ મારી અજ્ઞાનતાથીજ પીડા પામી છુ

પોની— હા, હવે કાંઈક સમજ્યા બાદ પૂજ્ય આનંદા કાકી હવે તમે તે વાત આગળ ચલાવો

આનંદા—બ્હેનો ત્રીજા માસમાં ગર્ભિણીને મનભાવતા પદાર્થોની ઈચ્છા થાય છે તેને આપણા લોકો દોહદ કહે છે ગર્ભિણીને જે દોહદ થાય તે અવશ્ય પૂર્ણ કરવા જોઈએ ગર્ભિણીના દોહદ પૂર્ણ કરવાથી બાળક વીર્યવાન અને મોટી આયુષ્યવાળું થાય છે બ્હેનો, આપણા જૈનશાસ્ત્રમાં દોહદ પૂર્ણ કરવાના ઘણા દાખલાઓ છે તે દોહદ ઉપરથી બાળક કેવું થશે તે પણ જાણી શકાય છે સારા સારા દોહદો થવાથી જન્મ ધારણ કરનાર બાળક ભવિષ્યમાં ધર્મિષ્ઠ, પરાક્રમી અને વિદ્વાન થવાના અને નઠારા દોહદ થવાથી બાળકો ક્રૂર, ઘાતકી અને પાપી થવાના અનેક દાખલાઓ આપણા ચારિત્ર ગ્રંથોમાં મળી આવે છે તેમજ જે પદાર્થોની ગર્ભિણીને ઈચ્છા થાય તે પદાર્થના ગુણવાળું બાળક અવશ્ય થાય છે જો તેણીને મનભાવતા પદાર્થ આપવામાં ન આવે તો બાળક અનેક ખામીવાળું પેદા થાય છે વળી ગર્ભિણીને તે પ્રસંગે સારી મનોહર, સુંદર અને પવિત્ર વસ્તુઓનું અવલોકન કરાવવું જોઈએ નઠારી અને ભયંકર વસ્તુઓ ન બતાવવી જોઈએ નઠારી અને ભયંકર વસ્તુઓ જોવામાં આવવાથી બાળક નઠારા લક્ષણવાળું થાય છે માટે જેમ સારી સારી વસ્તુઓની ઈચ્છા થાય અને જેમ સારી સારી વસ્તુઓ જોવામાં આવે તેમ કરવું જે જે પદાર્થો વિકારવાળા હોય તે ગર્ભને નુકશાન કરનાર છે, માટે તેનો ત્યાગ કરવો

વૈદ્યશાસ્ત્ર પ્રમાણે પાંચમે માસે ગર્ભાશયમાં બાળકને સંકલ્પ વિકલ્પ કરવાની શક્તિ આવે છે અને માંસ તથા રૂધિરનો તેમાં વધારો થાય છે, તેથી ગર્ભિણીનું શરીર ઘણું દુર્બળ પડી જાય છે. આ વખતે સ્ત્રીને ઘી દૂધ સાથે અનાજ આપતા રહેવું છઠે માસે બાળકને નિશ્ચય કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે તથા તેના શરીરમાં

નહી કોઇની સાથે વાદ કરીશ નહીં, દુરથી દૂર રહેજે લુલા, લ ગડા, કાણા, કુબડા બેહેરા અને મુગા વગેરે ખામી—ખોડવાળા તથા રોગી માણસોના ન્પરા કરીશ નહીં તેમન નીહાળીને જોઇશ નહી ઉચે ચઢીશ નહી ગાડીઘોડાવગેરે વાહન ઉપર બેશીશ નહીં ઉચ સ્વરે બોલીશ નહીં, ઠેક કરીશ નહીં, ઉતાવળે ચાલવુ, દેડવુ, કુદવુ, ઉભડક પગે જેમવુ, ખાન્ણીઆ કે સાંગેલાપર બેમવુ, દિવસે ઉઘવુ, મૈથુન, જળમા ડુબકી મારવી, શૂન્ય ઘરમા કે ઝાડતળે રેવુ, કલેશ કરવો, અ ગ મરોડવુ, લોહી કાઢવુ, નખવડે પૃથ્વી ખોતરવી, કે લીંગ તાણવા, અમગળ અને અપશબ્દો બોલવા, ઘણુ હસવુ, દુર કેશે રહેવુ, વર, વિરોધ, દ્વેષ, છળ—કપટ, ચોરી, જુગારી, મિથ્યાવાદ હિંસા અને કુસપ એ સઘળાનોત્યાગ કરજે કારણકે, એ સઘળા ગર્ભને નુકશાન કરનારા છે ગર્ભ સારો કે નરસો થવો એ ગર્ભિણી સ્ત્રીની વર્ત્તણુક ઉપર આધાર રાખે છે માટે ગર્ભિણી સ્ત્રીએ બરાબર નિયમ પ્રમાણે વર્ત્તવુ જોઇએ તેમજ પતિન । તો બીલકુલ દરવાજ નહીં એથી ઘણી હાનિ છે બ્હેન પાર્વતી, આ પ્રમાણે ગર્ભિણી સ્ત્રીને નિયમમા રહેવા વિષે મે તને સુચના કરી તે હમેશા ધ્યાનમા રાખજે અને તે પ્રમાણે વર્ત્તવાને હમેશા

**જનદાસશા** કહે છે—હે શ્રાવિકાઓ, આનદાએ આ પ્રમાણે પોતાની નણદ પાર્વતીને ગર્ભિણી સ્ત્રીને ઘટે તેવો બોધ આપ્યો તે સાભળી બધી શ્રાવિકાઓ ઘણીજ આનદ પામી ગઈ હતી બ્હેનો! તમે પણ આ વાત ધ્યાનમા રાખજો અને ગર્ભિણી સ્ત્રીએ જેવી રીતે વર્ત્તવુ જોઇએ, તે બરાબર જાણી તેમ વર્ત્તવા તત્પર રહેજો

આ વચન ચ ચળે આનદાને પુછયુ, માનદા કાકી, આ ઉપદેશ તો આ પાર્વતી બ્હેનને ઉપયોગી થયો, હવે અમારે જે

ઉપયોગી હોય, તે ન્હો.

**આનંદા**—ચચળ, એમ કેમ કહે છે? આ વાત તમારા નાને ઉપયોગી છે, કારણકે, તમે પણ ભવિષ્યમા ગર્ભિણીની અવસ્થા ભોગવવાના છો તેથી આ ઉપદેશ તમારે પણ ધ્યાનમા રાખવા યોગ્ય છે

**પ્રેમ તથા પુતળી**—ધર્મમાતા, એ ખરી વાત છે, પણ તમે વારે વારે પાર્વતીનુ નામ લઈને આ ઉપદેશ આપતા હતા, તેથી અમે તો એમજ સમજ્યા હતા કે, આ ઉપદેશ પાર્વતી બ્હેનનેજ ઉપયોગી છે તેથી અમે તો તેમા જોઈએ તેવુ ધ્યાન આપ્યુ નથી

**આનંદા**—બ્હેનો સવિતા, ચચળ, અને તમે બધા છોકરા કહેવાઓ, તથી તમારી આગળ ગર્ભિણીની વાત કરવી, તે યોગ્ય ન કહેવાય, કારણકે, તમને તેથી શરમ આવે, માટે પાર્વતીનુ નામ આપી આપીને મે આ ઉપદેશ આપ્યો હતો પણ આડકતરી રીતે તમને બધાને તેનો બોધ થાય, એવી મારી ધારણા હતી માટે હે બ્હેનો, તમારે બધાએ આ ઉપદેશ હૃદયમા રાખવા જેવો છે, અને તે ઉપદેશ હંમેશા કાયમ યાદ રહે, તેને માટે ગર્ભિણી સ્ત્રીએ કેવી રીતે વર્ત્તવુ જોઇએ? એ વિષેની એક નાની કવિતા છે, તે તમે યાદ કરી લેજો

**પ્રેમદા**—આનંદા બ્હેન, કૃપા કરી તે કવિતા ગાઇ બતાવો

**ધર્મનામ ગોર કહે છે**—સાધર્મી માતાઓ અને સાધર્મી બ્હેનો, તે પછી આનંદાએ ગર્ભિણી સ્ત્રીએ કેમ વર્ત્તવુ જોઇએ? તે વિષેની એક નાની કવિતા ગાઇ બતાવી હતી અહિં તે કવિતા અમારા વર્ગમાની શ્રાવિકા તમને ગાઇ બતાવશે પછી ગવાએ તે કવિતા ગાઈ બતાવી હતી

હે શ્રાવિકાઓ, આ કવિતા આનંદાએ પણ તે પ્રમાણે ગાઇ બતાવી હતી

## ગર્ભિણી સ્ત્રીએ કેવી રીતે વર્તવું ?
## તે વિષે ગરબો

( એ મહિને નવ જાઓ પિયુ પરદેશમા—એ ના. )

જાળવજો જમનામા જુવતી જીવને,
નિયમ ધરીને રહેણી રાખો અંગ જો,
અંતરમા ઈચ્છાઓ ઉમદા લાવજો,
મનગમતા મન ધરજો ઉમથી ઉગજો
એ રાખો શુભ રીત સગર્ભા સુંદરી એ રાખો ૧

ની પર નાથે જમજો આપ અનાજને,
કોમળ કાઠ લેવા ધરજો પ્રીતજો,
અવગુણકારી ચીજ ત્યજીને છોડજો,
લક્ષ તણી એ અતિ સુખકારી રીતજો એ રાખો ૨

હરજો ફરજો સુંદરી હવામા હેતથી,
કોમળતાથી કરજો ઘરના કામજો,
આળસમા આબળા નવ રહેજો લેશથી,
રક્ષણ કરજો ગર્ભ તણુ ધરિ હામજો એ રાખો ૩

ગરમ ચીજ નવ લેજો લલના રસધરા,
તેથી અંગ ઉપાધિ ધરશે આળજો
રહેવાન કણીમા રહેજો રીતની,
તનથા ફરજો તરૂણી સુખ નહાળજો એ રાખો ૪

મસ્ત બની મનમાહે મહિલા મ્હાલજો,
અંતર ધરજો અબળા અતિ આનંદજો,
ચતુર ચિંતા ચિત્ત વિષે નવ રાખજો,
શોક ન કરજો તેથી બનશો મંદજો એ રાખો ૫

૧ મનમા ૨ પ ગરીની ૪ હુસ્ત્રી ૫ મગ

જેવી રાખે ટેવ સગર્ભા સુંદરી,
તેવી બાળક ધરશે જન્મી ટેવજો,
ધર્મ તણા દોહદ દયિતા દિલ ધારજો,
તેમા સ્હાય કરે છે શાસન દેવજો  એ રાખો ૬
ભાવ ધરીને જિનવર ભક્તિ ભાવજો,
જિન પૂજનમા ધરજો યુવતિ પ્રેમજો,
દીનદાન કરવાનુ દિલમા રાખજો,
નવ જીવપર ન્હેજો રાખી રહેમજો  એ રાખો ૭
[1]ચૌરી ગમન કરજો ગુણને ગાનની,
ગર્વ ન ધરજો ગુણનો ચિત્ત લગારજો,
ગુરૂજનને ગૌરવથી નિત્યે માનજો,
સુદર રાખજો શીલ તણો શણગારજો  એ રાખો ૮
નિર્મળ મનથી સેવા કરજો નાથની,
વનિતા વિનય ધરીને રહેજો આપજો,
ક્રોધ માનને [1]માયા નવ મન લાવશો,
ધરશો તેથી સદ્ગુણ કેરી છાપજો  એ રાખો ૯

---

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આનદાએ જ્યારે તે કવિતા ગાઇ બતાવી એટલે પોતી [illegible] પાર્વતીએ વિનયથી જણાવ્યુ, ધર્મમાતા, તમે આપેલો બોધ મારા મનમા ઠસી ગયેલો છે, પણ તે હમેશા યાદ રહી જવો મુશ્કેલ છે, તેથી મને આ તમારી કવિતા શીખવો તો મોટો ઉપકાર થશે

**આનદા**—પાર્વતી, હુ ખુશીથી તને શીખડાવીશ તમે બીજે વખતે ફેર આવજો, એટલે લલિતા પાસે લખાવી તને આપીશ

---

૧ શ્રી રગશીગાને ગાન ગાયુ છે ાન્તર્ગાની શ્રી ૪મ માનથી
પ ૫૨

આ વખતે પાર્વતીની બને આંખોમાંથી આસુની ધારા ચાલ
તે જોઇ આનંદાએ પુછ્યું—

**આનંદા**—પાર્વતી, તું કેમ રડે છે?

**પાર્વતી**—બા, તમે મને તે કવિતા લખી આપવાનું ક
પણ હું અભણ છું મને વાચવા લખવાનું બીલકુલ જ્ઞાન નથ
તેથી મારા મનને ખોટું લાગવાથી આંખોમાં આંસુ આવ્યાં

**આનંદા**—પાર્વતી, હવે અપશોષ કરવો શા કામનો છે
પૂર્વભવે તે જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યું હશે, તેથી તને વિદ્યા ચ
નહીં હોય

**પાર્વતી**—બા, જો મને વિદ્યા ચડી ન હોત તો આટલો બ
અપશોષ ન થાત પણ કોઇ વ્હેમીલી વૈરીએ મારી માને એ
વ્હેમ ભરાવ્યો, કે જેથી મને તેણીએ ભણાવી નહીં

**આનંદા**—એવું શું વ્હેમ ભરાવ્યું હતું ?

**પાર્વતી**—મારા પૂર્વભવની વૈરિણી કોઈ સ્ત્રીએ મારી માં
એવું કહ્યું કે, જો દીકરી ભણે તે વિધવા થાય છે આવા વ્હેમ
મારી માયાળુ માતાએ મને ભણાવી નહીં

**આનંદા**—અરે ! વ્હેન, આ તું શું બોલે છે? શું
આમાં આવા તદ્દન ખોટા વ્હેમ ચાલે છે? અરે ! ઘણા અપશોષન
વાત, દયા ધર્મને પાળનારી અને શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મને માન
નારી આર્ય શ્રાવિકાઓ આવા ખોટા વ્હેમ માને છે, અને એથ
પોતાની બાળિકાઓનો આખો ભવ બગાડે છે એવી વ્હેમી
સ્ત્રીઓને હજારવાર ધિક્કાર છે જ્ઞાન જેવી ઉત્તમ વસ્તુ મેળવવામ
આવા આવા વ્હેમો નાખી અંતરાય કરનારી અધમ અબળાએ
ભારે કર્મ બાંધે છે તેવી નાગીઓ નારકીની પીડા ભોગવવાને માટે
સર્જાએલી છે જે જ્ઞાન મેળવવાથી ધર્મ અને સંસાર બને સુધર

છે, તેવુ જ્ઞાન મેળવવાથી જો વિધવાપણુ થતુ હોય તો પછી આ પણી પૂર્વની સ્ત્રીઓ શામાટે જ્ઞાન સ પાદન કરે? સીતા, અ જના, લીલાવતી વગેરે વિદુષી શ્રાવિકાઓ પોતાની બધી જીંદગી સુધી સૌભાગ્યનુ સુખ સ પાદન કરનારી થઇ હતી બ્હેન પાવતી, હવે અપશોષ કરીશ નહીં જે ભાવી છે, તે કદિપણ ટાળી શકાતુ નથી આ વખતે મને વ્હેમને માટે એક બોધસગ્ક કવિતા યાદ આવે છે, તે તુ ધ્યાન દઈને સાભળ

**ધર્મદાસ** શેઠ કહે છે—બ્હેનો! આન દાએ આ પ્રમાણે પાર્વ તીને કહી પોતાની પુત્રી લલિતાને કહ્યુ કે, લલિતા, પેલી વ્હેમ વિષેની કવિતા ગાઈ સ ભળાવ્ય, પછી લલિતાએ તે કવિતા ગાઈ સ ભળાવી હતી જે કવિતા આ શ્રાવિકા (આન દા) તમને ગાઈ સ ભળાવશે પછી અહિ શ્રાવિકાશાળામા ગ ગા તે લલિતાના મુખની કવિતા નીચે પ્રમાણે ગાઇ બતાવે છે

## વ્હેમ વિષે કવિતા

"રૂખ્શ્રા વનમા ન્લવને"—એ રાગ.

વ્હેમ ન રાખો સુદરી, વ્હેમે હાની અપાર,
વ્હેમે ભરી વનિતા ભમે, લાવે તે કુવિચાર
વ્હેમ ન રાખો એ ટેક ૧
વ્હેમે વનિતા વેવલી, વ્હેમે થાય અભાવ,
વ્હેમે નાણી શ્રાવિકા, ખુંનઆ [1]ભનલ્હાન વ્હેમ ૨
નિત્ય કુટેવ કુચાલને, વ્હેમ શીખવે આપ,
વ્હેમ વધારે વ્હેમને, છાપે દુર્ગુણ છાપ વ્હેમ ૩
વ્હેમ વમળમા જે પડી, ગોથા ખાય ગમાર
મ ત્ર અને વશીત ત્રમા, ખુંને શુદ્ધ વિચાર વ્હેમ ૪

---

૧ સમારનો નાશે ખુરી છે

વ્હેમ તજાવે ધર્મને, વ્હેમે લાજ પળાય
વ્હેમતણા અતિ વેગથી, રીશ ખટિત થાય વ્હેમ ૫
વ્હેમ કરે વલગાડને, વ્હેમે ભૂત ભગાય,
ગાડી ગણાયે વ્હેમથી, કોઇ આપે ન સ્હાય વ્હેમ ૬
સર્વ ઉપાય અપાર છે, નહીં વ્હેમનો એ-
તેથી વિદારો વ્હેમને, રાખી [1]અ તર ટેક વ્હેમ ૭



આ પ્રમાણે વ્હેમ વિષેની ગરબી સાભળી બધી શ્રાવિકાએ ખુશી ખુશી થઈ ગઈ ચચળ, જ્યા, પ્રેમ, પુતળી, પ્રેમદા, અને પોતી વગેરે તે કવિતા લખી લેવાની માગણી કરી તે વખતે પાર્વતી વધારે રોઇ પડી તેણીએ પોકાર કરી કહ્યુ, કે, અરે ! કેવી અભાગણ કે જે હું વાચવા લખવાનુ સાધારણ જ્ઞાન પણ મેળવી શકી નથી મારા સમાન વયની આ બધી શ્રાવિકાઓ આવી આવી સુદર ગરબીઓ પોતાની મેળે લખી, વાચી અને શીખી શકે છે અને હુ મૂઢ જેવી કાઈ પણ જાણતી નથી મારા જીવનને ધિક્કાર છે આખો છતા હુ આધળી છુ અને હાથ છતા હુ ઠુઠી છુ

તે વખતે જયાના હૃદયમા દયા આવવાથી તે બોલી—પાર્વતી બ્હેન, તમે અપશોષ કરો નહિં હુ તમને એ બાબતની આ દર વાચના લખતા શીખવી દઈશ

**પોતી**—ભાભી, હુ તમને પણ તેમા મદદ આપીશ તમારી પેઠે મને પણ પહેલા વાચતા લખતા આવડતુ ન હતુ પણ આ ચચળ બ્હેને મને થોડા રોજમા શીખવી દીધુ છે

**પ્રેમદા**—બ્હેન પાર્વતી, તે વાતે ચિ તા કરીશ નહિ તુ હજુ તો બાળક છે હુ આવડી મોટી છુ, તોપણ યોગ દિવસમા વા

[1] અ તર—હૃદયમા

ચતા લખતા શીખી છુ તો તને શીખતા શી વાર લાગવાની છે ?

ધર્મધામશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે બીજી શ્રાવિકાઓના કહેવાથી પાર્વતીના મનમા જરા ધીરજ આવી અને પછી તેણીએ જ્યાની પાસે અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો પછી આનદાએ પોતાની પુત્રી લલિતાને અને બીજી શ્રાવિકાઓને કહ્યુ કે, આજે આપણો નિત્યનો વખત થઈ ગયો છે, માટે ઉપદેશ વાર્ત્તા બધ કરવામા આવે છે પછી બધી શ્રાવિકાઓ ધર્મમાતા આનદાને પગે લાગી પોતપોતાને સ્થાને ચાલતી થઈ નણદ ભોજાઈ પાર્વતી અને પોતી આનદાના વખાણ કરતા કરતા પોતાને ઘેર આવ્યા

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, હવે આપણો પણ નિત્યનો સમય થયો છે, માટે આપણે પણ ધર્મવાર્ત્તા સમાપ્ત કરીએ બોલો (આદીશ્વર ભગવાનની જય) તેના નાદથી શ્રાવિકાશાળા ગાજી ઉઠે છે અને ગગા, મણિ, અજવાળી વગેરે બધી શ્રાવિકાઓ ધર્મદાસ શેઠને વદના કરી પોતપોતાને સ્થાને ચાલી જાય છે



# દિવસ ૧૭ મો.

નિત્યના નિયમ પ્રમાણે ધર્મદાસ શેઠ અને ગંગા શ્રાવિકા શાળામાં આવે છે, બીજી શ્રાવિકાઓ આવી એકઠી થાય છે પછી આદીશ્વર ભગવાનની જય બોલાવી ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મંગળાચરણ કરે છે—

(शार्दूलविक्रीडितछन्द)

यो धर्मो जिनभाषितस्त्रिभुवने लक्ष्मीलतावारिदो
विघ्नव्यूहविदारणैकनिपुणो मुक्तिपुरीप्रापक ।
वाञ्छापूरणकल्पवृक्षसदृश श्रेयस्कर सर्वदा
त धर्म भजतु भावसहिता सत्प्रेमत श्राविका ॥१॥

" શ્રી જિન ભગવંતે કહેલો જે ધર્મ આ જગત્‌માં લક્ષ્મીરૂપ લતામાં મેઘસમાન છે, વિઘ્નના સમૂહને નાશ કરવામાં નિપુણ છે, મુક્તિરૂપ નગરીમાં લઈ જનારો છે વાંછા પૂરવામાં કલ્પવૃક્ષ જેવો છે અને હમેશાં કલ્યાણ કરનારો છે, એ ધર્મને શ્રાવિકાઓ ભાવસહિત પ્રેમથી ભજો." ૧

આ પ્રમાણે મંગળાચરણ કર્યા પછી ધર્મદાસ શેઠ કહે છે— હે સાધર્મિ માતાઓ, કાંતિપુરની પવિત્ર શ્રાવિકા આનંદા અને તેના પતિ શિવચંદ્રનો એક વૃત્તાંત જાણવા જેવો બન્યો હતો, કે જેની અંદર કાંતિપુરના જૈન સંઘે ધર્મસિંહે જૈન કોમની કેટલી એક સુધારણા કરી હતી, તે તમે ધ્યાન દઈને સાંભળજો.

એક વખતે સામાયિક પાળે શિવચંદ્રે પોતાની સ્ત્રી આનંદાને નીચે પ્રમાણે કહ્યું—

**શિવચંદ્ર**—શ્રાવિકા, આજે વેહેલી રસોઈ કરજો, મારે જમીને સત્વર જવાનું છે

**આનંદા**—સ્વામિનાથ, જેવી આજ્ઞા જ્યારે આપ કહો ત્યારે રસોઈ તૈયાર કરું પણ મને કહી શકાય તેવું હોય તો કહો ક્યાં જવાનું છે?

શિવચ દ્ર—આપણા નગરના રાજા ધર્મસિંહની પાસે જવાનુ છે

આન દા—સ્વામિનાથ, કાંઈ હરકત તો નથી ત્યા શુ કામ જવાનુ છે?

શિવચ દ્ર—શ્રાવિકા, એવુ કાઇ નથી

આન દા—સ્વામિનાથ, જ્યારે કાઇ હરકત નો નથી, તો પછી ત્યા શા માટે જવાનુ છે?

શિવચ દ્ર—શ્રાવિકા, ત્યા કોઇ જાતની હરકત નથી ફક્ત આપણા રાજા ધર્મસિંહ જૈન હોવાથી તેઓ જૈનકોમની સુધારણા કરવાને કેટલાએક ધારા કરવા ધારે છે અને તેને માટે તેણે સઘના આગેવાનોને બોલાવ્યા છે તેમા મને પણ બોલાવ્યો છે, તેથી મારે જવુ પડશે

આન દા—મહારાજા ધર્મસિંહ કેવા ધારા કરવા ધારે છે?

શિવચ દ્ર—ભદ્રે! તેઓ પ્રથમ તો બે પ્રકારના ધારા કરવા ધારે છે બાળલગ્ન અને વિધવાદીક્ષા

આન દા—એ વાત મહારાજાને ક્યાથી સુઝી?

શિવચ દ્ર—પ્રિયા! થોડા દિવસ પેહેલા જ્ઞાનશ્રી સાધ્વીએ એક વિધવા શ્રાવિકાને દીક્ષા આપી હતી તે શ્રાવિકા પોતાના માતાપિતા અને સાસૂ સસરાની રજા લઇ સર્વની રાજીખુશી મેળવી દીક્ષા લેતી હતી. તેથી તેની દીક્ષાનો વરઘોડો તેણીના પિતા તરફથી મોટા આડબરસાથે ચડાવવામા આવ્યો હતો, તે તને ખબર હશે

આન દા—હા, તે વરઘોડામા હુ અને લલિતા બ ને ગયા હતા

શિવચ દ્ર—તે વરઘોડો રાજમેહેલની પાસે નીકળ્યો તે વખતે મહારાજા ધર્મસિંહ પોતાના મેહેલના ગોખ આગળ તે વર-

ઘોડો જોવાને આવ્યા હતા વરઘોડાની સમૃદ્ધિ તથા વભવથી જૈન ધર્મનો ઉદ્યોત જોઇ તે ધર્મી રાજા હૃદયમા ઘણા ખુશી થયા હતા અનુક્રમે દીક્ષા લેનારી શ્રાવિકાની શિબિકા આવી શિબિકા ઉપર બેઠેલી એ બાળશ્રાવિકા યાચકોને અગણિત દાન આપતી હતી તેની આસપાસ ધર્મનો જયધ્વનિ થઇ રહ્યો હતો પછી દીક્ષાવાળી શ્રાવિકાની શિબિકાની પછવાડે ગૃહસ્થ શ્રાવિકાઓનો મોટો સમૂહ મહારાજાના જોવામા આવ્યો તેઓમા વિધવાઓની સખ્યા ઘણી જોઈ તે દયાળુ મહારાજાએ પોતાના એક નિપુણચદ્ર નામના મત્રીને પુછ્યુ, મત્રી, જુવો તો ખરા? શ્રાવકકોમમા કેટલી બધી વિધવાઓ છે? આતો વિધવાઓના ટોળેટોળા નજરે પડે છે

**નિપુણચદ્ર**—મહારાજ, આ દેખાવ હૃદયને કપાવે તેવો છે એક સૌભાગ્યવતી શ્રાવિકાની પાસે દશ વિધવા રહેલી છે જ્યા જોઇએ ત્યા વિધવાઓજ જોવામા આવે છે મહારાજા, તેનુ કારણ મારા સમજવામા આવી ગયુ છે

**ધર્મસિંહ**—મત્રિરાજ, તે શુ કારણ છે? તે કહો

**નિપુણચદ્ર**—મહારાજ, આજકાલ શ્રાવકકોમમા બાળલગ્નનો દુરાચાર બહુ પ્રવર્ત્તે છે ઢીંગલાઢીંગલીની જેમ નાના છોકરી છોકરાઓને પરણાવવામા આવે છે હજુ તો સસાર એ શુ ચીજ છે? એવુ કાઇ સમજતા ન હોય તેવા બાળકોને માથે સસારની ધુસરી નાખવામા આવે છે છોકરાઓને બાળવયમા અનેક જાતના રોગ થવાનો સભવ છે, તેથી વિવાહિત થયેલા છોકરાઓ રોગથી મરણને શરણ થઇ જાય છે, એટલે તેમની બાળવધૂઓ તરત વિધવા થઇ જાય છે એ દુરાચારથી કાંતિપુરની શ્રાવકકોમમા અને બીજી કોમમા આટલીબધી વિધવાઓ વધી પડી છે આપણા નગરમા જે ઘરમા બાળવિધવા ન હોય તેવુ ઘર ભાગ્યેજ હશે

**ધર્મસિંહ**—મત્રિ, તમારૂ કહેવુ બરાબર છે અહા! શુ

શ્રાવકકોમ એવી અજ્ઞાન છે કે જે આવા દુરાચારને દૂર કરી શકતી નથી

નિપુણચંદ્ર—મહારાજ! તે કોમમા જે કેળવણી પામેલા સુજ્ઞ શ્રાવકો છે, તેઓની સંખ્યા ઓછી છે અને અજ્ઞાન શ્રાવકોની સંખ્યા મોટી છે, તેથી એ દુરાચાર તે કોમમાથી દૂર થઇ શકતો નથી

ધર્મસિંહ—મંત્રિવર્ય, આ તો ઘણા અપશોષની વાત કહેવાય આ વિષે કાંઈ પણ રાજ્ય તરફથી ગોઠવણ થવી જોઇએ હું જૈન રાજા કહેવાઉં છુ અને જ્યારે આવો દુરાચાર મારી પ્રજાતમા ચાલે તો પછી મારી રાજનીતિ શા કામની! હું શ્રાવક રાજા છતા મારી શ્રાવકપ્રજા દુરાચારને સેવે એ કેવુ અનુચિત કહેવાય? હે પ્રિય સચિવ, આજથી તમે આપણા રાજ્યમા એવો ધારો કરો કે, કોઇ પણ શ્રાવકપ્રજાએ બાળલગ્ન કરવા નહીં જે કોઈ કરશે તેને સખ્ત શિક્ષા કરવામા આવશે

નિપુણચંદ્ર—મહારાજ, જેવી આજ્ઞા આવો ધારો કરવાથી શ્રાવકકોમમાથી એ દુરાચાર નાબુદ થઇ જશે અને તેથી તે કોમમા વિધવાઓની સંખ્યા ઓછી થઈ જશે

આ પ્રમાણે ધર્મસિંહ અને મંત્રિ નિપુણચંદ્ર વાતચીત કરતા હતા, ત્યા વરઘોડામા વિધવાઓની જાન એક સુંદર પોશાક ધારણ કરી ચાલતુ બાળ અને તરૂણ સ્ત્રીઓનુ મોટું ટોળું આવ્યુ રાજા ધર્મસિંહની તેમની ઉપર દૃષ્ટિ પડી તેમને જોઇ રાજાએ મંત્રીને પુછ્યુ, મંત્રી, જુવો, આ સૌભાગ્યવતીઓ પણ ઘણી લાગે છે મને લાગે છે કે, જેટલી વિધવાઓ છે, તેટલી જ સૌભાગ્યવતીઓ હશે.

નિપુણચંદ્ર—મહારાજા, તે સૌભાગ્યવતીઓ નથી પણ વિધવાઓ છે જુવો, તેમના લલાટ ઉપર તિલક નથી

ધર્મસિંહ—આ શું બોલો છો? આવી તે વિધવાઓ હોય

તેમનો પોશાક જુવો તથા તેમના આભવણ જુવો માન કપાળમા ચાદલા નથી, પણ બીજો બધો દેખાવ સોભાગ્યવતીના જેવોજ છે મત્રિવર, તમને ખાત્રી છે કે, તેઓ વિધવા છે મારા મનમા તો હજુ શકા રહ્યા કરે છે

નિપુણચદ્ર—મહારાજ, શકા રાખશો નહીં હુ સત્ય કહુ છુ અને મને તેની પૂરેપૂરી ખાત્રી છે કારણકે, હુ શ્રાવકકોમનો હુ મારા મગજોમા એ રીવાજ હુ હમેશા જોઉં છુ

ધર્મસિંહ—મત્રિરાજ, જે પહેલી વિધવાઓ ગઈ તેમનો અને આ વિધવાઓનો દેખાવ જુદો જુદો કેમ હશે ?

નિપુણચદ્ર—જે બાળ વિધવા હોય અને જેને કાંઇ પણ સતતિ ન થઇ હોય, તેઓ આવો વેષ રાખે છે અને જેઓ જરા મોટી વયે વિધવા થઇ હોય અને કાંઇ પણ સતાન હોય તેઓ ઘણે ભાગે વિધવાનો વેષ રાખે છે

ધર્મસિંહ—શુ બધી વિધવાઓ એમ કરે છે ?

નિપુણચદ્ર—ના, દરેક વિધવાઓ તેમ કરતી નથી જેના માબાપે સારી કેળવણી લીધી હોય અથવા જે સ્ત્રી પોતે કેળવણી પામી હોય તેવી વિધવાઓ વેષ રાખતી નથી કારણકે, તે સમજે છે કે, વિધવાએ શ્રૃગાર-વેષ પહેરવો તે તેના વિધવાધર્મની વિરૂદ્ધ છે શ્રૃગારવેષ ધારિણી વિધવાની તરફ વિષયી પુરૂષોનુ મન ખેચાય છે અને તેથી કોઇ વાર તેવી વિધવાઓના હૃદયમા તત્કાળ વિકાર થવાનો સભવ છે

ધર્મસિંહ—મત્રિરાજ, તમારી કોમમા તેવી કેળવણી પામેલી શ્રાવિકાઓ કેટલી હશે ?

નિપુણચદ્ર—મહારાજ, આપણી નગરીની વસ્તીના પ્રમાણમા થોડી છે, પણ કેટલીએક એવી ઉંચી કેળવણી પામેલી છે

છે, તેઓ બગબગ વિધના ધર્મને પાળે છે તે વિષે અમારી જ્ઞાનિની એક કાવેરી નામની બાળવિધવાએ ખરો દાખલો બેસાડ્યો છે

**ધર્મસિંહ**—મતિરાજ, તે કાવેરીએ કેવી રીતે દાખલો બેસાડ્યો હતો ? તે વાર્ત્તા કહી સંભળાવો

શિવચંદ્ર પોતાની સ્ત્રી આનંદાને કહે છે, હે સદ્‌ગુણી શ્રાવિકા, પછી ચતુર મંત્રિ નિપુણચંદ્રે મહારાજા ધર્મસિંહને તે કાવેરીની વાર્ત્તા કહી હતી

**આનંદા**—સ્વામીનાથ, તે કાવેરી કોણ છે ? ક્યાં રહે છે અને તે વાત કેવી રીતે બની હતી ? તે મને કૃપા કરી સંભળાવો, કેમકે મને પણ તેની ખબર નથી

**શિવચંદ્ર**—પ્રિયા, પછી મંત્રિ નિપુણચંદ્રે તે કાવેરીની વાત ધર્મસિંહને કહેવા માંડી

**નિપુણચંદ્ર**—મહારાજા, આપણા કાંતિપુરમાં **દેવચંદ્ર** કરીને એક શ્રાવક રહેતો હતો તેને **સુમતિ** નામે એક સ્ત્રી હતી તે બંને દંપતી જૈનધર્મના રાગી હતા, પણ તેમણે કેળવણી લીધી ન હતી દેવચંદ્ર માત્ર નામું ઠામું જાણે તેટલી કેળવણી લઇ પોતાના વરનો ધંધો કરતો હતો સુમતિ સારા ગુણવાળી શ્રાવિકા હતી, પણ તેણીએ તો બીલકુલ કેળવણી લીધી ન હતી કેળવણી વગરના અને અંધ પરંપરાએ ચાલનારા તે બંને દંપતીએ કાવેરીનો બાળપણમાં વિવાહ કરવાનો વિચાર કર્યો કાવેરીએ બાળપણમાંથીજ કેળવણી લેવાનો આરંભ કર્યો હતો જૈનકન્યાશાળામાં જઈ તેણીએ ધાર્મિક તથા વ્યાવહારિક બંને પ્રકારનું જ્ઞાન સારી રીતે મેળવ્યું હતું થોડા વર્ષની વયમાં તો તે બાળશ્રાવિકા વાંચવાનું તથા લખવાનું જ્ઞાન સારી રીતે મેળવી શકી હતી તેણીનું હૃદય સુશિક્ષિત બનવાથી તે હમેશાં સારાં સારાં પુસ્તકો

વાચ્યા કરતી હતી પોતાના માતાપિતા પોતાનો વિવાહ કરવાને ઇચ્છે છે, એ વાત જાણી કાંનરીએ પોતાની મા સુમતિને નીચે પ્રમાણે કહ્યુ —

મા, મારે મારા વિવાહની વાત કહેવી તે શરમ ભરેલુ છે તોપણ મારા હિતની ખાતર મારે તમને કહેવુ પડે છે કે, " મા, હું હજુ નાની છુ, મને હજુ ધર્મનુ પૂરેપૂરૂ શિક્ષણ મળ્યુ નથી ઘરસૂત્ર શુ કહેવાય ? અને સંસારીઓમા વહુની શી ફરજ છે? એ વાત મારા સમજવામા હજુ બીલકુલ આવી નથી, તેમજ જેની સાથે મારા વિવાહ થવાનો છે, તે પણ તદન નાની વયમા છે— ઢીંગલા ઢીંગલીના જેવા અમારો આ વિવાહ શામાટે કરવાથી કરો છો ? આવા બાળલગ્નના દુરાચારથી આપણી કોમમા ઘણો અનર્થ થયો છે માતા, તમે વડિલ છો, તમારે તેનાથી ફરજંદનુ શુભ ઇચ્છવુ જોઇએ "

કાંનરીએ આ પ્રમાણે કહ્યુ, તોપણ તેની અજ્ઞાન માતાએ માન્યુ નહીં અને તેણીનો વિવાહ કરવામા આવ્યો કર્મયોગે બે ચાર મહિના થયા, ત્યા કાંનરીના બાળપતિને નીંગી નીકળ્યા અને તે ચાર દિવસમા મૃત્યુ પામી ગયો કાંનરી યોવનવયના પ્રારભમાજ વિધવા થઇ તેણીના અવિચારી માબાપે ઘણો શોકશોષ કર્યો, અને તેની માતાએ પુત્રીએ કહેલા વચનો યાદ કરી હૃદયમા પશ્ચાત્તાપ કર્યો કાળવાળી પામેલી કાંનરી પોતાના પતિના ન ગુણથી ભાગ્યને ક કરતી પણ બાળલગ્નના દુરાચાર ને માટે તેણીના હૃદયમા તેના કરતા વધારે શોક થતો હતો તે બાળા પોતાના ઘરના એકાંત ભાગમા જેની જૈનધર્મના શાસન દેવની પ્રાર્થના કરતી હતી "હે શાસન દેવતા, વર્તમાનકાળે વીર પ્રભુના તીર્થની રક્ષા કરો આ અવસર્પિણીકાળના પ્રભાવથી જૈનપ્રજામા અજ્ઞાન વધતુ જાય છે પ્રતિદિવસ અનિષ્ટ આચારો વધતા જાય છે, અને

નવા નવા હાનિકારક રીવાજો પ્રગટતા જાય છે હે શાસન દેવતા, એ બધામાં બાળલગ્ન કરવાનો દુરાચાર સર્વેથી મુખ્ય છે એ દુરાચારથી જૈનપ્રજા નિર્બળ, અજ્ઞાની, રોગી, અને અવિચારી બની જાય છે કેળવણી પામેલી સેંકડો સુંદર બાળાઓ વિધવા થાય છે, વિષયના વેગને રોકી નહીં શકનારી કેટલીક એક વિધવાઓમાં ગુપ્ત રીતે મોટા મોટા અનર્થ પણ ઉપજાવે છે હે વીરશાસનના દેવ, આ ઘોર પાપથી જૈનપ્રજાને મુક્ત કરો તીર્થરૂપ સંઘના આગેવાનોના હૃદયમાં સદ્બુદ્ધિની પ્રેરણા કરો, અને એ દુષ્ટ દુરાચારનો તદ્દન નાશ કરી દ્યો

આ પ્રમાણે પ્રાર્થના કરતી કાવેરીની પાસે તેની મા આવી અને તે બોલી—બ્હેન, આજે તારે માટે તારા બાપા આ સોનાની નવી બંગડી કરાવી લાવ્યા છે, તે પહેર આજે સારો દિવસ છે આપણા જોષી મહારાજે કહ્યું છે કે, આજે વિધવાને વેષ પહેરવામાં સારો દિવસ ગણાય છે માતાના આવા વચન સાંભળી કાવેરીની આંખોમાંથી આંસુની ધારા ચાલવા લાગી તેણીએ બે હાથ જોડી પોતાની માતાને કહ્યું —બા, આ શું બોલો છો? હું વિધવા બનીને વળી વેષ શાનો હોય? મારૂં સૌભાગ્ય, મારો શણગાર અને મારૂં રૂપ મારા પતિની સાથે ચાલ્યું ગયું છે હવે વેષ શાનો, શણગાર શાનો અને રૂપ શું? [illegible] ગયું છે જો મારા ભાગ્યમાં સુંદર વેષ, અને સૌભાગ્યનો શણગાર ધારણ કરવા લખ્યો હોત તો હું વિધવા શામાટે થાત? બા, તમારા મનમાં એવી તાણ રાખશો નહીં હવે હું વિધવા ધર્મ પાળી મારા આત્માને સુધારીશ સંસારનો લાંબો માર્ગ મારે ટુંકા થઈ ગયો છે જો કે એ માર્ગ ટુંકો છે પણ કષ્ટ ભરેલો છે, તથાપિ શ્રી આર્હતપ્રભુના ધર્મધ્યાનરૂપ વાહનમાં બેસી એ માર્ગનો પાર પામવા હું પ્રયત્ન કરીશ બા, હવે મારે શણગારનો વેષ હોય નહીં મારા સૌભાગ્યનો સ્વામી મારા શણગારના વેષને લઈને સ્વર્ગે ચા-

ટયો ગયો છે મારા શણગારનો સાક્ષી અને મારા શણગારનો નિરખનાર હવે આ દુનિઆમા કોઈ છેજ નહીં મારે હવે સુંદર વેષ કોને બતાવવાનો છે? માતા, હવે હું સાભાગ્યવતી નથી પણ એક અભાગિયણ વિધવા છુ હવે લોકો મને નડેલી નાડ કહી બોલાવશે પોતાનુ શુભ ઈચ્છનારા અને વ્હેમમા મગ્ન થયેલા જગતના લોકો મારા શુકન પણ જોશે નહીં માતા, મ ગળરૂપ પતિ પરલોકમા જવાથી હુ આ જગતમા અમ ગળ થઈ ગઈ છુ—સર્વ જાતના મ ગળિક કાર્યોમાથી બાતલ થઈ છુ

કાવેરીના આવા કરૂણાજનક વચનો સાભળી તેની માતાને વ ર્ણું નમસુ લાગ્યુ, તે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી—પછી તેણીએ ગ દ્ગદ સ્વરે કહ્યુ, બેટા કાવેરી, તારા વચનોએ મારૂ હૃદય ભેદી ના ખ્યુ છે હવે કદિ પણ આવા વચન મને સભળાવીશ નહીં બેટા, જ્યારે તું આવા આવા વિચારો મનમા લાવ્યા કરીશ તો પછી તારા મનમા ઘણો પરિતાપ થયા કરશે બેટા, તુ હજી બાળક છે તારે અવસ્થામા લાબા દિવસ લેવાના છે જો આજથી આવા વિચાર કરી અફશોષ કરીશ તો પછી શી રીતે રહેવાશે? બેટા, જ્યાસુધી અમે બેઠા છીએ ત્યાસુધી તારે વિધવાવેષ રાખવાની જરૂર નથી તુ નાની છુ તારે ખુશીથી પેહેરવુ ઓઢવુ જોઇએ જ્યારે કર્મ યોગે એક રીતે તારો ભવ બગી ગયો તો પછી વિધવાનો વેષ પેહેરી બીજી રીતે બધો ભવ શામાટે બાળવો જોઇએ? બેટા, નારીસારી ઓઢણીઓ, સોનાની બગડીઓ, પગમા ઝાઝરો, કશબી ઉચી જાતની ચોળીઓ અને કમખાઓ પેહેરવામા કાઇપણ હરકત નથી માત્ર નાક ઉપર નવડી, કુલ કે ટીપકી અને કપાળમા ચાદલો—એ બે શિવાય બધો સુ દર પોશાક પેહેરવામા બાળવિધવાને કોઈ જાતની હરકત નથી બ્હેન કાવેરી, આ કાઈ આપણે ઘેર નવાઈ નથી આપણા ગામમા દરેક બાળવિધવા તેવો વેષ રાખે છે અને આ પણી કોમમા તે રીવાજ ઘણા કાળથી ચાલ્યો આવે છે

માતાના આવા વચનો સાભળી કાવેરી જુસ્સાથી બોલી ઉઠી—બા, તમે મારા પૂજ્ય માતુશ્રી છો, એટલે હું તમને કાઇ કહી શકતી નથી પણ મારી આગળ કદિ પણ એ વાત કરશો નહીં મારે શુદ્ધ ભાવથી વિધવાધર્મ પાળવો છે આ વૈધવ્યને પામેલા અમ ળખ શરીર ઉપર મારે હવે કદિ પણ સુદર પોશાક પેહેરવો નથી જે વિધવાઓ પોતાના પતિના સ્વર્ગવાસ પછી સુદર પોશાક પહેરી નીકળી ચાલે છે, તેઓ પતિની લાગણી વગરની અને ધર્મભ્રષ્ટ કે સ્ત્રીઓને તેનો પતિ તેનો ઇષ્ટદેવ તુલ્ય પાળક અને પોષક છે જૈન વિવાહ સસ્કારથી જેની સાથે પવિત્ર સબધ જોડાયો છે, એ વો પતિ પોતાની જીદગી ગુમાવી ચાલ્યો જાય અને તેની સ્ત્રી પ છવાડે સારા સારા પોશાકો પેહેરે અને મોજ કરે એ કેવો અધર્મ? વળી તેવા અધર્મને જે માબાપો ઉત્તેજન આપે છે, તે કેવા અધર્મી માબાપો કહેવાય? માતા, તમે મારા પૂજ્ય છો તમે તેવા અધર્મી થશો નહિં આપણી કોમમા જે વિધવાઓને વેશ રાખવાનો વિપ રીત રીવાજ પ્રવર્ત્યો છે, તે અધર્મને ઉત્તેજન કરનારો છે એ ખરેખર મિથ્યાત્વ છે સમકિતને ધારણ કરનારી જૈનપ્રજા જ્યારે તેવા મિથ્યાત્વને માન આપે તો પછી તે સમકિતને ધારણ કરનારી કેમ કરીને કહેવાય? બા, તે વિષે મને વધારે આગ્રહ કરશો તો હુ કદિ પણ વિધવા ધર્મથી ભ્રષ્ટ થઈ મારા સમકિતને દૂષિત કરીશ નહિ મે બાળપણમા કેળવણી લીધી છે, તેનો હુ ગેર ઉપયોગ કરીશ નહિ માતા તમારા પ્રસાદથી મે નાની ઉમરમા જે કાઇ જાણ્યુ છે, વાચ્યુ છે અને વિચાર્યું છે, તે બધાનો ઉપયોગ મારે આ વખતે કરવાનો છે બા, મારે માટે કોઇ જાતનો શોક કે સતાપ કરશો નહિ હુ સારી રીતે વિધવાધર્મ પાળી શકીશ શ્રી વીર પ્રભુના ધર્મે મારા હૃદયને ઉજ્વળ કર્યુ છે સમકિતની પવિત્ર છાયા મારા મગજમા પડી છે મારે હવે આ દ્રવ્યઆભૂષણની જરૂર નથી. સોનાની બગડીઓ, સોનાના દાગીના અને કશબી તથા રે-

શમી સાડી, ચોળી, કમખા, ચણીઆ વગેરે દ્રવ્યઆભૂષણો મારે પેહેરવાના નથી હવે મારે ભાવઆભૂષણો પેહેરવાના છે દ્રવ્ય આભૂષણો અસ્થિર, ક્ષણભંગુર અને માટીના છે, ત્યારે ભાવઆભૂષણો સ્થિર અવિનાશી અને અપાદ્ગલિક છે હવે હુ કષ્ટ તપ રૂપી કેશવેણી ધારણ કરીશ મારી ભાવનારૂપ કંઠાભરણ પેહેરીશ કષાયના ત્યાગરૂપ કંકણ, નિર્જરારૂપ નગથી જડેલા નિર્મળતાના નૂપૂર ધારણ કરી મારી ભવ્ય શોભામા વધારો કરીશ જ્ઞાનરૂપ ચ્રથનથી મનોહર દર્શનરૂપ દામણી ધારણ કરીશ અને ચારિત્રરૂપ ચાંદલાથી મારા ભાવ સૌભાગ્યને શોભાવીશ તે શિવાય સમકિતનો સુંદર શણગાર મારા દરેક અંગ ઉપર આરોપિત કરીશ તે ઉપર શીળની સાડી ઓઢી હુ મારા નિર્મળ આત્માને ઓપાવીશ માતા, મારી તરફની કશી વાતની ચિંતા રાખશો નહિ હુ કુલીન બાળા છુ શીળ એજ મારૂ સર્વસ્વ છે, એવો મારો દૃઢ નિશ્ચય છે માતા, હુ વિધાવાધર્મ પાળી મારા પિતાના અને સાસરાના બંને કુળને દીપાવીશ

કાવેરીના આવા વચન સાભળી તેની માતા હૃદયમા આનંદ સાથે આશ્ચર્ય પામી ગઈ આટલી નાની વયમા તેણીના આવા પ્રૌઢ વિચારો સાભળી તેના મનમા મોટો અચંબો થયો પછી હૃદયમા શાંતિ પામી તેની માતા બોલી—બેટા, તારા વચનોએ મારા પરિતાપ પામેલા હૃદય ઉપર અમૃતનુ સિંચન કરેલુ છે વળી મારા મનમા ખાત્રી કરાવી કે, તુ બાળક નથી પણ એક વૃદ્ધ ડોશી જેવી છુ હવે મારૂ હૃદય તારે માટે કોઇ જાતની શંકા રાખતુ નથી તારા જેવી બાળિકાને વેશ રાખવાની કંઈ જરૂર નથી તારા હૃદયની ઈચ્છા ધર્મની પવિત્ર વાસનાથી ભરપૂર છે પણ બ્હેન, મને એક મોટુ આશ્ચર્ય થાય છે કે, તુ હજુ નાની છુ, તે છતા તને વિધવાધર્મનો આટલો બધો અનુભવ ક્યાથી?

ભગવ ત ભજનમા ભાવ, ધરી [1]ભવ તારજો,
કદિ ચિત્ત વિકારી થાય, વેગેથી વારજો ૭
મપડાશો નહીં કદિ આપ, કુસ ગના [2]ગમા,
નવ રહેજો એકાત [3]આવાસ, [4]અવર નર સ ગમા ૮
નહીં પ્હેરવો સુદર વેષ, નહીં કેશ ધારવા,
જન મ ડલ ઉત્સવમાહિં, નહી પગ પાડવા ૯
જો આ શીખ હૃદયમા નાર, ન ભાળી રાખશો,
પરલોકમા વિધવા ધર્મ, તણા ફળ ચાખશો. ૧૦

કાવેરીના મુખથી વિધવાના ધર્મની કવિતા સાભળી તેની મા ઘણીજ ખુશી થઇ ગઈ અને પછી તેણીએ પોતાની પુત્રી કાવેરીને વેષ પેહેરાવવાનો આગ્રહ કર્યા નહીં પછી કાવેરીએ વિધવાવેષ રાખી પોતાના વૈધવ્યને દીપા વ્યુ હતુ અને તેથી આખા કાતિપુરના જૈન સ ઘમા તેની ભારે પ્રશ સા થઇ હતી હે! મહારાજા ધર્મનિહ, તે કાવેરીનો દાખલો લઇ કેટલીએક બીજી કુલીન વિધવાઓએ પણ સૌભાગ્યનો વેષ છોડી દીધો હતો અને વિધવાનો વેષ પેહેર્યો હતો

શિવચ દ શેઠ કહે છે—હે શ્રાવિકા, પોતાના મ ત્રી નિપુણ ચ દના મુખથી આ વાર્ત્તા સાભળી ધર્મીરાજા ધર્મસિંહે પછી વિચાર કરી કહ્યુ કે, મ ત્રી, આજે આપણા રાજ્યની તમામ જૈનપ્રજાને જાહેર કરો કે, "કોઇ પણ જૈનગૃહસ્થે બાળલગ્ન કરવુ નહીં અને વિધવાઓને વેષ રખાવવો નહીં જે કોઇ આ બે ધારાનુ ઉલ્લઘન કરશે તેણે રાજાની આજ્ઞાનો ભ ગ કર્યા કહેવાશે અને તેથી તેને સખ્ત શિક્ષા કરવામા આવશે" મહારાજા ધર્મનિહના આવા વચન સાભળી સદ્બુદ્ધિ મ ત્રી નિપુણચ દ્રે વિન તિ કરી કહ્યુ કે, કૃપાનિધાન, આપે આ ધારા કરી જૈનપ્રજાનો ભારે ઉપકાર કર્યો છે જો આ

1 સ સારને તરજો 2 એ ત સ્થાન 3 બીજા પુરૂષના સ ગમા.

ધારા આપના રાજ્યમા સર્વ સ્થળે ચાલશે તો આપની જનપ્રજા સારી સ્થિતિમા આવશે મહારાજા, આ બાબત મારે આપને એક સૂચના આપવાની છે, તે જો આપને યોગ્ય લાગે તો સ્વીકાર કરશો ધર્મસિહે તે જણાવા આજ્ઞા કરી એટલે ચતુર મત્રી નિપુણચદ્રે નમ્રતાથી કહ્યુ, મહારાજા, પેહેલા અત્રેના સઘના આગેવાનોને બોલાવી આ ધારાની વાત જણાવો અને તેમની સમતિ લીધા પછી તેની ઘોષણા કરી જૈનપ્રજાને ખબર આપો તો તેથી ઘણો લાભ થશે કારણકે, સઘના આગેવાનોની સમતિ લેવાથી તેઓ ખુશી થઇ અનુમોદન આપશે એટલે પછી આપણા ધારાઓ અસ્ખલિત પણે બધા રાજ્યમા પ્રવર્ત્તશે

પોતાના મત્રીના આ વિચારને રાજા ધર્મસિહે અનુમોદન આપ્યુ હતુ પછી તેને માટે આજે આપણા જૈન મહારાજા ધર્મસિહ સઘના આગેવાનોને બોલાવે છે, તેમા મારે પણ જવાનુ છે આ બધો વૃત્તાત સાભળી આનદા નિશ્ચિત થઇ બોલી—સ્વામી, આ બધા ખબર તમને અગાઉથી શી રીતે પડ્યા? શિવચદ્રે કહ્યુ, ગઈ કાલે મત્રી નિપુણચદ્ર દેહેરે દર્શન કરવા આવ્યા હતા, તેમણે અમારી આગળ આ બધી વાત કહી સભળાવી હતી

**આનદા**—સ્વામિ, સત્વર પધારો એ કામ કરવા જેવુ છે આવા ઉત્તમ ધારા પ્રચાર કરવાથી આપણી કોમમાથી બાળલગ્ન અને વિધવાને વેષ ગણાવવાના હાનિકારક રીવાજો નાબૂદ થઈજશે ધન્ય છે મહારાજા ધર્મસિંહને કે જેમને આવી બુદ્ધિ સુઝીઆવી

**શિવચદ**—શ્રાવિકા, આપણા કાતિપુરની બધી પ્રજા ભાગ્યશાળી છે કે જેમની ઉપર ધર્મસિંહ જેવા નીતિવાન્ જૈનીરાજા રાજ્ય કરે છે

**આનદા**—સ્વામી, એ ખરેખરી વાત છે કાતિપુરની બધી પ્રજા સુખી છે મહારાજા ધર્મસિહ આપણને કુમારપાળ રાજાનુ સ્મરણ કરાવે છે

શિવચંદ્ર—ચારે નિપુણચંદ્ર મંત્રી આપણે વસ્તુપાળ તેજપાળ મંત્રીનું સ્મરણ ગયે છે શ્રાવિકા, હવે વખત થઈ ગયો છે હું મહારાજા ધર્મસિંહના દરબારમાં જાઉં છું

આનંદા—સ્વામીનાથ પધારો અને જય કાર્ય સિદ્ધ કરી આપણા સાધર્મી બંધુઓની આશીષ સંપાદન કરો

શિવચંદ્ર—સગુણી શ્રાવિકા, તમે પવિત્ર હૃદયના છો, માટે આ વખતે મને તમે હૃદયની આશીષ આપો, જેથી હું સાધર્મી બંધુઓની આશીષ મેળવવાને ભાગ્યશાળી થઉં

સ્વામીના આવા વચન સાંભળી આનંદા નીચે પ્રમાણે આ શીષની કવિતા બોલી —

આનંદાની આશીષ

"તીર્થ તણી આશાતના નવ કરીયે —એ રાહ

આજ આનંદા મંતરાશિષ આપે,
સ્વામીનો જય થાય,
કાંત કરો કામ કોમનું જયકારી,
ચાશે ધર્મ સહાય આજ ૧
સ્વામી સુધારો શ્રાવિકા સ્નેહ ધારી,
રાખો અંતર ખંત,
સહાય કરવો સર્વને સુખકારી
બાંધો પુણ્ય અનંત આજ ૨
હાનિ કરે જે કોમની અતિ વેગે,
હાનિકાર રીવાજ,
નષ્ટ કરો તે કોમને દુઃખદાયી,
એજ સુકૃત કાજ આજ ૩

---

૧ અંતરની—દયની આશિષ.

બાળલગ્નના કોપવી કોમ કપે,
થાય હાનિ અપાર,
રાજ સહાયથી શ્રાવકોને સુધારી,
કરો જય જયકાર આજ ૪
શ્રી જિનશાસન દેવતા મ્હાય આપો,
કાપો કષ્ટ અપાર,
વિજય કરો વીરધર્મનો શિવકારી,
સઘનો જયકાર આજ ૫

આ પ્રમાણે આનંદાના મુખથી આશીર્વાદની મધુર કવિતા સાભળી શિવચંદ્ર ધર્મસિંહના દરબારમા ગયો

ગજા ધર્મસિંહના દરબારમા જતા શિવચંદ્ર પોતાની સ્ત્રી આનંદાએ આપેલી આશીષનો વિચાર કરતો હતો—"અહા! પવિત્ર શ્રાવિકા આનંદાએ મને કેવી આશીષ આપી છે? તેણીના હૃદયની પવિત્ર ભાવના કેવી ઉત્તમ છે! પોતાના સાધર્મિબંધુઓનુ અને સાધર્મિ બ્હેનોનુ હિત કરવાની તેણીની ધારણા કેવી ઉત્તમ છે! એ પવિત્ર શ્રાવિકાના અંતરની આશીષ સફળ થયા વિના રહેશે નહીં તેને માટે મને એક શ્લોકનુ પદ યાદ આવે છે—

"स्वकर्त्तव्यपराः धर्म-
निष्ठाः स्युः सफलाशिष ।"

"પોતાના કર્ત્તવ્યમા અને ધર્મમા તત્પર રહેનાર મનુષ્યોની આશીષ સફળ થાય છે"

**ધર્મદાસ શેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, એમ ચિંતવતા શિવચંદ્ર શેઠ ધર્મસિંહના રાજ્યદ્વાર આગળ આવી પોહોંચ્યા હતા

આનંદા પોતાના પતિને આશીષ આપી હૃદયમા આનંદ પામી હતી અને પોતાના પતિ સાધર્મિબંધુઓનુ હિત કરવામા વિજયી થાય, એવી ભાવના ભાવતી હતી

પછી નિત્યનો સમય થયો એટલે પરમ પવિત્ર આનંદા પોતાની પુત્રી લલિતાને ઉપદેશવાર્ત્તાથી બોધ આપવાને પોતાના હમેશના સ્થાન ઉપર આવી. તે વખતે ચંચળ વગેરે બધી શ્રાવિકાઓ આવી હાજર થઈ

**આનંદા** કહે છે—બ્હેન લલિતા, આવતી કાલે હું જ્ઞાનશ્રીને ઉપાશ્રયે ગઈ હતી, ત્યાં તેમણે શીળ વિષે રોહિણી સતીની કથા કહી હતી, તે ઘણી મનન કરવા લાયક છે, તે હું તમને કહી સંભળાવું, તે તમે બધા ધ્યાન દઈને સાંભળજો તે કથાને અંગે એ પવિત્ર સાધ્વીજીએ બીજો ઘણો બોધ આપ્યો હતો, જેની અસર શ્રવણ કરનારી શ્રાવિકાઓના હૃદયમાં ઘણી સારી રીતે થઈ હતી

**ચંચળ**—ધર્મમાતા, એ કથા અમને કહી સંભળાવો તો ઘણો ઉપકાર થશે

**પ્રેમ**—ચંચળ બ્હેન, હા, ખરી વાત છે, એ કથાની પ્રશંસા મેં પણ બીજી શ્રાવિકાઓને મોઢે રી સાંભળી છે

**પ્રમદા**—આનંદા બ્હેન, આ વાત સાંભળી મને ઘણો અપશોષ થાય છે

**ચંચળ**—તેમાં તમને શાનો અપશોષ થાય છે?

**પ્રેમદા**—ગઈ કાલે હું પણ જ્ઞાનશ્રીને ઉપાશ્રયે ગઈ હતી, પણ હું તો ઉતાવળી ઉતાવળી તેમને વાંદીને ચાલી આવી હતી તેથી મને તેના ઉપદેશનો લાભ બીલકુલ મળ્યો નહીં

**ચંચળ**—તમે શામાટે ઊતાવળ કરી હતી?

**પ્રેમદા**—શું કરૂં બ્હેન, મારો ઉતાવળીઓ સ્વભાવ છે ઘણી વાર દેરાસરમાં પણ એવી રીતે ઊતાવળ થઈ જાય છે અને એવા ઊતાવળીઆ સ્વભાવને લઈને મેં ગઈ કાલનો મોટો લાભ ખોયો છે

**જયા**—પ્રમદા મા, પેહેલા મારો પણ એવો સ્વભાવ હતો, તે આપણા ધર્મમાતાના ઉપદેશથી સુધરી ગયો છે

પ્રેમદા—જયાબ્હેન, તોપણ મારા જેવો તમારો ઉતાવળીઓ સ્વભાવ નહીં હોય

જયા—બ્હેન, હું જાણું છુ કે, મારા જેવો તમારો ઉતાવળો સ્વભાવ નહીં હોય કારણકે, હું પેહેલા કેવી હતી તે વાત તમારા જાણવામા નથી ઘણે ભાગે હું દેહેરે કે ઉપાશ્રયે જતી નહીં પણ વખતે કોઈ પર્વણીને દિવસે જાઉં તો દર્શન અને વંદન ઉતાવળથી કરી દોડાદોડ કરી ઘેર આવતી હતી બ્હેન, એક વખતે તો એવુ બન્યુ કે, હું જ્ઞાનશ્રીને ઉપાશ્રયે તેમને વંદના કરવા ગઇ, ત્યા જ્ઞાનશ્રીની આગળ કોઈ ચોળી ચાટી પેહેરી બેઠેલી શ્રાવિકાને વાંદવા લાગી જ્ઞાનશ્રી તેનાથી થોડે દૂર બેઠા હતા, પછી તે શ્રાવિકાએ હસીને કહ્યુ, બ્હેન, તુ કોને વાંદે છે? જરા નાસુ તો જો જ્ઞાનશ્રી આ તરફ બેઠા છે પછી હુ વિલખી બની એટલે જ્ઞાનશ્રીએ કહ્યુ, બ્હેન, શરમાઇશ નહીં તુ જેને વંદન કરતી હતી, તે શ્રાવિકા દ્રવ્યથી સાધ્વી નથી પણ ભાવથી સાધ્વી છે અને વયમા તારાથી મોટી છે, માટે તારે વંદન કરવા યોગ્ય છે તે વખતે મે કહ્યુ, ગુરૂણીજી, ક્ષમા કરજો મારો સ્વભાવ ઘણો ઉતાવળો છે

પ્રેમદા—બ્હેન, એ તો જરા વધારે પડતો ઉતાવળો સ્વભાવ કહેવાય તે તો ઠીક પણ મને તો ગઈ કાલે જ્ઞાનશ્રીના મુખથી રોહિણી સતીની કથા સાભળી નહીં, તેને માટે ઘણોજ પશ્ચાત્તાપ થાય છે

જયા—બ્હેન, હવે પશ્ચાત્તાપ કરશો શા કામનો? જે થયુ તે ખરૂ આપણા જ્ઞાનશ્રી તો આપણા ધર્મમાતાજી આ આનંદી કાકીજી છે તેમના મુખથી રોહિણી સતીની કથા સાભળશો એટલે તમારા મનમા પૂર્ણપૂર્ણ સતોષ વળશે

પ્રેમદા—હા, બ્હેન ખરૂ છે આપણા જ્ઞાનશ્રી તો આનંદા બ્હેનજ છે

ગઇ, ત્યારે તેની માતાએ જે હિતકારી બોધ આપ્યો હતો તે તે-ણીના હૃદયમાં એવો તો ઠસી ગયો હતો કે પછી જે જાવજ્જીવ સુધી તેણીના હૃદયમાંથી કદિ પણ ભુલાય તેવો ન હતો.

ધનાવહ અને રોહિણીનો ગૃહાવાસ ઘણો ઉચ્ચ પ્રકારે ચાલતો હતો. તે બંનેની વચ્ચે પ્રેમની પવિત્ર ગાંઠ બંધાઈ ગઈ હતી. એક વખતે ધનાવહશેઠ રોહિણીની રજા લઈ વેપાર કરવાને સમુદ્રપ્રયાણ કરવા તૈયાર થયો. સતી રોહિણી પોતાના પતિના વિયોગને માટે મનમાં ખેદ કરનારી પણ પતિના આવા સાહસ ભરેલા ઉદ્યોગમાં પોતાને અંતરાયરૂપ ન થવું, એવું ધારી તેણીએ પતિના પ્રયાણને માટે ખુશી બતાવી. ચાલતી વખતે તે પવિત્ર શ્રાવિકા જે હાવ જોઈ ઉભી રહી ત્યારે ધનાવહશેઠ ગદ્‌ગદિત થઈ બોલ્યો—'પ્રિયા, હું દૂર દેશમાં જાઉં છું. ઘરની પ્રતિષ્ઠા સાચવજે અને આપણા ઘરના કીમતી પદાર્થોના કરતાં જે વધારે કીમતી છે, તેવા તારા શીલરત્નની સારી રીતે રક્ષા કરજે. તારા સદ્વર્તનથી મને ખાત્રી તો થઈ ચુકી છે કે, તું ખરેખરી શીળવતી સતી છે, તથાપિ 'પતિએ પત્નીને હિતશિક્ષા આપવી જોઈએ' એ કર્ત્તવ્યને અનુસરી મારે તને કહેવું પડે છે.' તે સાંભળી રોહિણી ગદ્‌ગદ્ સ્વરે બોલી—'પ્રાણનાથ, મારા શીલની રક્ષા તો મારાથી થઈ શકશે નહીં તો જૈનશાસનના પવિત્ર દેવતા તેની રક્ષા કરશે. વળી મેં મારૂં શીળરૂપ અમૂલ્ય રત્ન મારા પ્રાણની ચોકીમાં રાખ્યું છે, જો કોઈ આવી તે પ્રાણનો નાશ કરી તેને લેવા ધારે તો મેળવી શકે. તથાપિ એમ પણ બને તેવું નથી. સાંભળજો, તે પ્રાણ જ્યાં લગી નાશ પામશે નહીં ત્યાં લગી એ શીલરત્નને સાથે લઈને જ તેઓ નાશ પામશે, એટલે મારા શીલરત્નને લેવાને કોઇ પણ સમર્થ નથી. સ્વામી, પાછા સત્વર વહેલા પધારજો. આપના શરીરની રક્ષા કરજો અને યોગ બને તો શુભ સમાચાર મોકલજો."

આ પ્રમાણે કહી ધનાવહશેઠ સમુદ્રમાર્ગે વેપાર કરવા ગયો.

પવિત્રહૃદયા ગેહિણી શીળનન પાળતી ઘેર રહી અને પોતાની સખીએના સાથમા રહી સારા સારા ધર્મ તથા નીતિના પુસ્તકો વાચી દિવસો નિગમન કરવા લાગી

એક વખતે વસ તઋતુ બેઠી હતી વનભૂમિમા વિવિધ જાતના વૃક્ષો વિકાશ પામી ખીલી ગ્યા હતા અને કોયલ પ ચમ સ્વરઓથી શ્રવણને આનદ આપતી હતી તે વખતે પાટલિપુત્રપતિ શ્રીન દ રાજા ઉદ્યાનમા ક્રીડા કરવાને નીકળ્યો હતો માર્ગે જતા પોતાના ઘરના ગોખ ઉપર બેઠેલી રોહિણી તેના જેવામા આવી રોહિણીના મ નોહરરૂપથી શ્રીનદ મોહિત થઈ ગયો તરતજ પાછો ઘેર આવી તેણે એક દાસીને જાતજાતની ભેટો લઇને ગેહિણીની પાસે મોકલી દાસીએ ભેટ આગળ ધરી રોહિણીને કહ્યુ, કે, બાઇ, તારા નશીબ ઉઘડી ગયા રાજા શ્રીનદ તને મળ વાની ઇચ્છા રાખે છે માટે તેનો સ ગમ કરી તારી યૌવનવયને સફળ કર સતી રોહિણી તે સાભળતાજ ચકિત થઈ ગઈ, પણ તે ણીનામા હિમતનો ગુણ ભારે હતો તથી તેણીએ વિચાયુ કે, આ રાજા વિષયી છે, તે ફળનો વિચાર કરશે નહીં છુટા થયેલા મદોન્મ ત્ત હાથીના જેવો તે રાજા મારા શીળરૂપી વૃક્ષનુ ક્ષણમા ખ ડનકરી નાખશે હુ હાલ એકલી છુ, માટે મારે કોઈ યુક્તિથી તેને બોધ દેવો આવુ વિચારી રોહિણીએ તે દાસીને કહ્યુ, "સખી, મહા રાજા શ્રીનદ જ્યારે મને ઇચ્છે છે, ત્યારે મારા ભાગ્ય સારા ગણાય તેમા કાઇ આશ્ચર્ય નથી કારણકે, દરેક સ્ત્રીઓ પોતેજ સ્વભાવથી એવા સુદર પુરૂષને ચાહે છે, પણ આ રાજા તો ઉલટો મને ચાહે છે, માટે એને ધિક્કાર છે જે એને પોતાના નિર્મળ કુળને કલ કિત કરવુ હોય તો તે ભલે ગુપ્ત રીતે રાત્રિને વિષે આવે" એમ કહી રા જાએ ભેટ મોકલેલી તે ન લેતા દૂતીને સતીએ વિદાયકરી દૂતીએ તે ખબર રાજાને આપ્યા, એટલે શ્રીનદ રાત્રે સુદર પોશાક પેહેરી રો-

પણ હિતાર્થને બતાવનાર તારા જેવા તો કોઇ વિરલાજ હોય છે મારી પ્રજામાં તારા જેવી સતીશ્રાવિકા વસે છે, તેને માટે હું મારા આત્માને ભાગ્યશાળી ગણું છું આજથી તું મારી ધર્મબ્હેન છે અને મને કુમાર્ગે જતા અટકાવવાથી તું મારી ગુરૂ પણ થઇ છે આ પ્રમાણે કહી તે સતી શ્રાવિકાના શીળની પ્રશંસા કરતો શ્રીનંદ પોતાને ઘેર આવ્યો

હવે ધનાવહશેઠ દરિયાઇ મુસાફરી કરીને પોતાને વતન આવ્યો પતિને જોઇ રોહિણી ઘણીજ ખુશી થઇ ગઇ તે પતિભક્તા શ્રાવિકા પતિના દર્શન કરી જે આનંદ પામી હતી તેનું વર્ણન થઇ શકે તેમ નથી

એક વખતે શેઠે પોતાની દાસીના મુખથી સાભળ્યું કે રાજા શ્રીનંદ પોતાને ઘેર આવ્યો હતો પણ સતી રોહિણીએ પોતાના શીળની રક્ષા કરી હતી દાસીએ યથાર્થ વાત કહી પણ ધનાવહના હૃદયમાં શંકા રહેવા લાગી તેથી તેણે વિચાર્યું કે, "રાજા શ્રીનંદ વિષયી છે અને તે એકાતે મારા ઘરમા આવે તો પછી રોહિણીનું શીળ શી રીતે રહી શકે? ભુખ્યા વાનરને મધનું પાત્ર મળે અને કાગડાને દહીંની મટકી મળે, તો તેઓ તેને કેમ છોડે? માટે આ મારી લાવણ્યરૂપ અમૃતથી ભરેલી ભાર્યા પાસે રાજા આવી ગયો, એટલે તે સુશીલા કેમ રહે?" આવા કુતર્ક કરતા ધનાવહ શેઠના મનમાં નિશ્ચય થયો કે, "રોહિણી જરૂર ભ્રષ્ટ થઇ હશે હવે એવી સુશીલાને મારા ઘરમા રાખવી ન જોઇએ"

આ અરસામાં અચાનક ભારે વરસાદ ચડી આવ્યો ક્ષણમાં તો મુશળધાર વૃષ્ટિ પડવા લાગી, એવી રીતે તે સાત સાત દિવસ મુશળધારાએ વર્ષ્યો, નદી, ઝરા વગેરે જળાશયો ભરાઇ ગયા તે વખતે પાટલીપુરની પાસે આવેલી નદીમા મોટું પૂર આવ્યું, તે પૂરે તરનું ઉલ્લંઘન કરી નગરના દરવાજાને તોડી દીધા જળના

પૂરમાં આખું નગર ડુબી જશે, એવું સાંભળવાથી શ્રીનંદ રાજાએ વિચાર્યું કે, ' જો રોહિણી સતી અહિં દ્વાર સુધી આવે તો તેણીના શીળના પ્રભાવથી આ પાણી ઉતરી જાય ' આવું વિચારી રાજાએ રોહિણીને બોલાવવાને માણસ મોકલ્યું રોહિણી પોતાના પતિ ધનાવહની સાથે લઈ નગરના દરવાજા આગળ આવી ત્યાં ઉભેલા રાજાએ કહ્યું, " બ્હેન, તું સતી છે, માટે આ જળના પૂરને પાછું વાળ " એ સાંભળી તે સર્વ મનુષ્યોની નજરે સતી નગરના દરવાજા આગળ રહી અને હાથમાં જળ લઈ નગર પાસે ભણી બોલી—' જો મેં આ ભવને વિષે શુદ્ધ શીળ પાળ્યું હોય તો આ જળનો ઉપદ્રવ વિરામ પામી જાઓ " સતીએ આવા વચન ઉચ્ચાર્યા તેટલામાં નદીનું પાણી આગળ આવતું બંધ થયું તે જોઈ રાજા શ્રીનંદ અને નગરના લોકો હર્ષ પામી બોલવા લાગ્યા—અહો! ધન્ય છે, આ સતીના શીળને અને ધર્મને! જગતમાં આવી સતીઓનો પ્રભાવ પ્રત્યક્ષ રીતે દેખાય છે તે વખતે આકાશમાં દેવતાઓએ પણ હર્ષના નાદ કરી સતી રોહિણીની જય બોલાવી અને ઉંચે સ્વરે કહ્યું કે, ' આ મહાસતી રોહિણીનું અદ્ભુત શીળરત્ન લોકોના ઉપસર્ગને હરનારૂં છે ' આવો પ્રત્યક્ષ પ્રભાવ જોઈ તે વખતે ઘણા લોકોએ જૈનધર્મ અંગીકાર કર્યો હતો રાજા શ્રીનંદે તે મહાસતીની પાસે સમકિત ગ્રહણ કર્યું અને ગુરૂ પાસે પોતાના દુરાચારની આલોયણા લઈ પોતાનું જે મલિનજીવન હતું, તેને ધાર્મિકજીવન કરી દીધું પછી તેણે પોતાના જનાનાની રાણીઓને રોહિણીની પાસે જૈનધર્મ ગ્રહણ કરાવ્યો અને રોહિણીની પ્રેરણાથી સર્વ જિનમંદીરોમાં પૂજા વંદના વગેરે મહોત્સવ કરાવ્યા " ધનાવહશેઠ પોતાની સ્ત્રીના શીળનો આવો પ્રભાવ જાણી ઘણોજ ખુશી થયો અને તેને પ્રથમ કરેલા કુતર્કને માટે તેણીની પાસે ક્ષમા માગી

**આનંદા**—કહે છે, હે બ્હેનો, રોહિણીની જેમ શીળ સાચવનારી શ્રાવિકાઓ આ જગત્‌મા સતી કહેવાય છે, તેવી સતીઓના પ્રભાવથી મોટા મોટા વિઘ્નો પણ દૂર થઈ જાય છે સતી શ્રાવિકા જળને અગ્નિ કરી શકે છે, અગ્નિને જળ કરી શકે છે, શિકારી પ્રાણીઓને વશ કરી શકે છે, અને અસાધ્ય વસ્તુને સાધ્ય કરી શકે છે આવો સતીધર્મનો પ્રભાવ જાણી તમે હમેશા શીળનુ રક્ષણ કરજો શીળના શણગારથી સુશોભિત થઇ તમારા સ્ત્રીજીવનને ઉજ્વળ કરજો સતી રોહિણીએ એક એવુ તપ કર્યુ હતુ, કે જે તેણીના નામથી પ્રખ્યાત એવુ 'રોહિણીતપ' કહેવાય છે તે તપ અદ્યાપિ ભારતની જૈનપ્રજા આચરે છે

**લલિતા**—બા, ખરી વાત છે, એ તપનુ નામ તો મે પણ સાભળ્યુ છે, પણ તે કેવી રીતે થાય છે, તે મને ખબર નથી, માટે રોહિણી તપનો વિધિ કેવી રીતે છે ? તે કહો

**આનંદા**—પુત્રી લલિતા, રોહિણીતપ તો રોહિણીની પેહેલાનુ છે, પણ સતી રોહિણીએ તે તપ આદરથી કર્યુ હતુ, તેથી તે રોહિણીના નામની સાથે કહેવામા આવે છે, તે તપ કેવી રીતે થાય ? તેનો વિધિ હુ કહુ, તે તમે ધ્યાન દઈને સાભળો

એક વખતે તે સતી રોહિણી કોઇ વિદ્વાન્ ગુરૂ પાસે ધર્મ સાભળવા ગઈ હતી, ત્યા ગુરૂ ઉપદેશ આપતા હતા ઉપદેશના પ્રસગમા ગુરૂએ કહ્યુ કે, " જે માણસ શુદ્ધ ભાવથી રોહિણીતપ કરશે તે સ્વર્ગ તથા મોક્ષની સંપત્તિ મેળવશે " તે વખતે રોહિણીએ વિનયથી પુછ્યુ, " ભગવન્ ! રોહિણીતપ કેવી રીતે કરવુ? ત્યારે ગુરૂએ જણાવ્યુ—રોહિણી નક્ષત્રને વિષે વાસુપૂજ્ય સ્વામીની આગળ સાત વર્ષ અને સાત માસ સુધી ઉપવાસ કરવા અને પછી તેનુ ઉજમણુ કરવુ ઉજમણાની ક્રિયામા લાડુ વિગેરે વસ્તુઓ પ્રભુની આગળ ધરવી " આવી રીતે રોહિણીતપ કરવાથી મોક્ષને

પ્રાપ્ત કરનારૂં પુણ્ય બ ધાય છે ગુરૂના આવા વચન સાભળી સતી રોહિણીએ તે તપ શુદ્ધ રીતે કર્યું હતુ, જેના પ્રભાવથી રોહિણીએ મોક્ષ ફળને આપનારૂં પુણ્ય ઉપાર્જન કર્યુ હતુ બ્હેનો, છેવટે એ સતી આયુષ્યનો ક્ષય થતા શીળના પ્રભાવથી પહેલા દેવલોકમા ગઇ હતી, અને ત્યાથી ચ્યવીને મનુષ્યભવપ્રાપ્ત કરી તે મોક્ષે જશે

**ધર્મદાસશેઠ**—હે શ્રાવિકાઓ,આ પ્રમાણે આનંદાએ તે રોહિણીની કથા કહી સભળાવી તેથી લલિતા, ચચળ, પ્રેમ, પુતળી જયા, પ્રેમના અને પોની વિગેરે બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઇ હતી પછી આનંદાએ કહ્યુ કે, બ્હેનો, આજે આપણો નિત્યનો વખત થઇ ગયો છે, માટે હવે ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવામા આવે છે એમ કહી આનંદા અને લલિતા બેઠા થયા એટલે બીજી શ્રાવિકાઓ બેઠી થઇ, અને આનંદાને પગે લાગી પોતપોતાને ઘેર ચાલી ગઇ

**ધર્મદાસશેઠ**—ધર્મમાતાઓ અને ધર્મ બ્હેનો, હવે આપણો પણ સમય થઇ ગયો છે, માટે આજની ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવામા આવે છે

**મણિ**—ધર્મપિતા, હજુ આપણો વખત બરાબર થયો નથી તે છતા આપની ઇચ્છા હોય તો કાંઇ હરકત નથી

**ધર્મદાસશેઠ**—મણિ, તે કેમ જાણ્યુ કે, બરાબર વખત થયો નથી?

**મણિ**—કાકા, મારી પાસે ઘડીઆળ છે

**ધર્મદાસશેઠ**—તેમા કેટલી વાર છે?

**મણિ**—હજુ દશ મીનીટ ઓછી છે

**ધર્મદાસશેઠ**—ત્યારે આ શ્રાવિકાશાળાની ઘડીઆળમા તો બરાબર વખત થઇ ગયો છે

મણિ—ધર્મપિતા, હવે માત્ર પાચ મીનીટ ઘટે છે

ધર્મદાસશેઠ—ત્યારે પાચ મીનીટનુ એક ગીત ગાઈ મળાય

મણિ—કાકા, જેવી આજ્ઞા કહો કયુ ગીત ગાઉ ?

ધર્મદાસ શેઠ—આજે રોહિણી તપની વાત આવી છે, તેથી કોઈ તપસ્યાનુ ગીત ગાઈ બતાવ્ય

મણિ—ભાગ ગ ગા કાકી, જો મને ગવરાવવામા મદદ કરે તો હુ ગાઇ શકીશ

## તપસ્યાનુ ગીત.

"કારતક આવોરે કાન કાળા."—એ રાગ

તપસ્યા [1]તાપ હરી તપજો, સદા જિન નામ હૃદય જપજો,
તેથી આ કમબધ ખપજો તપસ્યા (એટેક) ૧
કરી તપ [3]ભવિક વિજય પામ્યા, જગતમા પૂર્ણ યશે જામ્યા,
કર્મના સકળ બધ [4]વામ્યા તપસ્યા ૨
તપસ્યા કમબધ કાપે, હૃદયમા [5]સુખદ શાતિ આપે,
શુદ્ધતા સયમની સ્થાપે તપસ્યા ૩
તપસ્યા ધર્મતેજ કરતી, પૂવના પાપ સકળ હરતી
અધિક તે [7]અ તરમા ઠરતી તપસ્યા ૪
તેજ છે તીવ્ર મહાતપનુ, પુણ્ય જિન નામ તણા જપનુ,
થાય તે પરભવના [8]ખપનુ તપસ્યા ૫

---

૧ તાપને હરનારી ૨ ખપી જશે ૩ ભવિ પ્રાણીઓ ૪ નાશ કર્યા
૫ સુખ આપનાર ૬ ધર્મના તેજને ૭ હૃદયમા ૮ ઉપયોગી

બને [1]તપધારી બડો બ ડો, બજાને જોર તણો ડંકો,
ઘટાડે કર્મતણા [2]અંકો તપસ્યા ૬
નિર્જરા થાય સદા તપથી મળે સુખ [3]ધર્મરૂપ નૃપથી,
બનાવે મોક્ષતણો [4]સુપથી તપસ્યા ૭
તપસ્યા [5]તીન મદા ધરજો, નિર્જગ કર્મતણી કરજો,
તેથી આ [6]ભવસાગર તરજો તપસ્યા ૮

આ પ્રમાણે તપસ્યાનુ ગીત સાભળી બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ જઈ પછી આદીશ્વર ભગવાનની જય બોલાવી બધા પોતપોતાને સ્થાને ચાલતા થયા

એવામા તારાએ અજવાળીને પુછ્યુ કે, બ્હેન, મણિએ તપસ્યાનુ ગીત ઘણુજ મજેનુ ગાયુ

**અજવાળી**—તારા બ્હેન, એમા શુ આશ્ચર્ય પામે છે? મણિ ભણેલી છે અને વળી તેનો કઠ મીઠો છે, જ્યા જ્ઞાન અને કઠનુ માધુર્ય બને સાથે હોય ત્યા પછી પુછવુજ શુ?

**તારા**—બ્હેન, મને તો ઘણુ આશ્ચર્ય થાય છે કારણકે, તે બને માધુર્ય મારામા બીલકુલ છે નહિ

**અજવાળી**—તારા બ્હેન, તમે પણ ભણેલા તો છો

**તારા**—બ્હેન, હુ થોડુ ઘણુ ભણી છુ મારે મારો પોતાનો અભ્યાસ આગળ વધારવો હતો, પણ મારા પતિએ મને ના કહી, તેથી મે તે પડતો મુક્યો

**અજવાળી**—તારા પતિએ તને શામાટે ના કહી હતી?

**તારા**—બીજુ કાંઈ કારણ ન હતુ ફક્ત મારી દીકરી દીવાળીની સગવડતા સચવાય નહિં તેથીજ હુ ભણી નહિ

૧ તપ કરનાર ૨ આક અથવા ચિન્હ ૩ ધર્મરૂપ રાજાથી ૪ તપ એ મોક્ષમાર્ગનો માર્ગ ૫ ત્રણ ૬ બનાવેછે ૫ આ ૭ સસાર ૮ સમુદ્રને

**અજવાળી**—તુ અભ્યાસ છોડી દે તેથી દીવાળીની શી સગવડતા નથનાય?

**તારા**—મારી દીવાળી આખો દિવસ વાચવા લખવામાજ કાઢે છે, તેથી ઘરનુ બધુ કામ મારે કરવુ પડે છે, એટલે મારાથી અભ્યાસ શી રીતે થઇ શકે છે?

**અજવાળી**—તારા બ્હેન એ તો ઉલટુ દીવાળીને નુકશાન કરતા થઇ પડશે કારણકે, દીકરી માણસે એકલુ ભણીને બેસી રહેવાનુ નથી, પણ ઘરનુ બધુ કામનાજ શીખવાનુ છે

**તારા**—મારો મત પણ તેવો છે, પણ દીવાળીના બાપને હૈયે વાત ઉતરતી નથી તે તો એમ કહે છે કે, મારે તો મારી દીકરીને ઘણીજ વિદ્વાન્ કરી દેવી છે આના ઘગશથી તેઓ બહાર જાય ત્યારથી તે આખો દિવસ અને રાત્રિનો એક પહોર જાય, ત્યાસુધી તેને ભણવા દે છે તે શિવાય બીજુ કાઇ પણ કામ કરાવવા દેતા નથી

**અજવાળી**—તારા બ્હેન, એ રીત સારી નથી તે એકલુ ભણતર ભણીને શુ કરશે? દીકરીને તો પારકે ઘેર જવાનુ છે, જો તેને ઘરનુ કામકાજ નહીં આવડે, તો પછી તે શા કામનુ? તે ઉપર મારા મામાની દીકરી જેકુવરનો દાખલો ખરેખરો જાણવા જેવો છે મારા મામા અમરચદે જેકુવરને ઘણી ભણાવી હતી, પણ તેણીને ઘરનુ કામકાજ શીખવ્યુ નહીં, તેથી તે બિચારી તેને સાસરે ઘણીજ હેરાન થઇ હતી. આખરે તેના પતિને ફરી વાર પરણવુ પડ્યુ હતુ અને જેકુવરને આખી જીદગી સુધી ચિંતા કરાવનારૂ શોકયનુ શાળ આવી પડ્યુ હતુ તે બિચારી અત્યારે મુશકે મુશકે રૂવે છે

**તારા**—અજવાળી બ્હેન, તે જેકુવરની વાત મને કહો તો

ખરા તેની રીતે બન્યું હતું ?

**અજાણી**—બ્હેન તારા, આ રૂપનગરમાં **અમરચંદ** શેઠ રીને મારા એક મામા છે, તે સાધારણ સ્થિતિના છે, પણ તે મારા કુળવાન ગણાય છે તેને જેકુંવર નામે દીકરી છે મારી મામીનું નામ હરિ છે, તે હરિ મારા સ્વભાવની અને ગરીબ છે એક વખતે મારા મામાએ કોઈ ચોપાનીયામાં વાંચ્યું કે, "જે પિતા પોતાની દીકરીને સ્ત્રીકેળવણી આપતા નથી તે પિતા તેનો શત્રુ છે" આ ઉપરથી તેમણે નિશ્ચય કર્યો કે, મારે જેકુંવરને એવી ભણાવવી કે, તેના જેવી કોઈ વિદ્વાન બાળિકા આ ગામમાં ભાગ્યેજ મળે

નાના વિચારથી પોતાની સ્થિતિ સાધારણ છતાં તેણે એક મહેતાજીને પગાર આપી પોતાને ઘેર જેકુંવરને ભણાવવા રાખી તે ઉપરાંત પોતે પણ તેણીને અભ્યાસ કરાવવા મહેનત કરવા લાગ્યા તેમણે મારી મામી હરિને કહી દીધું કે, "તારે જેકુંવરને કાંઈ પણ કામ બતાવવું નહીં આખો દિવસ તેને ભણવા દેવી" આથી જેકુંવરે સારો અભ્યાસ કર્યો, પણ ઘરના કામમાજથી તે તદ્દન અજ્ઞાન રહી જેકુંવર ઉમર લાયક થઈ ત્યારે તેણીના વેવિશાળ માટે મારા મામાએ કોઈ યોગ્ય અને વિદ્વાન પતિની શોધ કરવા માંડી શોધ કરતાં તેને **કર્મચંદ** નામે એક વાણીઆનો દીકરો મળી આવ્યો કર્મચંદ એક સાધારણ ગૃહસ્થનો દીકરો હતો, પણ તેના અભ્યાસની લોકોમાં સારી આબરૂ હતી, અને તે કુળવાન્ ગણાતો હતો કર્મચંદની મા તેની બાળવયમાં ગુજરી ગઈ હતી, આથી ઘરનો ભાર ઉપાડી લે, એવા ઇરાદાથી તેનો પિતા કોઈ મોટી ઉમરની કન્યા શોધતો હતો 'અમરચંદ શેઠની દીકરી મોટી ઉમરની અને ભણેલી ગણેલી છે,' એવું ધારી કર્મચંદની સાથે તેણીનું વેવિશાળ કરવામાં આવ્યું અમરચંદે મારી ધામધૂમથી,

જેકુવરનો કર્મચંદની સાથે વિવાહ કર્યો કર્મચંદના ઘરમા કોઈ ખરૂ હતુ નહીં, તે પોતાની એક આધેડ વયની ફુઇને થોડા દિવસ માટે પોતાને ઘેર તેડી લાવ્યોહતો જેકુવરને પરણાવ્યા પછીતરત સાસરે વળાવવામા આવી કર્મચંદની ફુઇએ જેકુવરને કહ્યુ કે, હવે આ ઘરનો બધો ભાર તારી ઉપર છે હુ તો બે દિવસની મેમાન છુ, માટે ઘરનુ દરેક કામ કરવા માડ જેકુવરે તેનો ઉત્તર આપ્યો નહીં સવાર પડે એટલે જેકુવર કોઈ વાર્ત્તાની ચોપડીઓ લઇ વાચવા બેસતી અને જમવાનો વખત થાય એટલે જમવા ઉઠતી હતી થોડા દિવસ સુધી તો એમ ચાલ્યુ પછી તેણીએ કર્મચંદને કહ્યુ કે, ' તારી બૈરી તો ભણી ગણીને અહિ વાચવા આવેલી લાગે છે મને માટે બે ચાર દિવસમા ઘેર જાઉ છુ " ફુઇના આવા વચન સાભળી કર્મચંદે જેકુવરને એકાતે બોલાવી કહ્યુ કે, તુ ઘરના કામ કેમ કરતી નથી ? હુ તને કાઈ ઘરની માડ કરવાને લાવ્યો નથી જેકુવર નવીનની ચોપડીઓ વાચીને શીખી હતી કે, પતિને પ્રાણનાથ કહીને બોલાવવો—તેથી તે બોલી કે, " પ્રાણનાથ, મને ઘરનુ કામ કાઇ આવડતુ નથી મને તો નવીનની ચોપડીઓ વાચવી ગમે છે ઘરનુ કામતો નોકરો કરે અને તેને માટે મે ઘણી ચોપડીઓમા વાચેલુ છે " કર્મચંદ ચીડાઇને બોલ્યો—' અરે મૂર્ખી, હુ કાઇ નવો ગૃહસ્થ નથી કે, ઘેર નોકરો રાખુ મારા ઘરનુ તો બધુ કામ તારે કરવુ પડશે નહીં તો તારે કોઇ પયસાદારને પરણવુ હતુ કે જેથી ઘણા નોકરો તારી સેવામા હાજર રહેત " કર્મચંદના આવા વચન સાભળી જેકુવર ઘડીવાર કાઇ બોલી નહીં પછી તેણીએ રોતા રોતા કહ્યુ કે, મને ઘરનુ કામ આવડતુ નથી, તમે કહો તેમ કરૂ ? કર્મચંદે ગુસ્સાથી જવાબ આપ્યો—" જ્યાસુધી મારા ફુઇ અહિં રહે ત્યાસુધીમા તુ બધુ કામ શીખી લે અને ઘરના બધા કામમા માહિતગાર થઇ જા " પછી કર્મચંદે પોતાની ફુઇને કહ્યુ કે, તમે બે ચાર દિવસ વધારે રોકાઇને પણ તેને ઘરનુ કામ-

કાજ શીખની દો બીજે દિવસે જેકુવર સવારે ઉઠી એટલે તેની કુઇજીએ કહ્યુ કે, 'વહુ, આ સાવર્ણી લઈને ઝાડુ કાઢ' જેકુવર ઘરમા ઝાડુ કાઢવા લાગી ત્યા સાવર્ણીમાથી બધી સળીયો નીકળી ગઇ અને ભોનળીએથી ગાર ઉખડી ગઇ જેકુવરે આવી કુઇજીને કહ્યુ કે, બા, જુનોને આ સાવર્ણી ભાગી ગઇ અને ગાર ઉખડી ગઇ કુઇજીએ જોયુ એટલે તે મોટે સાદે બોલી—અરે ભુંડી, તને ઝાડુ કાઢતા પણ આવડતુ નથી તારી માએ આવુ પણ શીખવ્યુ નથી? મારા કર્મચંદને નસીબે તુ કયાથી મળી? પછી કુઇજીએ તેને પાણી ભરવા મોકલી થોડીવારે રોતીરોતી પાછી આવી અને તેણીએ કહ્યુ કે, માથે બેડુ ભરીને આવતી હતી ત્ય ડોક લચકી ગઇ, એટલે બેડુ પડી ગયુ તે સાભળી કુઇને ઘણો કટાળો આવ્યો અને તે બોલી—અરે મૂર્ખી, કાઇ નાની નથી કે બેડુ ન ઉપાડી શકે? જરા નજર રાખીને ચાલીએ શુ કરતા ડોક લચકી ગઈ? જેકુવર રોતીરોતી બોલી—બા, પાણીને રસ્તે આવતી હતી, ત્યા કોઇના ઘર ઉપર લખેલુ પાટીયુ ચોડયુ હતુ તે વાચવાને મે ઉચી ડોક કરી એટલે ડોક લચકી ગઇ અને બેડુ પડી ગયુ કુઇ બોલી—"તારે વાચ્યાની શી જરૂર હતી? સૌ જાણે છે કે, તુ ભણેલી છુ" જેકુવરે જરા હળવેથી કહ્યુ, બા, ભણ્યા હોઇએ તો વાચવાનુ તો મન થાય આ બધી વાત કુઇએ કર્મચંદને કહી એટલે કર્મચંદે જેકુવરને ઘણોજ ઠપકો આપ્યો

એક વખતે કુઇજીએ જેકુવરને રસોઈ કરવા બેસાડી ઘણી માથાકુટ કરી તોપણ તેને આવડયુ નહીં તથાપિ પરાણે પરાણે આધણ મુકવાનુ અને બગતું નાખવાનુ થોડુ ઘણુ શીખવ્યુ હતુ એક દિવસે કુઇજીએ જેકુવરને કહ્યુ કે, આજે ચૌદશ છે, તેથી હુ દેહેરે ઉપાશરે જાઉં છુ તે પેહેલા દાળ ભાત કરી રાખજે મે તને શીખવ્યુ છે, તે પ્રમાણે આધણ મુકી ચોખા અને દાળ ઓરી

ફેરે હું આગ્રા પછી ગેટલી કરીશ પછી જ્યારે કુઈ ફેફેરે ઉપા ગરે જઈને આવી ત્યારે તેણીએ ચુલે જઈ મ ભાળ્યુ, ત્યા ચોખા અને દાળની તપેલી ખાવી પડી હુતી અન નીચે આગઅગળા બ ક ા થતા હતા પુઈએ ક્રોધથી જેકુવરને બોલાવી ત્યારે જેકુવર મેડી ઉપરથી આવી એટલે તેને કહ્યુ, અરે મૂર્ખી, તુ ક્યા ગળી હતી? આ બળતુ નકામુ કેમ બળે છે? અને દાળ ભાત કેમ ઓર્યાં નથી? જેકુવર બોલી—મા, તમે મને જેનાથી આધણ મુકવાનુ માપ બતાવી નીખગ્યુ હતુ, તે કાગળીયો મને જડયો નહીં પછી હુ શી રીતે આધણ મુકુ? પછી તો હુ તે કામ છોડી દઈ મેડી ઉપર ચોપડી વાચતી હતી અરે બળ્યુ તારૂ વાચવું, તેમા વળી તે કાગળીઆનુ શુ કામ હતુ તેના જેવો બીજો કાળશીયો લઈને અનુમાનથી આધણ મુકવુ હતુ આ વાત કુઈએ કર્મચંદને કહી કે, તારી બૈરી કદિ પણ સુધરે તેમ નથી તે નકામી ચોપડીઓ વાચ્યા કરે છે અને કામ શીખવામા ધ્યાન રાખતી નથી હવે હુ તો એનાથી કાયર થઇ ગઇ છુ પછી કમચંદે જેકુવરને ઘણો ઠ પકા આપી કહ્યુ કે, અરે ભણેલાની દીકરી, તે શુ ધાયુ છે? તારા જેવી મૂર્ખ સ્ત્રી મારા નસીબમા ક્યાંથી આવી? બાયડી થઈને જ્યારે ઘરનુ કામકાજ શીખતી નથી તો પછી મારે તારૂ શુ કામ છે? તુ તારે પીયર ચાલી જા હને તારા બાપને ઘેર રહેજે અને ચોપડીઓ વાચ્યા કરજે

પતિના આવા વચન સાભળી જેકુવર બોલી—"પ્રાણનાથ, મારી ઉપર દયા કરો તમારા વચન સાભળી મારા હૃદયમા ઘણો પરિતાપ થાય છે મારા જેવી કેળવણી પામેલી સ્ત્રીને તમે મૂર્ખી કહી બોલાવો છો, અને હલકા વચનો કહી મારો તિરસ્કાર કરો છો, તેથી મને ઘણુ માઠુ લાગે છે"

કર્મચંદ ઉંચે સ્વરે બોલ્યો—અરે ના, બળી તારી કેળવણી

કેળવણીનો ખરો અર્થ તું સમજીજ નથી સ્ત્રીકેળવણીનો અર્થ કાંઇ ચોપડીઓ વાચતા શીખવું એવો નથી પણ ઘરના કામકાજ શીખવાની સાથે વાચતા લખતા શીખવું એના તેનો અર્થ થાય છે જે સ્ત્રી ઘરના બધા કામકાજ શીખવાની સાથે વાચતા લખતા શીખેલી હોય તેણીએ સ્ત્રીકેળવણી લીધી છે એમ સમજવું

અજવાળી કહે છે, બ્હેન તારા, આ પ્રમાણે પોતાના પતિ કર્મચંદે કહ્યું, તે જેકુવર સાભળી રહી, પણ તેણીનું ધ્યાન ઘરકામમા લાગ્યું નહી છેવટે તેણીની કુટેવ કંટાળીને પોતાને ઘેર ચાલી ગઇ પછી કરમચંદે જેકુવરની સાથે કેટલાક દિવસ સુધી માથું ફટયું છેવટે તેણે જેકુવરને તેણીને પીયર કાઢી મુકી હતી એક બે વર્ષ વીત્યા પછી કુળવાન્ ગણાતો કર્મચંદ ફરીવાર પરણ્યા હતો અને જેકુવર કાયમ છતે ધણીએ વિધવા જેવી થઇ પોતાના પીયરમા રહી હતી હાલ મારા મામા અપંગ થઇ ગયા છે, તેથી તેમનાથી કમાઈ શકાતું નથી એટલે મારી મામી હરિ અને જેકુવરને પારકા કામ કરી પેટ ભરવાનો વખત આવ્યો છે, હરિ જેકુવરને તેના પતિ પાસે મુકી આવે છે, પણ તેની શોકય નઠારી હોવાથી તે તેણીને પજવ્યા કરે છે, એટલે તે બિચારી પાછી રોતી રોતી પોતાને પીયર આવે છે બ્હેન, તને વધારે શું કહું, મારા મામા અમરચંદને ઘડપણમા દીકરીનું દુખ ભારે આવી પડયું છે થોડા દિવસ પહેલા હું તેમની પાસે ગઇ હતી, ત્યારે તેઓ બોલ્યા હતા કે, “ કોઇ પણ માબાપો પોતાની દીકરીને એકલી ચોપડી કેળવણી આપશો નહી જે માબાપો ઘરના કામકાજની કેળવણી આપ્યા વગર એકલી વાચવા લખવાની કેળવણી આપી સતોષ માનશે, તેઓ અમારી જેમ પસ્તાશે એટલુંજ નહી પણ તેમને તેની દુખી થતી દીકરીના નીસાસા લાગશે માટે હે તારા બ્હેન, તમે તમારી દીકરી દીવાળીને સુઘડ કેળવણી આપશો નહીં તેને ઘરનું કામકાજ શીખવાની સાથે બાકી કેળવણી આપજો

તારા—અજવાળી બ્હેન, તમે કહો છો, તે મને બરાબર યોગ્ય લાગે છે. જેઠુવરનો દાખલો વધો અસરકારક છે હું મારા પતિને જેઠુવરની વાત નહી સમજાવીશ

પછી તારા અને અજવાળી જુદા પડી પોતપોતાને ઘેર જાય છે



### હાલરડાના રાગમા

અળોલેળો હાલ હાલો (ટેક)

મારો બટુક રમશે, તેના મામાને તે ગમશે. અળો ૧
મામો લાવશે મેવા, બટુકને ખાવાના હેવા અળો ૨
બટુક મુખથી હસતો, આને બટુક ખસતો અળો ૩
બટુક બોલે કાલુ, લાગે સૌને વ્હાલુ અળો ૪
બટુક રમતો મ્હાલે, માતા નિરખે વ્હાલે અળો ૫
બટુક રહે છે ન્હાતો, બટુક રંગે ગાતો અળો, ૬
બટુકને શણગારૂ, મનડું રમશે મ્હારૂ અળો ૭
બટુક પ્રેમે રમતો, તે માતપિતાને ગમતો અળો ૮

પોતી હાલરડુ ગાઇ રહી એટલે તેની નણંદ પાર્વતી આવી. પાર્વતીએ આવી પોતાના છોકરાને ધવરાવ્યો તે વખતે પોતી નીચે પ્રમાણે બોલી

**પોતી**—પાર્વતી બા, આજે પર્વણીનો દિવસ છે, માટે જો તમારી મરજી હોય તો આનંદા માસીને ઘેર તમે ઉપદેશવાર્તા સાંભળવા ચાલો

**પાર્વતી**—ભાભી, મને તો રોજ આવવાનુ મન થાય છે, પણ આ તમારો ભાણેજ મારા વિના ઘડીવાર રહેતો નથી, એટલે આજથી શી રીતે આવી શકાય?

**પોતી**—બા, જો તમારી આવવાની મરજી હોય તો તેને હું સાથે તેડી લઉં

**પાર્વતી**—ભાભી, ચાલો ત્યારે આજ તો હું આવું તેને તેડી લ્યો પછી પોતી અને પાર્વતી બન્ને આવવાને તૈયાર થયાં અને હું પાછી ચાલી આવી.

**પ્રેમ**—ત્યારે તો તમારે તેની સાથેજ આવવું હતું

**પ્રેમદા**—પ્રેમ, એમ શી રીતે થાય? કારણકે, વખતે તેના પૂજ્ય સાસૂ સસરા કે તેના પતિ તેને કોઈ જરૂરી કામમા રોકવાના હોય તો પછી શુ થાય?

**પ્રેમ**—એમા શુ? ગમે તેવા કામમા રોકી હોય, પણ આ ઉપદેશ સાંભળવાનું કામ આથી પહેલુ છે, એમ ધારી તમારે તેઓને ખાસ તેડી લાવવી જોઇએ

**પ્રેમદા**—ના બ્હેન, એ ગેરવાજબી કહેવાય કેમ આનંદા બ્હેન, તમારો શો મત છે?

**આનંદા**—ખરી વાત છે જો કે ઉપદેશવાર્ત્તા સાભળવાનુ કામ સર્વથી ઉત્તમ છે, પણ આપણુ સંસારીને એકાંતે એમ રાખવુ યોગ્ય નથી તેમા પરતંત્રતામા રહેનારા આપણ બૈરાઓને તો એવો આગ્રહ જરા પણ રાખવો ન જોઈએ સૌભાગ્યવાળી સ્ત્રી જો કદિ ગૃહસ્વામિની થઇ હોય તોપણ તેણીએ પોતાના પતિની આજ્ઞા વિના કાંઈ પણ કામ કરવુ ન જોઈએ કદિ ઘણાજ પુણ્યનુ અને મોટા લાભનુ કામ હોય પણ જો પોતાના ધણીનુ જરૂરી કામ આવી પડયુ હોય તો તેણીએ તે કામ પેહેલુ કરવુ જે સ્ત્રી વહુ તરીકે માનસીઆમા રહેતી હોય તેણીએ તો સાસૂ સસરા વગેરે વડિલની તથા પોતાના પતિની મરજી સૌની પેહેલા ઉઠાવવી જોઇએ

**પ્રમદા**—કા, પ્રેમ સાભળ્યુ કે, આનંદા બ્હેન શુ કહે છે? કહે હવે મારાથી પોતીને તેને સાસરેથી તેડીને શી રીતે અવાય?

**પ્રેમ**—હા બા, હવે સમજવામા આવ્યુ

**ધર્મદાસશેઠ**—આ પ્રમાણે પ્રેમદા, પ્રેમ અને આનંદા વાત કરતા હતા, ત્યા પોતી પોતાની નણંદ પાવતીને સાથે લઇ ત્યા આવી પોતીએ પોતાની કેડ ઉપર પાવતીના બાળપુત્રને તેડયો હતો પોતીને જોઇ બધા ખુશી થઈ ગયા તે વખતે આન-

દાએ પુછ્યુ કે, આ કોનો છોકરો? પોતીએ જવાબ આપ્યો—
આ માગ પૂજ્ય નણદ પાર્વતી બાનો ભાણીઓ છે આનદાએ
ખુશી બતાવી કહ્યુ—"એમ તેને ભાણીઓ આવ્યો છે?" લાવ્ય તેના
દુ ખડા લઉ આનદા ઉલટથી પાર્વતીના છોકરાના દુ ખડા લે છે
તે પછી લલિતા, ચચળ, પ્રેમ, પુતળી, જયા, પ્રેમદા વગેરે બધા
તેના દુ ખડા લે છે અને હરખથી તેને બોલાવે છે તે વખત આન-
ન્દાએ નીચે પ્રમાણે બોલી—

**આનદા**—પાર્વતી, આ ભાણીઓ આવો દુબળો કેમ છે?

**પાર્વતી**—(ઘણીવાર સુધી બોલી નહીં અને નીચુ જોઈ રહી)

**આનદા**—બ્હેન, એમા શરમાવુ ન જોઈએ? જે હોય તે કહે

**પાર્વતી**—મને કાઇ ખબર નથી કોઈ દિવસ તે સાજોજ
રહેતો નથી

**પોતી**—માગી બા, રાતે પણ રોયાજ કરે છે

**આનદા**—તેનુ શુ કારણ? બગબર તેને ધાવણ મળે
છે કે નહીં?

**પાર્વતી**—હા, ધાવણ તો ઘણુ છે વળી હુ તેને બે ત્રણ
કલાક સુધી ધવરાવ્યા કરૂ છુ

**આનદા**—એજ બીગાડે છે

**પાર્વતી**—ઉલટુ વધારે ધવરાવવુ, તેમા શો બીગાડ?

**આનદા**—બ્હેન, છોકરાને કમ ઉછેરવા? એ વાત તારા
જાણવામા આવીજ નથી, તેથી તને કયાથી ખબર હોય?

**પ્રેમદા**—આનદા બ્હેન, છોકરા ઉછેરવાનુ કાઈ ભણતર હ
શે? એતો પડયા પડયા ઉછરી જાય છે

**આનદા**—બ્હેન, તમને પણ એ વાતની ખબર લાગતી ન-
થી છોકરા ઉછેરવાની વાત તો સ્ત્રીકેળવણીમા મુખ્ય છે

**પ્રેમદા**—આનંદા બ્હેન, ત્યારે એ વાત કહો તો આ બધાને ઉપયોગી થાય કેમ લલિતા ખરી વાત કે?

**પ્રેમ તથા પુતળી**—તમે લલિતા બ્હેનને શામાટે શરમાવો છો? અમે તો હજી છેકરા છીએ અમને તેમા શી ખબર પડે?

**પ્રેમદા**—તમે કાંઈ બધા હમેશ છેકરા રહેવાના નથી થોડા વર્ષમા તમે છોકરાને બદલે છોકરાવાળા થશો, તેથી તમારે તો છોકરા ઉછેરવાની વાત પેહેલીજ શીખવાની છે

**આનંદા**—એ ખરી વાત છે, કારણ ત્યારે તેઓ સાસરે જશે અને બે ચાર વર્ષ પછી વધૂની પદવી છોડી માતાની પદવી ધારણ કરશે, માટે બધાએ 'છોકરા કેવીરીતે ઉછેરવા,? એ વાત ધ્યાનમા રાખવાની છે

**પ્રેમદા**—હા, તે ખરી વાત છે, આનંદા બ્હેન, તે વાત કહો

**ધર્મદાસ ગોર કહે છે**—હે શ્રાવિકાઓ, પછી આનંદા પોતાની પુત્રી લલિતાને બોધ આપવાને બ્હાને પોતીની નણંદ પાર્વતીને ઉદ્દેશીને નીચે પ્રમાણે કહેવા લાગી

**આનંદા કહે છે**—હે બ્હેનો, હવે હુ તમને બાળરક્ષણ વિષે જે કાંઈ કહું, તે તમે ધ્યાન દઈને સાંભળજો—

આ જગત્મા **સંતાન** એ અદ્ભુત વસ્તુ છે જ્યારે પતિ પત્નીની અનંત પ્રીતિને વશ થાય છે, ત્યારે તેમના અંત:કરણના તત્વની જે એક આનંદમય ગાંઠ બંધાય છે, તેનુ નામજ **સંતાન** છે સંતાન એ માબાપના આનંદ અને સુખનો સાગર છે પત્નીના પ્રેમનુ બંધન છે, સંતોષ અને શાંતિને આપનાર છે એનાથી આ સંસાર દુઃખરૂપ છતા આનંદમય લાગે છે સંતાનની શોભાથી ઘર અને કુટુંબ શોભી નીકળે છે તેનાથી માબાપના પ્રફુલ્લિત સુખ ઉપર હર્ષની છાયા પડી રહે છે સંતાનની કોમળ પ્રભાથી દ

…ત્રીનું જોડું રળીયામણું લાગે છે ખરેખર તંદુરસ્ત ખુશમા, …હેવા મનોહર બાળકને ખેલવી રમાડવાના આનંદ જેવો બીજો સાંસારિક આનંદ નથી એ સંતાનને તંદુરસ્ત, સુંદર અને સાક બનાવવું, એ તેના પાળક પોષક માબાપના હાથમાં છે જો માબાપ નીરોગી સુઘડ અને નિરોગી હોય તો તેના સંતાનો ઘણું કરી તેવાં થાય છે બાળકની જીંદગી તથા તંદુરસ્તીના બંધારણનો પાયો બાળપણમાં બંધાય છે તેનો મુખ્ય આધાર તેની મા ઉપર છે જો તે પોતાના બાળકને સારી રીતે સંભાળી ઉછેરે છે, તો તે બાળક તંદુરસ્ત હોઈ સુખી થાય છે જો કે બાળકના જીવવા મરવાનો આધાર તેના આયુષ્ય ઉપર છે, તથાપિ ઉછેરી મોટા કરવામાં તેની મા તરફથી જે ગફલત કરવામાં આવે તેના માઠાં પરિણામ તે બાળકને ભોગવવા પડે છે ઘણા ઘણું કરીને સારી રીતે નહીં ઉછરેલો બાળક જીવતો નથી, તેમ છતાં કદિ જો તે જીવે છે તો ઘણી દુઃખી ભરેલી હાલતમાં રહીને જીવે છે દરેક શ્રાવક માતાએ ધ્યાન રાખવાનું છે કે, બાળકોને શારીરિક—શરીરના, માનસિક—મનના અને નીતિના નિયમો પ્રમાણે ઉછેરી મોટા કરવા જોઈએ આજકાલ તે નિયમો પ્રમાણે બાળકને ઉછેરવામાં ઘણી માતાઓ બેદરકાર રહે છે અને તેથી કરીને શ્રાવકોના હજારો સંતાનો તે શ્રાવિકા માતાની બેદરકારીના ભોગ થઈ પડે છે કદિ કોઈ જીવે છે તો તેઓ શરીરે નબળા બાંધાના હોય છે બ્હેનો, આપણા શાસ્ત્રમાં લખે છે કે, પ્રાણીએ ઘણા પુણ્ય કરવાથી મનુષ્ય શરીર પ્રાપ્ત થાય છે, તેવું ઉપયોગી શરીર કે જેને વિદ્વાનો ચિંતામણિની ઉપમા આપે છે, તે શરીરને બેદરકારીથી વિનાશ કરી દેવું, એ કેવું દૂષિત કામ છે? તેથી શ્રાવકમાતાઓએ પોતાના બાળકોની સારી સંભાળ લેવી જોઈએ દરેક શ્રાવિકાએ બાળક ઉછેરવાની ખરી કેળવણી લેવી જોઈએ જ્યારે પુત્રી અને વધૂપદને ધારણ કરનારી શ્રાવિકાઓ સાંસારિક કેળવણીને અંગે બાળસં-

ક્ષણની મહાવિદ્યા મેળવશે, ત્યારેજ તેઓના સંતાન આરોગ્યવાળા, સુખી, ચતુર, બળિષ્ટ, કદાવર, તેજસ્વી, પરાક્રમી, શૂરવીર અને દીર્ઘાયુષી થશે  બાળસંરક્ષણની વિદ્યામાં ૧ નવડાવવું, ૨ કપડાં, ૩ ધવરાવવું, ૪ ધાત્રી, ૫ ખોરાક ૬ હવા, ૭ ઉંઘ, ૮ કસરત, ૯ દાંતની સંભાળ, ૧૦ પગની સંભાળ, ૧૧ મસ્તકની સંભાળ, ૧૨ કાનની સંભાળ, ૧૩ શીતળાના રોગમાંથી રાખવાની સંભાળ, ૧૪ ઝેર પીવાની બાળાગોળી, ૧૫ આંખ, ૧૬ ચેપીરોગ, ૧૭ શિક્ષણ, ૧૮ લગ્ન—આ અઢાર બાબતના મુખ્ય રીતે જાણવાની છે  એ અઢાર બાબતનું સારૂં શિક્ષણ મેળવનારી થાનમ્માતા પોતાના સંતાનને સારી સ્થિતિ ઉપર મુકી શકે છે, જે સ્થિતિને લઈને તેમના સંતાનો ભવિષ્યમાં સર્વ રીતે સુખી થાય છે

**નાળ કાપવું**—જ્યારે બાળકનો જન્મ થાય ત્યારે તેનું નાળચ્છેદન કરવામાં આવે છે  તે નાળ છેદન કરતી વખતે ઘણી સંભાળ રાખવાની જરૂર છે  કારણકે, ગર્ભસ્થાનમાં બાળકનું પોષણ નાળ વડેજ થાય છે  તેથી તેનો સંબંધ બાળકના મર્મસ્થાનની સાથે હોય છે  જ્યારે બાળક જન્મે છે, ત્યારે તે નાળનો એક છેડો ઓર સાથે વળગેલો હોય છે  નાળને ડુંટીથી અઢી ત્રણ ઇંચને છેટે ફરતું સુંવાળું લુગડું કે રૂ વીંટી એક દોરાથી મજબુત બાંધી લેવું, પછી ઓર તરફનો નાળનો છેડો કાપી નાખવો, હવે જે અઢી ત્રણ ઇંચનો નાળનો બાકીનો કટકો રહ્યો, તેને પેટ ઉપર રાખી, તે ઉપર એક સુંવાળા લુગડાનો પાટો બાંધી દેવો, આમ બાંધવાથી નાળની સંભાળ બરાબર રહી શકે છે  વળી પેટે પાટો રહ્યાથી પેટમાં વાયુનો વધારો થતો નથી  અને પેટને ટેકો મળે છે  વળી જે નાળને ફરતું લુગડું દોરાથી બંધાય છે તેથી બાળકના શરીરમાં જે લોહી ફરે છે, તે નાળદ્વારાએ બાહેર નીકળી શકતું નથી  લોહીએ બાળકનો પ્રાણ છે  જો લોહી વહી જાય છે તો બાળક મ

સક્તુ નથી તેથી વ્યાધિ થાય છે, તેમજ તેના શરીરના અવયવો વધી શકતા નથી, તેથી બાળકને મોકળાં વસ્ત્ર પહેરાવવાં હમેશાં બાળકનુ અંગ ઢાંકયુ રાખવુ કદિ આપણી શક્તિ થોડી હોય તો લુગડાં ઉંચી જાતનાં ન મળે તો ફાટેલાં હોય પણ માથી ધોઈ સ્વચ્છ કરી પહેરાવવાં બાળકના શરીર તથા તેના લુગડાની સ્વચ્છતા ઉપરથી હરકોઈ અનુમાન કરી શકે કે તેની માતા સુઘડ છે એ તેથી ઉલટુ હશે તો તેની માતા ફુવડ હશે, એવુ અનુમાન થાય છે વળી જ્યારે શીયાળાની ઠંડી મોસમ હોય ત્યારે બાળકને નગોપી અને પગમાં મોજાં પેહેરાવી રાખવાં કદિ મોજાં ન મળે તો લુગડાં વીંટવાં મળમૂત્ર, કે લાળથી ભીંજાએલાં કપડાં તરત બદલાવી નાખી બીજાં ડાગ સ્વચ્છ પહેરાવવાં નહીં તો શરદી કે કફ થાય છે હમેશાં બાળકના પગ, છાતી અને પેટ—એ ગરમ રાખવાં, ઠંડાં થવા દેવાં નહીં વળી પસીનો વળી બાળક ગભરાય એવાં વસ્ત્ર પેહેરાવવાં નહીં કારણકે, ઘણો પસીનો થવાથી શરીર નબળુ થઈ જાય છે બાળકની ચામડી નાજુક અને સુંવાળી છે, માટે કપડાં સુંવાળાં અને પોચાં પેહેરાવવાં

બાળકને શીયાળામાં ઉઘાડાં રાખવાં નહીં જો ઉઘાડાં ફરે તો તે ટાઢથી ઠીંગરાઈ અને જુસ્સા વગરનાં થાય છે ઉનાળામાં પણ તદ્દન ઉઘાડાં ન રાખવાં, ઉઘાડાં રાખવાથી શરીરે કાળાં થાય છે, લૂ લાગે છે અને તેથી તે માંદાં પડે છે ચોમાસામાં પણ ઉઘાડાં કરવાથી શરીરે શામળાં પડે છે, અને શરદી લાગે છે બ્હેન પાવતી, આ તારા છોકરા ઉપર જે કપડાં છે, તે ઉંચી જાતનાં લાગે છે, પણ પસીનો વળવાથી અક્કડ થઈ ગયાં છે, તેમજ તેના શરીર ઉપર તંગ રહે છે, તેમ ન થવુ જોઈએ

**પોતી**—માસી, એ વાત ખરી છે, મારા સાસુજી તેમને ઘણી વાર કહે છે, પણ તેઓ આળસમાં રહે છે પણ એક વાતમાં તેઓ

વાથી ઘણો લાભ થાય છે માતાના દૂધનો પ્રથમ ભાગ રેચક હો-
ય છે તેથી ગર્ભસ્થાનમા બાળકના પેટના આતરડામા ભરાઈ રહેલા
મળામળ દૂર થાય છે વળી તેની માતાને પાછલી આવતી વેણુ
ઓછી થઈ રક્ત પ્રવાહ વધાનો સ ભવ થોડો રહે છે બાળકને એક
બે દિવસ ધવરાવ્યા વગર રાખ્યાથી પછી તે ધાવવા લાગતુ નથી
તેવી સ્તન દૂધથી ભરાઈ જઈ પાકી આવે છે, માટે પ્રથમથીજ ધા-
વવા વળગાડવુ ઉત્તમ છે ને માતાને ધાવણુ ન આવે તો ગાયનુ
દૂધ અને તેથી અરધુ નવશેકુ પાણી અને સહેજ ગળપણુ થાય
તેટલી નાકર, નાખી તેમા પ્રથમ સાકરને પાણી મેળવી પછી તેમા દૂધ
મેળવવુ, એ મિશ્રણુ માતાના દૂધને મળતુ થાય છે, તે બાળકને
બે ઘડીએ થોડુ થોડુ પાવુ, પણ જ્યારે ધાવણુ આવે ત્યારે પાવુ
બંધ કરી ધવરાવવુ અને બ ને સ્તને વારા ફરતી ધવરાવવુ, નહીં
તો સ્તન પુરી ઓછી ચડશે

વળી બાળકને ધવરાવવામા સભાળ રાખવી તેને વાર વાર
ધવરાવવુ નહીં નિયમ પ્રમાણે ધવરાવવુ અનિયમિત રીતે ધવરા-
વવાથી ધાવણુનુ અજીર્ણ રહે છે, અને તેથી બાળકને રોગ થઇ
આવે છે વળી વધારે ધવરાવેલુ હોય તો તે પેટમા રહેતુ નથી
એટલે બાળક ફરીથી ઓકી કાઢી નાખે છે અગર કાઢી ન નાખે તો
પેટ ભારે થઈ તણાય છે તથી બાળક રડ્યા કરે છે કેટલીએક અ-
જ્ઞાન માતાઓ ધાવણુના વધારાથી જેનુ પેટ તણાતુ હોય તેવી
રોતા એવા બાળકને પાછુ ધવરાવવા લે છે કદિ બાળક મોમા સ્તન
લે નહીં તો પછી તેની અજ્ઞાન માતા પરાણે ધવરાવે છે, આમ
વાર વાર ધવરાવવાથી આરામ આવતુ નથી એટલે બાળક વધારે
રડે છે તેથી માતા કટાળે છે, એ રોગ વધાવી બ ને નબળા થઈ
જાય છે વળી બાળકના મોમા સ્તન આપી ઉંઘવા દેવુ નહીં કે
પોતે ઉંઘવુ નહીં, એથી સ્તનને તથા બાળકને મોમા ચાંદા પડે

છે હવે બાળકને ધવરાવવાનો વખત કેવી રીતે લેવો તે વાત ધ્યાનમા રાખજો બાળકને પેહેલે મહિને દોઢ દોઢ કલાકે—બીજે મહિને બબે કલાકે—ત્રીજે મહિને અઢી અઢી કલાકે અને ચોથે મહિને ત્રણ ત્રણ કલાકે ધવરાવવુ —એમ દરેક મહિને અર્ધા અર્ધા કલાકનો અંતર વધારતા જવુ બાળક સાત આ૦ મહિનાનુ થાય ત્યારે ત્રણ ચાર કલાકે ધવરાવવાનો વખત ગણવો જ્યાસુધી સ્ત્રીને અટકાવ ન આવે ત્યાસુધી બાળકને ધવરાવવુ ઘણુ કરીને, બાળક જન્મે ત્યારથી સાત આ૦ મહિના સ્ત્રીને અટકાવ આવતો નથી ત્યાસુધી ધાવવુ ઘણુ જ ગુણકારક હોય છે, જ્યારે અટકાવ આવે છે, ત્યારે ધાવણમા ફેરફાર થઈ જાય છે માટે તેને આઠ નવ મહિના સુધી ધવરાવવુ ઉત્તમ છે પછી ધીરે ધીરે ધાવણ ઓછુ કરી સાથે ખોરાક આપતા જવુ

વળી માતાએ ધવરાવતી વખતે ઘણી સભાળ રાખવાની છે બાળકને ધવરાવતા પ્રથમ પોતાના મનમા ધીરજ, ઉછરંગ, શાતિ અને આનંદ રાખી બાળક સામુ જોઈ તેને હસાવવુ અને રમાડવુ પછી પેહેલા સ્તનમાથી જરા દૂધ કાઢી નાખીને ધવરાવવુ ધવરાવતી વખતે માતાએ પોતાનો હાથ બાળકના માથા ઉપર રાખવો જો ધવરાવતી વખતે માતાના મનમા કચવાટ, શોક, ભય, ગુસ્સો અને નિરાશા થઇ આવે તો તેણીનુ ધાવણ એકદમ બગડી જાય છે તે બગડેલુ દૂધ જો બાળકના ધાવવામા આવે તો તેને ઝેર જેવુ નુકશાન કરે છે તેમજ જો માતાને માદગી હોય તોપણ બાળકને ધવરાવવુ નહીં જોઈએ જો શરીરની નબળાઇથી કે કોઈ રોગથી માતાને ધાવણ આવતુ ન હોય અગર આવતુ હોય પણ પુરતુ ન હોય, તોપણ બાળક સાત આ૦ મહિનાનુ થાય, ત્યાસુધી તો તેને બીજા કશા ખોરાક પર નહીં રાખતા ફક્ત દૂધ ઉપર રાખવુ તેમ છતા ચાલે તેમ ન હોય ત્યારે ધાવ રાખવી જોઈએ

તે ધાવ જો પોતાની જાતની અને ગામડાની હોય તો તે ઉત્તમ છે તેમ વળી તે વાન બાળક જેવડા છોકરાવાળી, તંદુરસ્ત બાળકવાળી, નરમ જાતની, ગાત, શરીરે મજબૂત, નિરોગી અને સદાચરણી હોવી જોઈએ જો ધાવ ન હોય તો હમેશા એક તંદુરસ્ત ગાયનુ તાજુ દૂધ લેવુ અને તેમા અડધુ નવસેકુ પાણી તથા થોડી સાકર નાખવી તે મિશ્રણ કરી ધવરાવવાના વખત પ્રમાણે નિયમસર આપવુ તે દૂધ માટી કે કાચના વાસણમા ભરવુ, ધાતુના વાસણમા ભરવુ નહી

બ્હેન પાર્વતી, હવે તે બાળકને ખોરાક કેવો આપવો, એ વાત ધ્યાનમા રાખજે હમેશા બાળકને તાજો, હલકો, થોડો ઉનો, માફક આવે એવો અને પાષ્ટિક ખોરાક આપવો તે સાથે હમેશા ગાયનુ તાજુ અને ચોખ્ખુ દૂધ આપતા રહેવુ અનાજના ખોરાકમા જરા મીઠુ નાખવુ, તેથી ખોરાક સ્વાદિષ્ટ અને પાચન થઈ શકે તેવો થાય છે, દૂધમા જો બાળક કહે તો સહેજ ગોળ પણ નાખવુ, પણ બહુ ગળપણ આપવુ નહીં બહુ ગળપણ પાચન શક્તિને મદદ કરે છે જ્યારે બાળક એક વર્ષનુ થાય અને દાત આવે ત્યારે ચોખા, દાળ, ખીચડી, ચોખ્ખુ દહીં અને મલાઈ વગેરે આપતા જવુ, પણ અનાજ સાથે ગાયનુ દૂધ આપવા ભુલવુ નહીં દૂધથી જો ઝાડાકબજીયત રહેતો હોય, તો તેમા થોડુ પાણી મેળવવુ, એટલે ઝાડો ઉતરશે ક્રમસર જેમ વધે તેમ દૂધનો ખોરાક વધાર્યા જવો, તેથી બાળકનુ કુદરતી તેજ, બાંધો અને બળ વધે છે બાળક બે વર્ષનુ થાય ત્યારે તેને પાણી મેળવ્યા વગરનુ તાજુ દૂધ આપતા જવુ પછી બાળક જેમ જેમ મોટુ થતુ જાય તેમ તે શાક, ભાજી વગેરે ખાય તેમ કરવુ તેમા મીઠુ, મસાલો નાખવો મેવો મીઠાઈ માફકસર આપવા કાચા ફળ, કોયલા, માટી વગેરે અવગુણકારી પદાર્થો ખાવા દેવા

નહીં વળી બાળકને હમેશા દિવસમા ત્રણ વખત ખોરાક આ પવો સવારમા દૂધ અને રોટલી ત્યાર પછી બીજીવાર ચાર કલાકે અને ત્રીજીવાર સાઝનો હલકો ખોરાક આપવો આ ત્રણ વખત શિવાય વચમા ખાખા કરે, તો ખાવા દેવુ નહીં એકવાર ખાધેલો ખોરાક પાચન થાય અને હોજરીને જરા વિશ્રાતિ મળે, ત્યારે બીજીવાર આપનો મેવામા દાડમ, દ્રાખ, સફરજન, બદામ, પસ્તા કેળા વગેરે ફળ વખતે વખતે આપવા પાણી ચોખ્ખુ પીવા આપવુ કુવાનુ પાણી વધારે (તમ છે પાણી ઉપર તરતા રજકણોમા એવા અગમ્ય પદાર્થો ભળેલા હોય છે કે, તેવુ પાણી મોટી ઉમ્મરના કરતા બાળકને વધારે નુકશાન કરતા છે નિયમસર ઠરાવેલે વખતે પાચન થઈ શકે એવો અને એકલો રાધેલો ખોરાક આપનો જીવનક્રિયા ચલાવવા માટે જે જે તત્ત્વોની જરૂર છે, તે બધા તત્ત્વો એકજ જાતના ખોરાકમાથી મળતા નથી, માટે ખોરાક એકને એક જાતનો ન આપતા જુદો જુદો આપવો એકને એક ખોરાક આપવાથી શરીરને જોઈતા તત્ત્વો મળતા નથી તથા પાચનશક્તિમા બગાડો થાય છે વળી જે ખોરાક ઉપર બાળકને અભાવો હોય તે ખાવાને આગ્રહ ન કરવો ખાતા અડધો કલાક લગાડવો ચાવીને ખાવાની ટેવ પાડવી ઉતાવળે ખાવા દેવુ નહીં તાપમાથી આવ્યા પછી કે થાકના પછી વિશ્રામો લીધા બાદ ખાવા દેવુ ખાતી વખતે હસવા કે વાતો કરવા દેવી નહીં સુતા પેહેલા ત્રણ કલાક અગાઉ ખોરાક આપવો ઉઠી ઉઠ્યા પછી એક કલાકે ખાવા દેવુ તેમ ખાધા પછી કારણ હોય તો એક કલાકે સુવા દેવુ ગાદુ, સડી ગએ બગડી ગયેલુ અને ગ ધાતુ ખાવા દેવુ નહીં બહુ ખાવુ અને થોડુ ખાવુ બંને નુક શાન કરતા છે

પાર્વતી બ્હેન, તમે આ બાળાને કયા સુવાડો છો ?

પાર્વતી—બા, એને તો અમે ખાસ અમારા ઓરડાવાળા ઓરડાની પાસે ઓરડી છે તેમા સુવાડીએ છીએ જ્યા આખી રાત દીવા પણ બળતો રહે છે

આનંદા—બ્હેન પાર્વતી, એજ વધારે નુકશાન કારક છે બાળકને કેવી જગ્યામા અને કેવી હવામા રાખવુ જોઇએ, એ વાત તમારા જાણવામા આવી નથી

પ્રમદા—આનંદા બ્હેન, એ બીચારી હજુ બાળક કહેવાય તેને ક્યાથી ખબર હોય તેમા હજુ પહેલા છોકરાની મા થઇ છે

પ્રેમ—બા, એને માટે શુ કહો છો, તમે આવા મોટા છો, તોપણ તમારા જાણવામા એ વાત નહી હોય, કારણકે, આપણી શ્રાવકકોમમા બરાબર સ્ત્રીકેળવણી અપાતી નથી

પ્રમદા—પ્રેમ, તારૂ કહેવુ બરાબર છે હુ પણ તે વિષે જાણતી નથી આનંદા બ્હેન, કહો, બાળકને કેવી જગ્યામા અને કેવી હવામા રાખવુ જોઇએ ?

આનંદા—હમેશા બાળકને ખુલ્લી અને સ્વચ્છ હવા મળે તેમ કરવુ સ્વચ્છ હવા માટે બાળકને રોજ સાંજે દરિયા કિનારે, મેદાન, ડુંગર કે બાગમા હવા ખાવાને લઇ જવુ તેથી તેના શરીરમા ઘણી હુશીયારી આવે છે, લોહી સુધરે છે અને નિરોગી રહે છે વળી જે ઓરડામા તાજી અને સ્વચ્છ હવા આવતી હોય, તેવા બારી બારણાવાળા ઓરડામા બાળકને રાખવુ કદીપણ અંધારી જગ્યામા, ચલાની કે દીવાની ગરમી જ્યા રહ્યા કરતી હોય ત્યા ખાળકુંડી કે માટીની દુર્ગંધ જ્યા આવતી હોય ત્યા, સાંકડી, અંધારી અને દુર્ગંધીવાળી ઓરડીમા, જ્યા ઘણા મનુષ્યના શ્વાસથી અશુદ્ધ હવા નીકળતી હોય ત્યા અને જ્યા દીવો આખો રહેતો હોય ત્યા બાળકને રાખવુ નહી કેમકે એવી જગ્યોએ બાળકને રાખવાથી તેની તંદુરસ્તી બગડે છે આ બધો વિચાર કરી

સુખાકારીવાળા હવાના સ્થાનમા બાળકને રાખવાની ગોઠવણ ક રવી એ સવ પ્રકારે ઉત્તમ છે

**પાર્વતી**—મા, આ છોકરાની તબીયત સારી રહેતી નથી, તેનુ કારણ હવે સમજાયુ હવેથી હુ તમારા કહેવા પ્રમાણે આ બાળકને સારી જગ્યામા રાખીશ

**આનંદા**— પાર્વતી, તારા ભાણાને ઊંઘ આવે છે કે નહીં?

**પાર્વતી**—મા, ઊંઘ તો આવે છે, કારણકે હુ તેને અફીણની ગોળી ખવરાવુ છુ, એટલે તે તેના ઘેનમા પડયો રહે છે

**આનંદા**—બ્હેન, એ તો ઘણુજ ખોટુ બાળકને અફીણ આ પવુ, તે નુકશાન કરતા છે હવે બાળકને ઉઘાડવામા જે નિયમ છે તે તુ ધ્યાન દઈને સાભળ બ્હેનો, તમે પણ બધા એ વાત ઉપર ધ્યાન આપજો કારણકે, તે બાબત તમારે ભવિષ્યમા ઉપયોગી છે બાળકને મોટા માણસના કરતા વધારે ઉઘવાની જરૂર છે ઉઘવા થી બાળકનુ શરીર પુષ્ટ અને તદુરસ્ત થાય છે બાળકને કેટલોક વખત માતાના પડખામા સુવાનીજરૂર છે કારણકે, તેથી તેને બી જાના શરીરની ગરમી મળે છે આવી વખતે માતાએ તેને પડખા મા સુવાડતા ખૂબ ધ્યાન રાખવુ, કે પડખુ ફેરવતા બાળક કચ રાઈ જાય નહીં વળી બાળકને સુતા સુતા ધવરાવવુ નહીં, ત્યના ધ વરાવવાથી વખતે માતા ઉઘી જાય અને બાળક ઉધુ પડી ગુગળા ઈ મરણ પામી જાય છે બાળક રાતે આ૦ નવ વાગતે સુઈને પાચ વાગે ઉઠે તેમ કરવુ દિવસના બપોર પછી એક બે કલાક અને રાત્રે વધારેમા વધારે આઠ કલાક ખૂબ ઉઘવા દેવુ જાગ્યા પછી આળો ટવા દેવુ નહીં, એથી બાળક આળસુ થાય છે વળી જો તે ભરઉ ઘમા હોય તો તેને જગાડવુ નહીં ઉંઘમાથી જગાડવુ, એ ઘણુ નુક શાનકારક છે તેને સ્વચ્છ હવા અને અજવાળાવાળા ઓરડામા સુવાડવાનુ રાખવુ બારી બારણા બધ કરી સુવાડી રાખવુ નહીં

ડીમાંહેલો મલિન પદાર્થ પસીનાવાટે બાહેરે નીકળે છે, તેથી શરીરનો બાંધો મજબુત અને નિરોગી થાય છે વળી તેથી સારી ઉંઘ આવે છે, તથા હિંમત, હુશીઆરી, ચપળતા અને શુરવીરતા વધે છે બાળકને સારો થ ગણવા અને મોટા કરવાને કુદરતથીજ કસરત તરફનું વલણ હોય છે, તે તેની સ્વાભાવિક ચપળતાઇ ઉપરથી જણાઈ આવે છે બાળક જન્મ્યા પછી થોડા માસનું થાય, ત્યારે તેને સવારમાંજ લુગડાં પહેરાવી સારી હવામાં લઈ જવું, વખતે ભોંયપર ગોદડી પાથરી સુવાડવું તેથી તે આમતેમ પછાડા મારશે, કોઈ વખતે હસાવવું, રમાડવું, કુદાવવું અને કોઈ વસ્તુ દૂર રહીને મંગાવવી, એટલે તે ભાખોડીયાભેર થઇ હાથ પગ પછાડતા, દોડતા, આમતેમ ફરતા ચાલવા મથશે તેથી તેને કસરત મળશે જ્યારે તે ચાલવા શીખે ત્યારે ઘરમાં કે બાહેર રમવા દેવું, ઘરમાં બેસાડી રાખવું નહીં જે રમતથી શરીરના કોઈ ભાગને નુકશાન થાય અને જે રમતથી નીતિમાં બગાડો થાય, તેવી રમત રમવા દેવી નહીં તેમ નઠારા છોકરાની સંગતમાં પણ બાળકને રમવા દેવું નહીં

બ્હેન પાર્વતી, આ બધી બાબત ધ્યાનમાં રાખી હવે બાળકના શરીરના દાંત, પગ, મસ્તક, કાન અને આંખ—એ પાંચ ભાગની સંભાળ રાખવામાં ધ્યાન આપજે અને તે વિષે જે હું કહું, તે એક ચિત્તે સાંભળજે

જ્યારે બાળક સાત આઠ માસનું થાય છે, ત્યારે તેને દાંત આવવા શરૂ થાય છે કોઈ વખતે બે ત્રણ માસ મોડા આવે ત્યારે તેને તાવ, ઉધરસ, ઉલટી, ચુક, ઝાડો અને આંચકી વગેરે થઇ આવે છે, આ વખતે તેને કંઈ પણ ચેન પડતું નથી વારંવાર ધાવવાની મરજી કરે છે વળી તે અંગુઠો મોમાં ઘાલે છે તેથી પેઢાં ઘસાવાથી તેને સારૂં લાગે છે બીજા કરતાં અંગુઠો મોમાં ઘાલે તે ઠીક

**બ્હેન પાર્વતી**—આ તારા ભાણીઆની આંખો જોતાં માલમ પડે છે કે, તેની આંખોની સંભાળ પણ લેવાતી નહીં હોય, બ્હેન શરીરનો બધો આધાર આંખ ઉપર છે, તેથી આંખની સંભાળ ઘણી રીતે લેવી જોઇએ

**પાર્વતી**—મા, મારાથી બને તેટલું કરૂં છું, પણ તેની આંખ સુધરતી નથી

**આનંદા**—શું કરે છે?

**પાર્વતી**—હમેશાં ગરમ પાણીએ ધોવું છું અને આંજણ આંજું છું

**આનંદા**—બ્હેન, આંજણને માટે તો ઠીક છે, પણ તેને ગરમ પાણીએ ધોવું તે નુકશાન કરતા છે બ્હેન, જ્યારે બાળક જાગી ઉઠે, ત્યારે તેની આંખો ઠંડા પાણીથી ધોતા જવી આંખમાંના ચીપડા વગેરે મેલ ધોઇ સાફ કરતા ઠંડા પાણીએ આંખો ધોવાથી તેજ વધે છે, ઠંડક વળે છે અને આંખની ગરમી ઓછી થાય છે કદિ પણ આંખને ધોવા વગર એમની એમ રાખવી નહિ, તેથી નુકશાન થાય છે આંખમાં હમેશાં સારૂં અંજન આંજ્યા જવું, વળી આંખ એ ચેપી છે, માટે કોઇની આંખ ગેલી હોય તેની પાસે બાળકને જવા દેવું નહિ

બ્હેન પાર્વતી, આ પ્રમાણે બાળકના શરીરના તે પાંચ ભાગને સાચવવાને હમેશાં કાળજી રાખવાની જરૂર છે હવે બાળકની જીંદગીને નુકશાન કરનાર કેટલાએક ચેપી રોગો છે, તેનાથી બાળકની રક્ષા કરવાની જે મેં કહ્યું, તે ધ્યાનમાં રાખજે ગનો તાવ, ઓરી, અછબડા, શીતળા, બાળપક્ષાઘાત, ગાલપચોળીયું, ઝાળ ગુમડું, દાદર, આંખ દુખવી ચેપી તાવ (ટાઇફસતાવ) કાનેરા અને મરડી ખસ હાડકા સડવા વગેરે ચેપી રોગો ગણાય છે જ્યારે જ્યારે આવા ચેપી રોગ ચાલતા હોય, ત્યારે જેને એ લાગુ પડ્યા હોય, તેની પાસે બાળ

મે જવા દેવુ નહિ તે રોગ બંધ પડ્યા પછી તેવી જગ્યોએ બાળ ને લઈ જવુ તથા તેવા રોગી માણસને સારી પેઠે આરામ થયા પછી, તેની પાસે જવા દેવુ આવખતે તેની તંદુરસ્તી જાળવવા ખણીજ કાળજી રાખવી

ઉપર કહેલા બધા રોગોમા શીતળાનો રોગ ઘણો ભયંકર છે, ક્રમ કે, શીતળા નીકળવાથી બાળક આંધળા, લૂલા, કાણા અને બહેરા થઈ જાય છે,તથા આંખે નાકે ચાઠા પડી ચહેરો બગડે છે, એટલુજ નહિ પણ એથી વખતે મરણ પણ થાય છે જે વખતે એ ચેપી રોગ ચાલતો હોય, તે વખતે તેમને એવી જગ્યોએ લઈ જવા નહિ જો બાળકને શીતળા કઢાવ્યા ન હોય તો આ વખતે તરત કઢાવી લેવા શીતળા કઢાવ્યાથી ઉપર કહેલા પ્રમાણે ખોટ આવવાની ધાસ્તી રહેતી નથી બેચાર કઢાવવાથી નીકળતા પણ નથી વળી શીતળા કઢાવતા જે બાળકનો ચેપ લેવામા આવે તે બાળક તાવ કે ગુમડા વગેરે રોગવાળુ ન હોવુ જોઈએ, પણ તે તંદુરસ્ત, મજબૂત બાંધાનુ અને નિરોગી બાળક હોવુ જોઈએ રોગી બાળકનો ચેપ લેવાથી બાળકને તરત તેવો રોગ લાગુ પડે છે શીતળા કઢાવના ઘણી સંભાળ રાખવાની છે બાળક શરીરે સારૂ હોય, ત્યારેજ શીતળા કઢાવવા શીતળા કઢાવ્યા પછી દાણા ભરાય અને સોજો ચડે તો પણ તે ઉપર દવા કરવાની જરૂર નથી જો તાડ કર ને દુખ થાય તો તે ઉપર ઘી ચોપડવુ તેથી ભીંગડા ઉખડી જશે દાણા ફુટ્યા પછી માથે ઝીણી રાખ ભુભરાવી એ પણ ઠીક છે બ્હેન પાર્વતી! આ બાબતમા તુ બરાબર ધ્યાન રાખી વર્તજે અને જેમ એ ભયંકર ચેપી રોગ લાગુ ન પડે તેવી સંભાળ રાખજે

બ્હેન પાર્વતી! તે કહ્યુ હતુ કે, છોકરાને ગોળી આપુ છુ, એ ઘણુ નુકશાન કરતા છે ઘણા બૈરાંઓ બાળકને બાળાગોળી આપે

છે, એ રીત બાળકની તબીઅતને બગાડનારી છે કરી એથી દેખીતો લાભ લાગતો હોય પણ પરિણામે નુકશાનકારી છે તે નિત્ય આપવા થી તો એક જાતના ખોરાક જેવુ અને એક જાતના બંધાણીના જેવુ થાય છે એનો નીશો રહે છે, ત્યાસુધી બાળકને ઉંઘ આવે છે અને ઠીક રહે છે નિશો ઉતર્યે તો પાછુ એવુ ને એવુ જ થાય છે નીશો કરવાથી જોઈએ તેવી ઉંઘ આવતી નથી બાળાગોળીમા જુદી જુદી વસ્તુઓ આવે છે, તેમા અફીણ મુખ્ય આવે છે એ પાણી કે ધાવણમા ઘોળી પરાણે બાળકના હાથ પગ પકડી પાય છે આ રીત દેશમા દેખીથી સ્ત્રીઓમા પડેલી હોય છે આ એક જાતના બંધાણથી બાળક દુબળુ, નબળુ, પીળુ હાનપન રોગી અને પેટ ગાગરી જેવુ થઈ જાય છે, બાળકને ઉંઘાડવાનો ખરો રસ્તો તેમને સૂતા પહેલા પુરતી કસરત આપવી એ ઉત્તમ છે માટે બાળાગોળી આપવાની રીત રાખવી નહિ

બ્હેન પાર્વતી, આ પ્રમાણે મે કહ્યુ, તે યાદ રાખી આ તારા ભાણીયાની માવજત કરજે એવી રીતે વર્તવાથી તારો બાળપુત્ર ઘણો તંદુરસ્ત રહેશે અને તેના સુખી હૃદયની તને આશીર્વાદ મળશે હવે છેવટે એટલુ કહેવાનુ છે કે, જ્યારે આ બાળક મોટો થાય, ત્યારે તેને સારી કેળવણી આપ્યા પહેલા એક ભયંકર રાક્ષસ તેને વળગે નહી એ ધ્યાનમા રાખજે

**પોતી**—મામીબા, એવો ભયંકર રાક્ષસ કોણ છે? અને તે બાળકને શુ કામ વળગતો હશે? કોઈ પણ બાળકને રાક્ષસ વળગતા હોય, એવુ તો જાણવામા આવ્યુ નથી

**આનંદા**—પોતી આપણી જેનકોમમા ઘણા બાળકોને તે ભયંકર રાક્ષસ વળગે છે

**નેમદા**—આનંદા બ્હેન, બાળકને ભયંકર રાક્ષસ વળગે છે, એ વાત તો મે આજેજ જાણી

આનંદા—બ્હેનો, એ ભયંકર રાક્ષસ તે બાળલગ્ન છે જેમ નવમ વળગવાથી માણસનો નાશ થાય છે, તેમ બાળલગ્નથી બાળક તથા બાળકીનો નાશ થઈ જાય છે એ હાનિકારક રીવાજે આપણી બધી જનકોમની પાયમાલી કરી છે

બાળપણમાં લગ્ન કરવાથી તેઓ મન વગમાં વેહેલા જોડાવાની ક્રિયાએ કરીને જોઈએ તેવો વિદ્યાભ્યાસ કરી શક્તા નથી તેવી મોટપણ ગુજરાન ચલાવવામાં તેઓ અશક્ત થાય છે એટલે તેમનો સંસાર દુખરૂપ થાય છે વળી કાચી વયમાં અપક્વ વીર્ય ખો ચાવાથી શરીરનો બાંધો તુટી જાય છે અને અને આયુષ્યનો વેહેલો ક્ષય થાય છે તેથી નગરના પુરૂષથી જે પ્રજા થાય છે, તે પણ તેવીજ થાય છે તેનાથી કાંઈ પણ કાર્ય હિંમતભેર થઈ શકતું નથી એ વગેરે ઘણા નુકશાન થાય છે તેથી બાળલગ્ન એ ખરેખર રાક્ષસ છે જે નિર્દય માબાપ પોતાના બાળકોને એ ભયંકર રાક્ષસ વળગાડે છે, તે તેઓના શત્રુરૂપ છે

બ્હેન પાવતી, આ વાત ધ્યાનમાં રાખજે, તારા વ્હાલા પુત્રને બાળલગ્નરૂપ ભયંકર રાક્ષસને ભક્ષણ કરવા સોંપીશ નહીં પુત્રને લાલનપાલન કરી ઉછેરનારી દયાળુ માતા થઈ, તેની શત્રુરૂપ થઈશ નહીં

પ્રેમદા—આનંદા બ્હેન, તમે જે કહ્યુ, તે બરાબર છે હવે મારા સમજવામાં આવ્યુ બાળલગ્ન એ ખરેખરો ભયંકર રાક્ષસ છે, આજકાલ ઉત્તમ કેળવણીની શીતળ છાયા વગર અજ્ઞાનતાના તાપથી પરિતાપ પામતી જૈનપ્રજા એ ભયંકર રાક્ષસને પોતાના નિર્દોષ સંતાનોનો ભોગ આપે છે એ ભયંકર રાક્ષસના પંઝામાં સપડાએલા સેંકડો શ્રાવકબાળકો દુખી જીંદગી ભોગવે છે

આનંદા—પ્રમદા બ્હેન, હવે તમે બરાબર સમજી ગયા

પ્રેમદા—આનંદા બ્હેન, એ ભયંકર રાક્ષસરૂપ બાળલગ્નનો

અટકાવ શી રીતે થઇ શકે? એનો કાંઈ ઉપાય જાણ્યો છે?

**આનંદા**—બ્હેન, એ ઉપાય તો કેળવણી છે જો દરેક સ્ત્રી પુરૂષ સારી કેળવણી લે તો તે વાત તેમના મગજમાં ઉતરે, એટલે તેઓ પોતપોતાના કુટુંબમાં તે રીવાજ બંધ કરે

**પ્રેમદા**—બ્હેન, ત્યારે કેટલી ઉમ્મરે બાળક અને બાળકીના લગ્ન કરવા જોઇએ? એનો કાંઈ નિયમ છે?

**આનંદા**—હા, બ્હેન, તેને માટે આપણા આચારદિનકર વગેરે ગ્રંથોમાં લખેલું છે ચ નના જમાનાને જોતા પુત્રની ઉમ્મર ઓછામાં ઓછી વીશ વર્ષની અને વધારેમાં વધારે બત્રીશ વર્ષની થાય તે પછી તેના લગ્ન કરવા અને પુત્રીની ઉમ્મર ઓછામાં ઓછી બાર વર્ષની અને વધારેમાં વધારે ચૌદ વર્ષની થાય તે પછી તેના લગ્ન કરવા પણ તે સાથે એક જરૂરની વાત યાદ રાખવાની છે તે એ છે કે, કુવારી કન્યાને જ્યારે ઋતુ આવે ત્યારે તેને નિયમસર ઋતુ પળાવવો અને કોઈ ચીજને અડવા દેવી નહીં આમ કરવાથી શરમાવવુ નહીં નહીં તો માબાપ પાપ લાગવાથી કુળનો ક્ષય થાય છે તે અટકાવ ન પાળવાથી સાથે લક્ષ્મીનો નાશ પણ થાય છે માટે તે ધ્યાન બરાબર રાખવું એવા જોડા ઘણા સુખી થાય છે પુરૂષે જીંદગીમાં વીર્યનું સંરક્ષણ કરવું, એ સવથી શ્રેષ્ઠ છે જેના શરીરમાં વીર્યનું વિશેષ સંરક્ષણ થયેલું હશે તે મજબુત, કદાવર, શૂરવીર, પરાક્રમી અને નિરોગી થાય છે તથા તેની પ્રજા પણ સર્વ રીતે ઉત્કૃષ્ટ થાય છે

હે પાવની, આ બધી વાત ધ્યાનમાં રાખી આ તારા બાળક ઉપર અજમાવજે એથી તને અને તારા બાળકને ઘણોજ લાભ થશે બ્હેન લલિતા અને બીજી બ્હેનો, તમારે પણ આ વાત ધ્યાનમાં રાખવાની છે, કારણકે, તમે બધીઓ ભવિષ્યમાં માતા થવાની છો, એ ખાત્રી છે તેને માટે મારી માયાળુ માતાએ મને એક ગીત

શીખાવ્યુ છે, જે ગીત આ લલિતા જ્યારે ધાવણી હતી, ત્યારે હુ હમેશા ગાતી હતી

**પોતી**—માગી બા, એ ગીત માત્ર પાર્વતી બાને શીખવાવો તો તેમને ઘણુ ઉપયોગી થાય

**પ્રેમદા**—પોતી, એકલા પાર્વતી બાજ શીખે? શુ તમે બધીઓ નહીં શીખો? એ તો તમારે બધાને ઉપયોગી છે કેમ આનદા બ્હેન ખરૂ કે?

**આનદા**—હા, બધાને ઉપયોગી છે મારી લલિતા પણ શીખે

**પ્રેમ અને પુતળી**—માગી બા, એ ગીતમા શુ આવે છે?

**આનદા**—એ ગીતમા માતાએ છોકરાને કેમ ઉછેરવા? એ બાબત આવે છે

**પ્રેમ અને પુતળી**—ત્યારે તો એ ગીત પાર્વતી બ્હેનને વધારે ઉપયોગી અમને તો એ ગાતા શરમ થાય

**પ્રેમદા**—એમા શરમ શાની થાય? કાલે સવારે તમારે પણ છોકરા થશે જે છોકરી હોય, તે છોકરાની મા થાય, એમા શુ આશ્ચર્ય?

(પ્રેમદાના આવા વચન સાભળી પ્રેમ તથા પુતળી નીચુ જુવે છે)

**ધર્મદામશેઠ**—હે શ્રાવિકાઓ, પછી પ્રમદાના કહેવાથી આનદા માતાએ છોકરાને કેમ ઉછેરવા? એ વિષે નીચે પ્રમાણે ગીત ગાયુ જે ગીત અહીં તમને તમારી શ્રાવિકા ગાઇ સભળાવશે

પછી ગગા નાવિકાશાળામા તે આનદાના સુખનુ ગીત ગાઇ સભળાવે છે —

## માતાએ છોકરાને કેમ ઉછેરવા? તે વિષે ગીત.

"યાત્રા નવાણુ કીજીએ વિમળગિરિ"—એ રાગ.

બાળ ઉછેરો એમ સુજનની બાળ ઉછેરો એમ (એ ટેક)

શિશુ વયેથી નબાળ રાખો, સુદર થાયે જેમ સુજનની ૧

જેમ ઘરી [1]પયપાન કરાવો, રાખો નિત્યે [2]ત્રેમ સુજનની ૨
ખાનપાનમા ધ્યાનજ રાખી, રાખો તેનો [3]નેમ સુજનની ૩
ઓળો ઓઢાવી બોધજ આપો, વાધે સુદ્વિક્ષિતજેમ સુજનની ૪
યોગ્યવયે ગુણવ તણને જનમ, આપો કેળવણી તેમ સુજનની ૫
ધર્મનીતિના પા પઠાના, પૂરણુ રાખો પ્રેમ સુજનની ૬
વિદ્યા વિનય વિવેક શીખાવા, તેપર કરજો રહેમ સુજનની ૭
મન મન સારી સ્નેહે કરાવી, બાળ સુધારો તેમ સુજનની ૮
રખે કુમ ગી બાળ ન થાયે, તેના રાખો વ્હેમ સુજનની ૯
શ્રાવકમાતા આશીખ વેન્તે, જો હોય બાળક પ્રેમ સુજનની ૧૦

**ધર્મદાસશેઠ**—હે શ્રાવિકાઓ, આ તમારી શ્રાવિકાઓ (ગ ણાએ) જે કવિતા ગાઈ બનાવી, તે કવિતા આનંદાના મુખથી સા ભળી બધી શ્રાવિકાઓ ખુશી ખુશી થઈ ગઈ તે વખતે પાવતીએ વિનયથી નીચે પ્રમાણે કહ્યુ

**પાર્વતી**—આ, સા નવિતા મને લખી આપવા કૃપા કરજો પછી તે હુ મોઢે કરી લઈશ આજે મને તમારા તરફથી ઘણો લાભ મળ્યો છે તે ખાતે હુ તમારા આભારની સાથે મારી પોતી ભા- ભીનો પણ આભાર માનુ છુ કારણ કે, આજે મને અહિ લાવનાર મારા પોતી ભાભી છે

**પોતી**—એમા મારા આભાર શેનો? તમારા મનના પરિ ણામ સારા હતા, અને તમે મારી સાથે આ વ્યા ખરો આભાર તો આપણા ધર્મમાતા આનંદા ભાભીનો છે, કે જેઓ કાંઈ પણ સ્વાર્થ વગર આપણને સારો બોધ આપે છે

**આનંદા**—બ્હેનો, હવે આજે આપણો નિયમનો વખત થઈ ગયો છે, માટે ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવામા આવે છે—બોલો 'આદીશ્વર ભગવાનની જય'

---

[1] સ્તનપાન [2] કુશળ [3] નિયમ

**ધર્મદાસશેઠ**—હે શ્રાવિકાઓ, પછી આનંદા અને લીલતા ઉઠ્યા એટલે બીજી બધી શ્રાવિકાઓ ઉઠી પોતપોતાને ઘેર ચાલી ગઇ સાધર્મિ માતાઓ અને બ્હેનો, આજે આપણો પણ વખત થઇ ગયો છે, માટે આજની ધર્મવાર્તા પૂરી કરવામા આવે છે બોલો **આદીશ્વર ભગવાનની જય. શ્રી વીરશાસનની જય.**

પછી ધર્મદાસશેઠ મણિ તરફ સામે જોઇ કહ્યુ, મણિ આજે તો વીરભગવાનની આરતી ગા તે પછી આપણે બધા ઘેર જઇશુ

મણિ—જેવી ધર્મપિતાની આજ્ઞા પછી મણિ વીરભગવાનની આરતિ બોલે છે —

## શ્રી વીરભગવાનની આરતિ.

જય જય જિનવર દેવ,

વીર જગત્ સ્વામી, વીર જગત્ સ્વામી,
જય પ્રભુ [1]નિર્મળનામી, કર્મ તણા [2]વામી જયદેવ જયદેવ ૧
જય જગ [3]આધાર, જિનવર ઉપકારી, જિનવર
[4]પાપાપંક પરિહારી, [5]વિમલ બોધ ધારી જયદેવ ૨
પ્રભુ તવ શાસન [6]સાર, જયવંતુ જગમા, જયવંતુ
અતિ ઉદ્યોત ધરે છે, પ્રભુ [7]પર દર્શનમા જયદેવ ૩
નાથ નિરંજન આપ [8]કેવળ ગુણધારી, કેવળ ગુ
સિદ્ધિ પદે [9]પદ ધારી, સુખકર [10]શિવકારી જયદેવ ૪

આ પ્રમાણે વીરભગવાનની આરતી પૂરી થયા પછી શ્રી મહાવીર ભગવાનનો જય બોલાવી બધો શ્રાવિકસમાજ પોતપોતાને

---

૧ નિર્મળ નામવાળા ૨ મને નાશ કરનાર ૩ જગતના આ[illegible] ૪ પાપરૂપી કાદવને દૂર કરનાર ૫ નિર્મળ જ્ઞાનને ધારણ કરનાર ૬ શ્રેષ્ઠ ૭ પર દર્શનોમા
૮ કેવળજ્ઞાનના ગુણને ધારણ કરનાર ૯ સ્થાન પદ ૧૦ મોક્ષની

સ્થાને જવાને ઉભો થયો તે વખતે એક વૃદ્ધ શ્રાવિકા ઉંચ સ્વરે બોલી—"ધર્મદાસભાઇ, મને બાધા આપો"

**ધર્મદાસ**—માતા, શેની બાધા લેવી છે?

**વૃદ્ધા**—આજથી જ્યાસુધી હુ છુ, ત્યાસુધી મારા કુટુબમા મારે હાથે બાળલગ્ન કરવા નહી, એવી બાધા લેવી છે

**ધર્મદાસશેઠ**—ધન્ય છે શ્રાવિકા તમને ધન્ય છે બહુ મા રો વિચાર કર્યો તે વખત બીજી પચાશ શ્રાવિકાઓ બોલી ઉઠી—ધર્મપિતા, અમને પણ તેવી બાધા આપો તે જોઇ ધર્મ દાસશેઠ ઉંચેસ્વરે બોલ્યા—માતાઓ અને બ્હેનો, જેઓને પોતા ના કુટુબમા બાળલગ્ન ન કરવાની બાધા લેવી હોય, તેઓ હાથ જોડી ઉભા રહો

ધર્મદાસશેઠના આવા વચન સાભળી બીજી સો શ્રાવિકાઓ બાધા લેવા ઉભી થઇ, એકદર બધી મળીને બસો શ્રાવિકાઓએ પોતાના કુટુબમા સતાનોના બાળલગ્ન ન કરવાની બાધા લીધી ધર્મદાસશેઠે ઉચે સ્વરે પચ્ચખાણ આપ્યા તે પછી બધી શ્રાવિ કાઓ અરીહંત ભગવાનની જય બોલતી પોતપોતાને ઘેર ચાલતી થઇ

રસ્તામા પરસ્પર વાતો કરતી શ્રાવિકાઓ જાય છે તેઓમા કેટલીએક એક બીજીને પુછે છે કે "પોતાના સ્વામીની સમતિ વગર લીધેલી આ બાધા શી રીતે નભી શકશે? ત્યારે તેઓ એક બીજાને જવાબ આપે છે કે, જે શ્રાવિકાઓએ બાધા લીધી છે, તે ઓના પતિ કેળવણી પામેલા છે, તેથી તેમની સમતિ મળવામા વાધો આવશે નહીં તેમા કેટલીએક તો પુરૂષોની મરજી ન છતા બાળલગ્ન કરવાનો આગ્રહ રાખનારી છે તેઓની બાધા તો ખુ શીથી નભી શકશે" આ પ્રમાણે બાળલગ્નની બાધાની ચર્ચા ક

# દિવસ ૧૯ મો.



નિત્યના નિયમ પ્રમાણે ધર્મદાસશેઠ શ્રાવિકાશાળામાં આવે છે તેમના આવવાથી બધી શ્રાવિકાઓ આદીશ્વર ભગવાનનો જય બોલાવી તેમને વધાવી લે છે

સર્વ શ્રાવિકા સમાજ ભરાયા પછી નિત્યનો સમય થયો એટલે ધર્મદાસશેઠ નીચે પ્રમાણે મંગળાચરણ બોલ્યા —

### વસંતતિલકા

જે શીલધર્મ હૃદયે ધરતી સુમાગે,
જેની સદા વિનયથી નિજ નાથ સંગે,
તે શ્રાવિકા જગતમાં જયવંત થાઓ,
સમાન કષ્ટ સમયમાં લણુ માહિ ન્યાઓ ૧

મંગળાચરણ થઈ રહ્યા પછી ધર્મદાસશેઠે પોતાની ઉપદેશવાર્તા નીચે પ્રમાણે શરૂ કરી હે સદ્ગુણી શ્રાવિકાઓ, શિવચંદ્ર શેઠની સ્ત્રી આનંદાનો નિત્યનો સમય થયો એટલે પોતાની પુત્રી લલિતાને બોધ આપવાને માટે તૈયાર થઈ હમેશની જગાએ આવી, તે વખતે ચંચળ, રેમ, પુતળી, જમા, પ્રેમબા, પોની વગેરે બધી શ્રાવિકાઓ હાજર થઈ બેઠી હતી તેમણે આનંદાને નમો થઈ માન આપ્યું ના નાન થઈ ગે । અને આનંદા પોતાની ઉપદેશવાર્તા શરૂ કરે છે, તેવામાં આનંદાની નાની દીકરી કુમુદ બહારથી દોડતી દોડતી ત્યાં આવી અને પોતાની માતા આનંદા અને મોટી બ્હેન લલિતાને પગે લાગી કુમુદના મુખ ઉપર આજની બધી ખુશાલી જોઈ આનંદાએ તેણીને પુછ્યું, કુમુદ, આજે આટલી બધી આનંદમાં કેમ દેખાય છે?

કુમુદ—મા, આજે હું જૈનકન્યાશાળામાંથી ઇનામ મેળવી લાવી

આનંદા—શેનું ઇનામ મેળવ્યું?

કુમુદ—જુવો આ સુંદર સાડી મળી

એમ કહી માનદાના હાથમાં સાડી આપે છે તેને બીજી બધી શાવિકાઓ જુવે છે

આનંદા—બ્હેન, આ ઇનામ શાથી મળ્યું

કુમુદ—હું દડકમાં પાસ થઈ, તેથી મને આ ઇનામ મળ્યું

આનંદા—કુમુદ, કોણે પરીક્ષા લીધી હતી?

કુમુદ—વસંતના શેઠાણીએ તેઓ દરમાસે અમારી કન્યાશાળામાં આવી છોકરીઓની પરીક્ષા લઈ સારાં સારાં ઇનામ આપે છે

પ્રમદા—આનંદા બ્હેન, એ વસંતના શેઠાણી કોણ છે?

આનંદા—શું તમે તેમને નથી ઓળખતા? એ તો આપણા જ્ઞાતિપુત્રમાં પ્રખ્યાત શ્રાવિકા છે તેમણે જ્ઞાનશાળા[illegible]ની પાસે સારો અભ્યાસ કર્યો છે તેમની બુદ્ધિ ઘણીજ સારી છે થોડા વખતમાં તેમણે કર્મગ્રંથ સુધીનો અભ્યાસ કરી લીધો [illegible] એ મારા શ્રીમતના પત્ની છે તેમના પતિ [illegible] વેપારી હતા, તેમણે નીતિને માર્ગે સારો [illegible] નોકરીનો સ્વર્ગવાસ થયા પછી વિધવા થયેલા વસંતનાએ તેમની લક્ષ્મીનો સદુપયોગ કરવા માંડ્યો છે તેમ [illegible] પોતાનુ દ્રવ્ય વાપરે છે, તથાપિ તેઓ જ્ઞાનક્ષેત્ર અને શ્રાવિકા [illegible] આગળ [illegible] તેઓએ નિશ્ચય કર્યો છે કે, જે શ્રાવિકાઓને માટે જ્ઞાનક્ષેત્રને પુષ્ટિ કરવામાં આવે તો [illegible] બધા ક્ષેત્રો એની મેળે પુષ્ટિને પ્રાપ્ત કરશે આવા નિશ્ચયથી તેઓ દરમાસે જૈન કન્યા-

તમારે યા૦ રાખવા જોઇએ પેહેલી રત્નપ્રભા, બીજી શર્કરા પ્રભા, ત્રીજી વાળુકપ્રભા, ચોથી પંકપ્રભા, પાચમી ધૂમપ્રભા છઠી તમ પ્રભા, અને સાતમી તમસ્તમ પ્રભા—એ સાત નારકીના ગોત્ર છે અને ધમા વશા શેલા વીગેરે તેમના સાત નામ છે પણ હાલમા આપણા શ્રાવકોમા આ ગોત્રના નામ પ્રસિદ્ધ છે તેથી મે તમોને આ નામ કહ્યા છે તે પછી દશ ભુવનપતિના દશ દંડક છે એટલે બીજે દંડક અસુરકુમારનો, ત્રીજો નાગકુમારનો, ચોથો સુવર્ણકુમારનો, પાચમો વિદ્યુત્કુમારનો, છઠો અગ્નિકુમારનો, સાતમો દ્વીપકુમારનો, આઠમો ઉદધિકુમારનો, નવમો દિગ્કુમારનો, દશમો વાયુકુમારનો, અને અગીયારમો સ્તનિતકુમારનો દંડક છે બારમો પૃથ્વીકાયનો દંડક છે, તેરમો અપ્કાયનો દંડક છે ચાદમો તેઉકાયનો દંડક છે, પંનરમો વાયુકાયનો દંડક છે, સોળમો વનસ્પતિકાયનો દંડક છે, સત્તરમો બેઇંદ્રિયજીવનો દંડક છે, અઢારમો તેઇંદ્રિયજીવનો દંડક છે, ઓગણીશમો ચોરેંદ્રિયજીવનો દંડક છે, વીશમો તિર્યચપંચેંદ્રિય જીવનો દંડક છે, એકવીશમો મનુષ્યનો દંડક છે, બાવીશમો વાણુ વ્યંતર દેવતાના દંડક છે, ત્રેવીશમો જ્યોતિષી દેવતાનો દંડક છે અને ચોવીશમો વૈમાનિક દેવતાનો દંડક છે આ પ્રમાણે જુદી જુદી જાતિના જીવોના જુદા જુદા દંડક પાડેલા છે

**ચંચળ**— માન દા કાકી, જે ચોવીશમો વૈમાનિક દેવતાનો દંડક કહ્યો, તે વિષે વધારે સમજાવો

**આનંદા**—બ્હેનો, તે વૈમાનિક દેવોના દંડકના મૂળ બે ભેદ છે સકલ્પ અને કલ્પાતીત જે દેવતાઓ આચારવાળા હોય તે સકલ્પ કહેવાય છે તે [1]કલ્પ બાર દેવલોકના દેવોને હોય છે, તે બાર દેવલોકના નામ આ પ્રમાણે છે ૧ સૌધર્મ દેવલોક, ૨ ઈશાન દેવલોક, ૩ સનત્કુમાર દેવલોક, ૪ માહેંદ્ર દેવલોક, ૫ બ્રહ્મ દેવલોક, ૬ લાંતક દેવલોક, ૭ મહાશુક્ર

૧ સેવ્ય સેવક ભાવ

દેવલોક, ૮ સહસ્રાર દેવલોક, ૯ આનત દેવલોક, ૧૦ પ્રાણત દેવલોક, ૧૧ આરણ દેવલોક, અને ૧૨ અચ્યુત દેવલોક—એ બાર દેવલોક કહેવાય છે

બીજા કલ્પાતીત દેવતા કહેવાય છે જેઓને સ્વામી સેવકનો સબંધ નથી, તેઓ કલ્પાતીત દેવતા કહેવાય છે તેઓના ભેદ ૨ છે ગ્રૈવેયક અને અનુત્તર વિમાનના દેવતા તેમા ગ્રૈવેયક નવ અને અનુત્તર વિમાન પાચ કહેવાય છે ૧ સુદર્શન, ૨ સુપ્રતિબદ્ધ, ૩ મનોરમ, ૪ સર્વતોભદ્ર, ૫ સુવિશાળ, ૬ સુમનસ, ૭ સૌમનસ્ય, ૮ પ્રીતિકર અને ૯ આદિત્ય—એવા તેના નામ છે ૧ વિજય ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજિત અને ૫ સર્વાર્થસિદ્ધ,—એ પાચ અનુત્તર વિમાનના નામ છે

એ [illegible] ને જુદા જુદા ચોવીસ દ્વારમા ઉતાર્યા છે તેથી તે દ્વાર કહેવાય છે તમે લક્ષ દઈને સાભળજો તે ચોવીસ દ્વારના નામ આ પ્રમાણે છે—૧ શરીરદ્વાર, ૨ અવગાહનાદ્વાર, ૩ [illegible], ૪ સંજ્ઞાદ્વાર, ૫ સંસ્થાનદ્વાર, ૬ કષાયદ્વાર, ૭ લેશ્યાદ્વાર, ૮ ઇંદ્રિયદ્વાર, ૯ સમુદ્ઘાતદ્વાર, ૧૦ દૃષ્ટિદ્વાર, ૧૧ દર્શનદ્વાર, ૧૨ જ્ઞાન તથા અજ્ઞાનદ્વાર, ૧૩ યોગદ્વાર, ૧૪ ઉપયોગદ્વાર, ૧૫ ઉપપાતદ્વાર, ૧ ચ્યવનદ્વાર, ૧૭ આયુષ્યદ્વાર, ૧૮ પર્યાપ્તિદ્વાર, ૧૯ દિગ્દ્વાર, ૨૦ સંજ્ઞાદ્વાર, ૨૧ ગતિદ્વાર, ૨૨ આગતિદ્વાર, ૨૩ વેદદ્વાર, અને ૨૪ અલ્પબહુત્વદ્વાર,—એ ચોવીશ દ્વાર જાણવા

૧ પહેલુ શરીરદ્વાર છે તે શરીર ૧ ઔદારિક, ૨ વૈક્રિય, ૩ આહારક, ૪ તૈજસ અને ૫ કાર્મણ—એવા પાચ પ્રકારનુ છે ગર્ભજતિર્યંચનો એક દંડક, અને વાયુકાયનો એક દંડક એ બે દંડકને વિષે ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ—એ ચાર શરીર હોય છે સમૂર્છિમ તિર્યંચને ઔદારિક, તૈજસ અને કાર્મણ—એ

ત્રણ શરીર હોય છે અને મનુષ્યના એક દંડકના જીવોને તે પાંચે શરીર હોય છે તેમાં સમૂર્છિમ મનુષ્યોને ઔદારિક, તેજસ અને કાર્મણ—એ ત્રણ શરીર હોય છે—બાકીના એકવીશ દંડકના જીવોમાં નારકી અને દેવતાના મળી ચૌદ દંડકને વિષે વૈક્રિય, તૈજસ અને કાર્મણ—એ ત્રણ શરીર હોય છે એક વાયુકાય સિવાય બાકીના સ્થાવરના ચાર દંડકના જીવોને અને વિકલેંદ્રિયના ત્રણ દંડકના જીવોને ઔદારિક, તૈજસ અને કાર્મણ—એ ત્રણ શરીરો હોય છે

બીજું અવગાહના દ્વાર છે તે દ્વારથી ચોવીશ દંડકના શરીરનું પ્રમાણ બતાવાય છે પાંચ સ્થાવરમાં વનસ્પતિકાય સિવાય બાકીના ચાર સ્થાવરમાં જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત ગુણું અધિક એવું શરીરનું પ્રમાણ છે બાકીના જે વીશ દંડક રહ્યા, તે બધામાં શરીરનું પ્રમાણ જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું અને ઉત્કૃષ્ટથી નારકીના દંડકમાં પાંચસો ધનુષ્યનું અને દેવતાના તેર દંડકમાં સાત હાથનું પ્રમાણ છે તેમાં સાત નારકીના જીવના શરીરનું પ્રમાણ જુદું જુદું કહેલું છે સાતમી નરકે પાંચસો ધનુષ્ય, છઠી નારકે અઢીસે ધનુષ્ય, પાંચમી નારકે સવાસો ધનુષ્ય, ચોથી નારકે બાસઠ ધનુષ્ય ત્રીજી નારકે સાડાએકત્રીશ ધનુષ્ય, બીજી નારકે સાડાપંદર ધનુષ્ય ને બાર આગળ અને પેહેલી [illegible] અંગુલનું પ્રમાણ છે

દેવતામાં પણ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક, સૌધર્મ તથા ઇશાન—એ બે લોક સુધી સાત હાથનું શરીરનું માન છે તે પછી ત્રીજા સનત્કુમાર અને ચોથા માહેંદ્ર—એ બે લોકમાં છ હાથનું શરીરનું માન છે પાંચમા બ્રહ્મલોક તથા છઠા લાંતક—એ બે લોકમાં પાંચ હાથનું શરીરનું માન છે, તથા સાતમો શુક્ર અને આઠ-

મો સહસ્રાર–એ બે લોકમા ચાર હાથનુ શરીરનુ માન છે નવમો આા ત અને દસમો પ્રાણત અગીયારમો આરણ અને બારમો અ ચ્યુત—એ ચાર દેવલોકમા ત્રણ હાથનુ શરીરનુ માન છે નવ ગ્રૈવેયકમા બે હાથનુ અને પાચ અનુત્તર વિમાનમા એક હાથનુ શ રીરનુ માન છે

ગર્ભજ તિર્યંચમા શરીરનુ માન એકહજાર યોજનનુ છે અને વનસ્પતિકાયના જીવોનુ માન એક હજાર યોજનથી કાઇક અધિક છે ગભજ મનુષ્ય અને ત્રણ ઇંદ્રિયવાળા જીવોનુ માન ત્રણ ગાઉ સુધીનુ છે, બેઇંદ્રિય જીવોના શરીરનુ માન બાર યોજન સુધી નુ છે અને ચાર ઇંદ્રિય જીવોના શરીરનુ માન એક યોજનનુ છે

પ્રિયબ્હેનો, જેજે ગડના જીવને વૈક્રિય શરીર હોય છે, તે બે જાતનુ હોય છે એક તો ભવોપગ્રાહી અને ઉત્તર વૈક્રિય ભવોપગ્રાહી નુ માન મે તમોને સમજાવ્યુ છે, તેમજ સમજવુ અને ઉત્તર વૈક્રિય પેહેલા સમયમા તેના શરીરનુ માન અ ગુલના અસ ખ્યાતમા ભાગ જેટલુ હોય છે અને પછી વધતુ વધતુ જે દરેકે જેટલુ વધવાનુ હો ય તેટલુ વધી શકે છે દેવતાનુ વૈક્રિય શરીર એક લાખ યોજન સુધી વધી શકે છે,મનુષ્યનુ વૈક્રિય શરીર એક લાખ યોજનથી અધિક વ ધી શકે છે, તિર્યંચજીવોનુ વૈક્રિય શરીર નવસો યોજન સુધી વ ધી શકે છે અને નારકીના જીવોનુ વૈક્રિય શરીર પોતાના મૂલ પ્રમાણથી બમણુ થઇ શકે છે

**ચ ચળ**—પૂજ્ય કાકી, મારા મનમા એક શકા છે, તે નિ વારણ કરો

**આન દા**—બ્હેન, ખુશીથી કહે

ચ ચળ—તમે જે વૈક્રિય શરીરનુ માન કહ્યુ પણ તે વૈક્રિયશ રીર કયા સુધી વધેલુ ટકી રહેતુ હશે? તે સમ જાવો

આનંદા—મ્હેન ચ ચ ા, તેને માટે આપણા દ ડકશાસ્ત્રમાજે કહેલુ છે, તે સાભળ, નારકીના જીવોનુ વેક્રિયશરીર અંતમુહુર્ત્ત સુધી ટકી રહે છે, અને તે પછી તે વિમરાળ થઇ જાય છે તિર્યંચ અને મનુષ્યોને વક્રિયશરીર એક પોહોર સુધી ટકી શકે છે દેવતાઓનુ વૈક્રિય શરીર પનર દિવસ ટકી શકે છે મ્હેનો, એવી રીતે બીજુ અવગાહના દ્વાર કહ્યુ, તે ધ્યાનમા ગણજો હવે ત્રીજુ સંઘયણદ્વાર કહુ છુ, તે સાભળો—

તે ચોવીશ દ ડકના જીવોમા ક્યા દ ડકના જીવના શરીરનો બાધો કેવો છે ? તે જાણવાને માટે ત્રીજા સ ઘયણદ્વારનુ પ્રયોજન છે સ ઘયણના છ પ્રકાર છે ૧ વજ્ર ઋષભનારાચ સ ઘયણ, ૨ ઋષભનારાચ સ ઘયણ ૩ નારાચ સ ઘયણ ૪ અર્દ્ધ નારાચ સ ઘયણ, ૫ કીલિકા સ ઘયણ અને ૬ છેવટ્ઠુ—સેવાર્ત્તસ ઘયણ તે દરેક સઘયણના જુદા જુદા અર્થ છે, તે હુ તમને બીજે પ્રસગે સમજાવીશ

સ્થાવરના પાચ દ ડક, દેવતાના તેર દ ડક, નારકીનો એક—એ ઓગણીશ દ ડકના જીવોને છએ સ ઘયણમાથી એકે સ ઘયણ હોતુ નથી કારણકે, જે શરીરમા હાડ તથા માસ હોય ત્યા સ ઘયણ હોઇ શકે અને તે ઓગણીશ દ ડકના જીવોને હાડ તથા માસ હોતા નથી બે ઇંદ્રિય, તેંદ્રિય અને ચોરિંદ્રિય—એ વિકલેંદ્રિયના ત્રણ દ ડકના જીવોને છેલ્લુ છેવટ્ઠુ અથવા સેવાર્ત્ત સ ઘયણ હોય છે

ચોથુ સ જ્ઞાદ્વાર છે સ જ્ઞાનો અર્થ જ્ઞાન થાય છે તે સ જ્ઞા આહાર, ભય, પરિગ્રહ અને મૈથુન—એવા ચાર પ્રકારની છે તેમજ ક્રોધ, માન, માયા, લોભ અને લોક એ છ પ્રકારે પણ સ જ્ઞા કહેવાય છે પ્રથમની ચાર તેની સાથે મેળવતા બધી મળીને દશ થાય છે એકેંદ્રિય જીવથી માડીને ચોવીશે દ ડકના જીવોને એ દશ સ જ્ઞા હોય છે

દશ દંડક, વ્યંતર દેવનો એક દંડક, પૃથ્વીકાયનો એક દંડક, અને વનસ્પતિકાયનો એક દંડક—એ ચઉદ દંડકે તેવિષે કૃષ્ણ, નીલ, કાપેત અને તેજો-એ ચાર લેશ્યા હોયછે

૮ આઠમુ ઇંદ્રિયદ્વાર છે જીભ, કાન, નાક, આંખ અને શરી ર—એ પાંચ ઇંદ્રિયો છે તેઓમાથી જે દંડકે જેટલી ઇંદ્રિયો હોય, તે જણવાને માટે આ ઇંદ્રિયદ્વારનો ઉપયોગ છે

સ્થાવરના પાંચ દંડકમા એક સ્પર્શ અથવા શરીર ઇંદ્રિય હો ય છે બેઇંદ્રિના ત્રણ દંડકમા બે ઇંદ્રિયને બે, ત્રણ ઇંદ્રિયને ત્રણ અને ચઉરેંદ્રિને ચાર ઇંદ્રિયો હોય છે, બાકીના સોળ દંડક મા પાંચે ઇંદ્રિયો હોય છે

૯ નવમુ સમુદ્ઘાતદ્વાર છે તે સમુદ્ઘાતના બે ભેદ છે જીવ સબંધી સમુદ્ઘાત અને અજીવ સબંધી સમુદ્ઘાત, અહિં જીવ સબંધી સમુદ્ઘાત લેવાની છે આત્માની વેદના વિગેરેથી ઘાત થાય, તે સમુદ્ઘાત કહેવાય છે તે જીવ સબંધી સમુદ્ઘાતના સાત પ્રકાર પડે છે ૧ વેદનાસમુદ્ઘાત, ૨ કષાયસમુદ્ઘાત, ૩ મરણ સમુદ્ઘાત, ૪ વૈક્રિયસમુદ્ઘાત, ૫ તેજસ સમુદ્ઘાત, ૬ આહાર, સમુદ્ઘાત ૭ કેવળી સમુદ્ઘાત એ સાત પ્રકારે આત્માના પ્રદેશ શરીરથી બાહેર નીકળે છે, માટે તે જીવ સમુદ્ઘાત કહેવાય છે

મનુષ્યના એક દંડકમા વેદના વીગેરે સમુદ્ઘાત હોય છે વા યુકાયના એક દંડક વિના બાકીના ચાર સ્થાવરના ચાર દંડકને વિષે વેદના, કષાય અને મરણ—એ ત્રણ સમુદ્ઘાત હોય છે વિ કલેંદ્રિયના ત્રણ દંડકમા પણ તે વેદન, કષાય અને મરણ એ ત્રણ સમુદ્ઘાત હોય છે ગર્ભજતિર્યંચનો એક દંડક અને દેવતાના તેર દંડક એ ચૌદ દંડકને વિષે આહારક અને કેવળી એએ બે સમુદ્ઘાત શિવાયની બાકીની પાંચ સમુદ્ઘાત હોય છે નારકીનો એક દંડક

ષ્યના એક દડકને વિષે એક સમયમા સખ્યાતાજીવ ઉપજે છે પાચ સ્થાનમાહેલા વનસ્પતિકાયના એકદડકને વિષે એકસમયમા અનતાજીવ ઉપજે છે અને બાકી ચારસ્થાવરના ચારદડકને વિષે એક સમયમા અસખ્યાતાજીવ ઉપજે છે મનુષ્યના દડકમાજે સમૂર્છિમ મનુષ્યો છે, તેઓ એક સમયમા અસખ્યાતા જીવ ઉપજે છે

હે સદ્‌ગુણી બ્હેનો, જેવી રીતે એ ચોવીશ દડકમા એક સમયમા જીવોની ઉત્પત્તિ કહી તેવીજ રીતે તે જીવોનુ આવવુ પણ જાણી લેવુ એટલે જે દડકમા જેમ જીવો ઉપજે છે, તેમ તેઓ ચવે છે

૧૮ અઢારમુ આયુષ્ય સ્થિતિનુ દ્વાર છે એ દ્વારથી ચોવીશ દડકના જીવોના આયુષ્યનુ પ્રમાણ કહી શકાય છે પાચ સ્થાવરના પાચ દડકમા પૃથ્વીકાયજીવોના આયુષ્યની સ્થિતિ બાવીશ હજાર વર્ષની છે અપ્‌કાયજીવની સાત હજાર વર્ષની છે, વાયુકાયજીવની ત્રણ હજાર વર્ષની છે, વનસ્પતિકાય જીવની દશ હજાર વર્ષની છે અગ્નિકાયજીવના આયુષ્યની સ્થિતિ ઉત્કૃષ્ટી ત્રણ દિવસની છે મનુષ્ય અને તિર્યચ—એ બે દડકના જીવોની આયુષ્યની સ્થિતિ ત્રણ પલ્યોપમની છે

વૈમાનિક દેવતાના અને નારકીના દડકમા આયુષ્યની ઉત્કૃષ્ટી સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે વ્યતર દેવતાની એક પલ્યોપમની છે જ્યોતિષી દેવતાઓમા ચદ્રનુ આયુષ્ય એક લાખ વર્ષથી અધિક એવા એક પલ્યોપમનુ છે અને સૂર્યનુ આયુષ્ય એક હજાર વર્ષથી અધિક એવા એક પલ્યોપમનું છે

અસુરકુમારનિકાયના દેવતાઓનુ આયુષ્ય એક સાગરોપમથી કાઈક અધિક છે અને બાકીના નવ નિકાયના દેવતાઓનુ આયુષ્ય કાઈક ઓછા બે પલ્યોપમનુ છે

વિકલેંદ્રિયના ત્રણ દંડકમા બેઇંદ્રિય જીવનુ આયુ'ષ બારવરસનુ છે, તેઇંદ્રિનુ આયુ ઓગણપચાસ દિવસનુ છે અને ચારિંદ્રિયનુ આયુષ્ય છ માસનુ છે આ બધી આયુ'ષની સ્થિતિ ઉત્કૃષ્ટી જાણવી હવે આયુષ્યની જઘન્યસ્થિતિ કહેવામા આવે છે પાચ સ્થાવરના પાચ દંડક, વિકલેંદ્રિયના ત્રણ દંડક, તિર્યચ પચેંદ્રિયનો એક દંડક, અને મનુષ્યનો એક દંડક—એ દશ દંડકને વિષે જઘન્યથી આયુષ્યની સ્થિતિ અતર્મુહુર્ત્તની છે ભવનપતિના દશ દંડક, નારકીનો એક દંડક, અને વ્યંતર દેવતાનો એક દંડક— એ બાર દંડકના જીવોની જઘન્યથી આયુષ્યની સ્થિતિ દશ હજાર વર્ષની છે વૈમાનિક દેવતાનુ આયુષ્ય જઘન્યથી એક પલ્યોપમનુ છે અને જ્યોતિષી દેવત નુ આયુષ્ય જઘન્યથી એક પલ્યો પમના આઠમા ભાગનુ છે

પ્રિય બ્હેનો, હવે હુ તમને ૧૯ ઓગણીશમુ પર્યાપ્તિદ્વાર કહુ, તે તમે ધ્યાન દઇને સાંભળજો પુદ્ગળોના એકઠા થવાથી પુદ્ગળોને પરિણમન કરવાની જે એક જાતની શક્તિ તે પર્યાપ્તિ કહેવાય છે તે પર્યાપ્તિના છ પ્રકાર છે ૧ આહારપર્યાપ્તિ, ૨ શરીરપર્યાપ્તિ, ૩ ઇંદ્રિય પર્યાપ્તિ, ૪ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ, ૫ ભાષાપર્યાપ્તિ, અને મન પર્યાપ્તિ એવા તના નામ છે જે શક્તિથી પ્રાણી આહાર લઈ તેને રસપણે પરિણમાવે તે આહારપર્યાપ્તિ કહેવાય છે તે આહાર લીધા પછી ખોરાકના વિસ્તરથી જે રસ, લોહી, માંસ, મ [illegible], [illegible], મજ્જા અને વીર્ય—એ સાત ધાતુ પરિણમાવી શરીરનુ બધારણ જે શક્તિથી કરે તે બીજી શરીરપર્યાપ્તિ કહેવાય છે તે સાત ધાતુરૂપે બનેલા આહાર વગેરેથી એક, બે, ત્રણ ચાર કે પાચ ઇંદ્રિયોને યોગ્ય પોતપોતાના ઇંદ્રિયરૂપ પરિણામને પમાડવાની જે શક્તિ તે ત્રીજી ઇંદ્રિય પર્યાપ્તિ કહેવાય છે વાયુને શરીરમા ખેચવો તે શ્વાસ અને શરીરથી બાહેર કાઢવો તે નિ

શ્વાસ કહેવાય છે જે શક્તિથી તે શ્વાસ તથા નિશ્વાસને યોગ્ય વર્ગણાના વળીયા લઇ તેવા પરિણામને પરિણમાવી અવલંબીમુકી શકાય તે ચોથી શ્વાસોશ્વાસ પર્યાપ્તિ કહેવાય છે ભાષા બોલવાને યોગ્ય એવા વળીયા લઇ તેને ભાષારૂપે પરિણમાવી અવલંબી મુકવાની જે શક્તિ, તે પાચમી ભાષા પર્યાપ્તિ કહેવાય છે

મનને યોગ્ય એવા દલિયા ગ્રહણ કરી તેને મનરૂપ પરિણામ પમાડી, તેનુ અવલંબન કરવાથી જીવ મનન કરવાને સમર્થ થાય છે, તે મનન કરવાની જે શક્તિ તે છઠી મન પર્યાપ્તિ કહેવાય છે

દેવતાના તેર દંડક, મનુષ્યનો એક દંડક, તીર્યંચનો એક દંડક અને નારકીનો એક દંડક—એ સોળ દંડકને વિષે છયે પર્યાપ્તિઓ હોય છે સ્થાવરના પાચ દંડકમા ભાષા અને મન—એ બે પર્યાપ્તિ સિવાય, બાકીની ચાર પર્યાપ્તિઓ હોય છે વિકલેંદ્રિયના ત્રણ દંડકને વિષે એક મન પર્યાપ્તિ વિના બાકીની પાચ પર્યાપ્તિઓ હોય છે

પ્રિય બ્હેનો, હવે ચોવીશમુ આહારદ્વાર છે, તે વિષે જે કહુ, તે વર્ણન સાભળજો તે ચોવીશ દંડકોમા કયા દંડકનો જીવ કઇ દિશિનો આહાર લે છે, તે આહારદ્વારથી જાણવાનુ છે

ચોવીશે દંડકના જીવ ચાર દિશાઓ અને ઉર્ધ્વદિશિ અને અધોદિશિ—એમ મળી છ દિશિ આહાર ગ્રહણ કરે છે તેમા સ્થાવરના પાચ દંડકના જીવોને તે છ દિશિનો આહાર હોય અથવા ન હોય એમ પણ છે, કારણકે, આ લોકની છેવટે જે સુક્ષ્મ પાચ સ્થાવર રહેલા છે, તેઓ ત્રણ દિશિનો, ચાર દિશિનો અથવા પાચ દિશિનો આહાર પણ ગ્રહણ કરે છે

બ્હેનો ! તે આહારના ત્રણ પ્રકાર છે ૧ ઓજાહાર, ૨ લોમાહાર, અને ૩ પ્રક્ષેપાહાર જે શરીરે ફરશે તે ઓજાહાર કહેવાય

છે ચામડી સાથે ફરસે તે લોમાહાર અને મોઢામા કોળીયા નાખ વા તે પ્રક્ષેપાહાર કહેવાય છે તેમા દેવ તથા નારકીના જીવોને ઓજાહાર અને લોમાહારહોય છે નારકીને તેઓને આહાર મનમા ચિતવ્યા પછી અમનોજ્ઞ ( નઠારી રીતે ) પરિણમે છે અને દેવતા ઓને શુભ મનોજ્ઞ (શુભ રીતે) પરિણમે છે, એકેદ્રિય વગેરે પાચ સ્થાવરને ઓજાહાર અને લોમાહાર હોય છે ત્રણ વિકલેદ્રિય, તિર્યચ પચેદ્રિય, અને મનુષ્યના જીવોને ઓજાહાર, લોમાહાર અને કવલાહાર હોય છે

હે પ્રિય બ્હેનો! હવે ૨૧ એકવીશમુ સજ્ઞાદ્વાર કહુ છુ, તે સાભળો—સજ્ઞાનો અર્થ જાણવુ થાય છે તે સજ્ઞા ત્રણ પ્રકારની છે, દીર્ઘકાલિકી, હિતોપદેશિકી અને દ્દષ્ટિવાદોપદેશિકી—જે ત્રણે કાળ ની વાત જાણે તે દીર્ઘકાલિકી સજ્ઞા કહેવાય છે જે પોતાના હિતમા એટલે શરીર સાચવવા વિગેરે પોતાને ગમતી વાતમા પ્રવર્ત્તે અને જે પોતાને અહિત—અણગમતી હોય તેથી નિવર્ત્તે તેબીજી હિતો પદેશિકી સજ્ઞા કહેવાય છે જે દ્વાદશાગી ભણવામા કે સમ્યગ દ્દષ્ટિમા પ્રવર્ત્તે તે ત્રીજી દ્દષ્ટિવાદોપદેશિકી સજ્ઞા કહેવાય છે

ભવનપતિ, વ્યતર, જ્યોતિષી અને વેમાનિક—એ ચાર પ્રકારના દેવતાના તેર દડક તિર્યચનો એક દડક અને નારકીનો એક દડક—એ પદર દડકના જીવોને વિષે દીર્ઘકાલિકી સજ્ઞા હોય છે કારણકે, તેઓ "અમુક કામ હુ કરૂ છુ, મે અમુક કામ કર્યુ અને અમુક કામ હુ કરીશ" એમ ત્રણે કાળનુ જ્ઞાન તેમને હોય છે

વિકલેદ્રિયના ત્રણ દડકના જીવોને હિતોપદેશિકી સજ્ઞા હોય છે, કારણકે, તેઓ પોતાનુ હિત અહિત સમજે છે અને તે પ્રમાણે પ્રવૃત્તિ નિવૃત્તિ કરે છે સ્થાવરના પાચે દડકના જીવોને એકે સજ્ઞા હોતી નથી મનુષ્યના એક દડકમા ત્રણે સજ્ઞા હોઇ શકે છે કાર

શકે, તેઓમા કોઈ સમ્યગ્દૃષ્ટિ ચૌદ પૂર્વધારી થાય છે

પ્રિય બ્હેનો, ૨૨ બાવીશમુ ગતિદ્વાર છે ગતિનો અર્થ ગમન કરવુ છે ચોવીશ દડક માહેલા કયા કયા દડકના જીવ મરીને કયા કયા દડકમા ગમન કરી ઉપજે છે, તે વાત આ દ્વારમા જણાવેલી છે

૨૩ ત્રેવીશમુ આગતિદ્વાર છે આગતિનો અર્થ આવવુ થાય છે એટલે કયા કયા દડકમા કયા કયા દડકના જીવ આવીને ઉપજે છે, તે એ દ્વારથી જાણવામા આવે છે પર્યાપ્તા પચેન્દ્રિય તીર્યંચ અને પર્યાપ્તા મનુષ્ય—એ બે દડકના જીવો ભવનપતિ વગેરે ચાર દેવતાના તેર દડકમા જાય છે અસખ્યાતા વર્ષના આયુષ્યવાળા જુગલિયા મનુષ્ય સિવાય સખ્યાતા વર્ષના આયુષ્યવાળા પર્યાપ્તા પચેન્દ્રિય તિર્યચ અને મનુષ્ય તથા પર્યાપ્તા પૃથ્વીકાય, અપકાય અને પ્રત્યેક વનસ્પતિકાયના પાચ દડકને વિષે દેવતાના તેર દડકના જીવ ચ્યવીને ઉપજે છે

અસખ્યાતા વર્ષની આયુષ્યવાળા જુગલિયા વિના સખ્યાતા વર્ષની આયુષ્યવાળા પર્યાપ્તા ગર્ભજતિર્યંચ અને મનુષ્યના જીવો સાતે નારકીના દડકમા જાય છે અને ત્યાથી નીકળી તે નારકીના જીવો સખ્યાતા આયુષ્યવાળા પર્યાપ્તા મનુષ્ય તથા તિર્યચના બે દડકને વિષે ઉપજે છે બાકીના બાવીશ દડકને વિષે નારકીના જીવ ઉપજતા નથી એ ઉપરથી એટલુ સમજવાનુ કે, પચેન્દ્રિય તિર્યચ અને ગર્ભજ મનુષ્ય નારકીમા ઉપજે છે અને તે નારકીમાથી નીકળી પાછો ગર્ભજતિર્યચ અને ગર્ભજમનુષ્યમા આવી ઉપજે છે

બ્હેનો, આ બાબત તમારે વધારે સમજવાની છે સમૂર્છિમ તિર્યંચ પચેન્દ્રિયજીવ પહેલી નરક સુધી જાય છે ખેચર જાતિના જીવો ત્રીજી નારકી સુધી જાય છે, સિંહ વગેરે ચોપગા પ્રાણી ચોથી નારકી સુધી જાય છે, ઉરપરિસર્પ જાતિના જીવો પાચમી નારકી સુધી

જાય છે, સ્ત્રીઓ છઠ્ઠી નારકી સુધી જાય છે અને મનુષ્ય તથા મત્સ્ય જાતિના જીવ સાતમી નારકી સુધી જાય છે

બ્હેનો, કઈ નારકીના જીવ કયા આવીને ઉપજે છે? એ પણ તમારે જાણવાનું છે સાતમી નારકીમાથી નીકળેલો જીવ ગર્ભજ તિર્યંચમા આવે છે અને સમકિત પણ પામે છે, છઠી નરકમાથી નીકળેલો જીવ ગર્ભજતિર્યંચ અને ગર્ભજમનુષ્યમા જાયછે અને તે દેશવિરતિપણું પામે છે, તે સર્વવિરતિપણુ પામી શકતો નથી પાચમી નરકમાથી નીકળેલો જીવ ગર્ભજ મનુષ્ય થાય અને સર્વવિરતિપણુ પામે છે પણ તે કેવળજ્ઞાન પામી શકતો નથી ચોથી નરકમાથી નીકળેલો જીવ ગર્ભજમનુષ્ય થાય છે અને તે કેવળજ્ઞાન પામે વા ન પામે પરંતુ તીર્થંકર તો થતોજ નથી ત્રીજી નરકમાથી નીકળેલો જીવ ગર્ભજમનુષ્ય થાય છે અને તીર્થંકર પણ થઈ શકે છે, પરંતુ વાસુદેવ અથવા બળદેવ થઈ શકતો નથી બીજી નરકમાથી નીકળેલો જીવ મનુષ્ય થાય છે અને વાસુદેવ તથા બળદેવ પણ થઈ શકે છે પરંતુ ચક્રવર્તી થઈ શકતો નથી પેહેલી નારકીમાથી નીકળેલો જીવ ચક્રવર્તી વગેરે સમગ્ર પદવીને પામે છે આ પ્રમાણે નારકીના જીવોનુ ગતિ અને આગતિદ્વાર જાણવુ

બ્હેનો, હવે પૃથ્વીકાય અપકાય અને વનસ્પતિકાય—એ ત્રણ દંડકના જીવોનુ આગતિદ્વાર તથા ગતિદ્વાર કહુ, તે તમે એક ચિત્ત સાભળજો—પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતિકાયના દંડકમા નારકીના જીવ શિવાય બાકીના ત્રેવીશ દંડકના જીવો આવી ઉપજે છે અને પૃથ્વી વગેરે પાચ સ્થાવરના પાચ દંડક, વિકલેંદ્રિયના ત્રણ દંડક, મનુષ્યનો તથા તિર્યંચનો એક દંડક—એ દશ દંડકને વિષે પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતિકાય એ ત્રણ દંડકના જીવો જાય છે ઉપર કહેલા દશ દંડકના જીવો ત્યાથી નીકળી તેઉકાય તથા વાયુકાય—એ બે દંડકના જીવો પાચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય અને એક પચેંદ્રિય તિર્યંચ—એ નવ દંડકમા ઉપજે છે પૃથ્વીકાય વગેરે દશ દંડકના જીવો ચ્યવીને વિકલેંદ્રિયમા આવે

છે અને બે વિકલેન્દ્રિયના જીવો તે દશ દંડકમા જાય છે ગર્ભજ તિર્યંચના જીવો ચોવીશે દંડકમા જાય છે અને આવે છે, મનુષ્યના દંડના જીવો ચ્યવીને ચોવીશે દંડકમા જાય છે તેઉકાય અને વાયુકાય વિના બાકીના બાવીશે દંડ ના જીવો મનુષ્યમા આવે છે

હે બ્હેનો, આ પ્રમાણે તે ગતિદ્વાર અને આગતિદ્વાર સમજવુ હવે હું તમને ૨૪ ચોવીશમુ વેદદ્વાર કહું તે તમે લક્ષપૂર્વક સાભળજો અહિં વેદનો અર્થ અભિલાષ થાય છે તે વેદના ત્રણ પ્રકાર છે ૧ સ્ત્રીવેદ, ૨ પુરૂષ વેદ, અને ૩ નપુસક વેદ જે પુરૂષ ઉપર અભિલાષ કરવા, તે સ્ત્રી વેદ કહેવાય છે સ્ત્રી ઉપર જે અભિલાષ કરવો તે પુરૂષવેદ અને સ્ત્રી તથા પુરૂષ બ નનો અભિલાષ કરવો તે નપુસકવેદ કહેવાય છે પચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યના દંડકને વિષે સ્ત્રી વેદ, પુરૂષ વેદ અને નપુસક વેદ ત્રણે હોય છે ભુવનપતિ, વ્યતર, જ્યોતિષી અને વમાનિક એ ચાર પ્રકારના દેવતાના તેર દંડકને વિષે સ્ત્રીવેદ તથા પુરૂષવેદ હોય છે, નપુસકવેદ હોતો નથી સ્થાવરના પાચ દંડક, વિકલેન્દ્રિના ત્રણ દંડક અને નારકીના એક દંડક--એ નવ દંડકને વિષે ફક્ત નપુસક વેદ જ હોય છે સ્ત્રીવેદ તથા પુરૂષવેદ હોતા નથી

બ્હેનો, આ પ્રમાણે ચોવીશ દંડકના જીવોને ચોવીશદ્વારે કહેલા છે, તે ઉપરાત એક પચવીશમુ અલ્પબહુત્વદ્વાર કહેલુ છે કયા દંડના જીવ સર્વથી થોડા છે અને કયા દંડકના જીવ સર્વથી વધારે છે, એ બાબત આ પચવીશમા દ્વારથી જણાય છે

બ્હેનો, જગતમા જેટલા જીવો છે, તેમા ગર્ભજ પર્યાપ્ત મનુષ્યના જીવ સર્વથી થોડા છે તેમનાથી બાદર અગ્નિકાય જીવ વધારે છે તેમનાથી વમાનિક દેવતા વધારે છે, તેઓથી દશભુવનપતિના જીવો અધિક છે તેઓથી નારકીના જીવો અધિક છે, તેમનાથી વ્યતરદેવ, તેમનાથી જ્યોતિષીદેવ, તેમનાથી ચૌરિન્દ્રિયજીવ અને તેમનાથી પચેન્દ્રિય તિર્યંચના જીવો અધિક છે તેમનાથી બેન્દ્રિય જીવ, તેથી તેન્દ્રિયજીવ, તેથી પૃથ્વીકાયજીવ, તેથી અપ્કાયજીવ, તેથી વાયુકાય જીવ, અને તેથી વનસ્પતિકાયજીવ અધિક છે

પ્રિયબ્હેનો એ પ્રમાણે ચોવીશ દડકના પચવીશ દ્વાર કહેલા છે મે તમને તેનું ટુક વર્ણન કરી બતાવ્યુ છે, તેનુ તમે બરાબર મ નન કરજો જેથી તમને જીવ સબધી સારૂ જ્ઞાન પ્રાપ્ત થશે

**ધર્મદાસ શેઠ કહે છે**—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આ નદા પોતાની પુત્રી લલિતાને અને બીજી શ્રાવિકાઓને કહેતી હતી તેવામા જયા બોલી—

**જયા**—ધર્મમાતા આનદા કાકીજી, તમે જે દડકની ઉપદેશ વાર્ત્તા કહી, તે બધી યાદ રહે તેવી નથી, માટે તે ની જો કોઇ ગરબી હેય તો કહો

**આનદા**—તે કવિતા લલિતા ને આવડે છે, તે બોલશે

**કુમુદ**—બા, મને પણ આવડે છે જો તમે કહો તો ગાઈ બતાવુ

**આનદા**—તુ અને લલિતા બને ગાઓ પછી લલિતા અને કુમુદ તે ચોવીશ દડકની કવિતા ગાઇ બતાવે છે

**ધર્મદાસશેઠ**—એ કવિતા અમારી શ્રાવિકા તમને ગાઈ બતાવશે

પછી ગગા તે કવિતા શ્રાવિકાશાળામા ગાય છે

## દડકની કવિતા

### ગરબી

' મારૂ સારૂ તે સુરત શેહેર '—એ રાહ

સુણો નવ શ્રાવક નાર, વાત વિચારીરે,
સુખકારક દડક બોધ, ધ્યો મન ધારીરે ૧
છે ચાર ગતિના જીવ, સર્વ પ્રમાણોરે,
તે સ્થાન તણા જે ભાગ, દડક જાણોરે ૨

તેથી ધર્મવાર્તા સમાપ્ત કરવામા આવે છે બોલો આદિના ભગવાન્નીજય પછી બધી શ્રાવિકાઓ આદીશ્વર ભગવાન જય બોલી ખુશી ખુશી થતી પોતાને ઘેર ચાલતી થઈ

ધર્મદાસ શેઠ અને ગંગા પોતાને ઘેર આવે છે ગંગા પતિની સેવામા હાજર રહે છે ધર્મદાસ શેઠ ગંગાની સેવા ભક્તિ જો ખુશી થાય છે અને પોતાના હૃદયમા વિચારે છે કે, આવી શ્રાવિ શ્રાવક સંસારને ખરેખર સુધારનારી છે પૂર્વે મેં ગંગા સુકૃત કર્યું હશે કે, જેથી આવી શ્રાવિકાની સાથે મારો સંસાર જોડાયો ધન્ય છે, આવી સ્ત્રીઓના જીવનને જેમણે પોતાના જીવનમા ઉ વૃત્તિ દર્શાવી છે, તેવી સ્ત્રીઓ આ મનુષ્ય સંસારમા સ્વર્ગનુ સુખ આપનારી છે હે વીર શાસનના દેવતા, તેવી ઉચ્ચ વૃત્તિવાળી શ્રાવિકાઓ બનાવી આ ભારતની જૈન પ્રજાનો ઉદ્ધાર કરો

'तथास्तु'

# श्राविकाभूषण तृतीय
## अलंकार.
## समाप्त

### अनुष्टुप्

श्राविकाभूषणं धृत्वा श्राविका श्राविका भवेत् ।
श्राविका श्राविकाभासा श्राविकाभूषणं विना ॥ १ ॥